# કંકાવટી

જાન્યુઆરી : ૧૯૯૧

મકરન્દ દવે

મનોહર બંદોપાધ્યાય

અયપ્પા પણિક્કર

અર્નાલ્દો દોસ સાન્તોસ

પ્રાણજીવન મહેતા

બાલુભાઈ પટેલ

ટાફ્યૂસ ફાઇફર

ભગવત રાવત

સંસ્કૃતિરાણી દેસાઈ

કાજુકો સિરાઇશી

રતિલાલ 'અનિલ'

તારિણીબહેન દેસાઈ

આર. કે. નારાયણ

સાંદીપનિ

બાબુ સુથાર

અલગારી

રાજેન્દ્ર ચોટપકર

# કંડારવટી

જાન્યુઆરી ૧૯૯૧

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૦ : અંક ૩૭૪ : મૂલ્ય : ૪ રૂપિયા

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.


## વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૩૦, બે વર્ષના રૂ. ૫૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ ,માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા સૂરત–૩૯૫૦૦૨ સરનામે જ કરવો.

*


તંત્રી–મુદ્રક–પ્રકાશક

**રતિલાલ મૂ. 'અનિલ'**

માલિક : આર. આર. રૂપાવાળા

ફોન : ૪૫૦૨૮

*

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન: ૧૯, ભગવતી મુદ્રણાલય, દૂધેશ્વર રોડ, ]અમદાવાદ–૪]

## કાળી રાતમાં / મકરન્દ દવે

નથી એ ઢેફું રહ્યું કે નથી એ ધૂળ રહી,
અહીં તો લીલી ધરાની તૃણેરી ઝૂલ રહી.

તને જે બિંદુ મળ્યાં બે'ક તે વિખેરી દે,
નદી તળાવ ભર્યાની કથા ફિજૂલ રહી.

હવાનો એક હિલોળો બની જે આવ્યો છે,
શું એને ફૂલપથારી રહી કે શૂલ રહી!

આ કાળી રાતમાં કકળાટ કર્યાથી શું વળે?
તિખારી એક જલાવી તો એ વસૂલ રહી.

ભવિષ્ય વાવી રહ્યો છું આ ભોળી આંખોમાં,
કદાચ ભૂલ ગણો તો ભલે એ ભૂલ રહી.

ઓ દોસ્ત, જીતી ગઈ તારી આ કલમબાજી,
લખી'તી લોહીથી એ વાત ના-કબૂલ રહી.

## વડલો / મનોહર બંદ્યોપાધ્યાય

ખેતરની કિનારે
એક ઘરડું તળાવ
એ તળાવને માથે
એક આદિમ વડલો

સદીઓના વિધ્વંશનો અવશેષ
સીમાનો આરંભ કે અંત
જટાઓમાં જકડાયેલો
ઇતિહાસે ખોટું પાડેલું સત્ય

સમેટી લે છે વૃક્ષ
બધો જ થાક
ઢાંકી દે છે હાથની નીચે
તડકો હોય કે વરસાદ

દરેક સ્થાને નથી હોતું
એ વૃક્ષ
દરેક વૃક્ષ વડલો નથી હોતું
તે જ થઈ જાય છે એ વૃક્ષ
જે બધું જ સહન કરતું હોય
જેને સદીઓનો અનુભવ હોય
જે સૌ કરતાં ઉદાર હોય.

પાટા* / અયપ્પા પણિક્કર

તેં, મારી રાજકુમારી.
કેમ લૂંટી લીધી મારી વીંટી?
મારી વીંટી ઓસલીના ઘાસથી બની
પિતૃઓનું શ્રાદ્ધ કરવા માટે
વિત્ર વીંટી, મારી રાજકુમારી
છુપાવી દીધી?

ામના સ્વપ્નામાં ચમકી
ટી
ળકોના વારસાની ચીજ
ાવી લીધી મારી રાજકુમારી?
હેટ,
મૂટ
ને સોનાનાં પાત્ર
કડાં છે

આ પત્તી
નદીના કાંઠે ફૂટી
તીય જડોની એ તાજી કળી
[illegible] નાખી મારી રાજકુમારી?

કેમ મારી રાજકુમારી, કેમ લૂંટી
તેં મારી વીંટી?

જોયો તમારામાંથી કોઈએ એ ગામડાના ખેડૂતને,
જે એમ જ ગાતો ચાલ્યો જતો હતો,
કે નહીં સાંભળી શકવાનું બહાનું કરતા રહ્યા?

---

* પિતૃનું શ્રાદ્ધ કરતી વખતે હાથમાં ઘાસની વીંટી પહેરવામાં આવે છે.

## પાછા ફરતાં / અર્નાલ્દો દોસ સાન્તોસ

ઝંડા રંગવિહોણા
ફરફર ફરકે છે હવામાં

પસાર થાય છે એક લૉરી
જેમાં અવાજો ગાય છે.
એ પાછા ફરતા લોકો છે.

ગૂંજે છે સૂરીલું ગાન દૂર....દૂર....
સૂની ઝૂંપડીઓ સુધી
ત્યાં માતાઓ પ્રતીક્ષા કરે છે.

વાવટા, આકાંક્ષાઓ
ફરફર ફરકે છે હવામાં....

અવાજો છોડી જાય છે
કડક ચટાઈઓ પર
રસ્તાની ધૂળની સાથે
ગીત આત્મસમર્પણનાં

લગાતાર ફરકતા વાવટા રંગહીન
જગાડે છે આકાંક્ષાઓ

ગામોમાં ઊઠે છે અવાજો
નવજાત શિશુઓના રુદનના.

## કાળ–વર્તમાન / પ્રાણજીવન મહેતા

આ કાગળમાં કંઈ નથી.
ના, કંઈ જ નથી.
લીટી નથી, હાંસિયો નથી, અક્ષર નથી.
નકરા નથીથી ભર્યો છે આ કાગળ.

આગળ કંઈ નથી, પાછળ પણ કંઈ નથી.
ઉપર તળે કંઈ નહીં.
કંઈ નહીં-નો પર્યાય કંઈ જ નહીં.

આંખ બિલોરી કાચ માફક
ખોડાઈ ખૂંતી ગઈ છે કાગળ વચ્ચોવચ્ચ,
અને આ કાગળમાં તો કંઈ નથી. ના કંઈ જ નહીં.

કાગળ સળગે છે ધુમાડો ફેલાય છે આંખ બળે છે
શ્વાસમાં ભળે છે કંઈ નહીં કાગળ

થીર થયેલ આંખમાં કાળું ધાબું તરે છે
કંઈ નહીં કાગળ.

કંઈ નહીં કાગળમાં ને કાળું ધાબું આંખમાં ફરે છે
આ કાગળમાં કંઈ નથી
ને કંઈ નહીં-નો પર્યાય કંઈ નહીં.

સમડી સમજણ ચૂંથે છે;
ઘુવડનાં નસ્કોરાં ફૂલે છે સંકોચાય છે ફૂલે છે.
શિયાળ લાળીને સીમ સુધી વિસ્તારવા મથે છે
કૂતરું મૂતરતાં અટકી કંઈ વિચારતું લાગે છે
બિલાડીની મૂછે બેઠેલી માખી હીંચકા ખાય છે
કાગડો ગોળ ફરતી આંખમાં ગળફો ગોઠવે છે
ચકલી ચણીબોર પર બે પગ મેલી દડમજલ આદરે છે
ચામાચીડિયું ઊંધે મસ્તક લટકી આકાશ ફંફોસે છે
મકોડો થડનો ઘેરાવો માપી ચકરાવો લઈ હેઠે ઊતરે છે
થંભી ગયેલા હુંની આંખમાં
કીડી ગોળગોળ ચક્કર ફરતી
કીકી વચ્ચોવચ્ચ અટકી ગઈ છે.

## ગઝલ / બાલુભાઈ પટેલ

સાંજ પડે ને સૂનું લાગે
બળતી યાદો ભીતર જાગે.

હૈયા ભીતર ઢોલ ઢબૂકે,
દૂર કશે શરણાઈ વાગે.

છબછબિયાં કરનારા લોકો,
દરિયાનાં ઊંડાણો માપે.

ચારે બાજુ ફૂલ ખીલ્યાં છે,
ચારે બાજુ મન ક્યાં ભાગે.

બાલુ, સાંજ પડી ગઈ પાછી,
પાછું મન સથવારો માગે.

## તોફાન પહેલાં / ટાઇયૂસ ફાઈફર

રાત્રે કોણ જાણે શેનાથીય આતંકિત
મેં મને રસ્તા પર છોડી દીધો
અને મને પછી, તારા ઘર સામે જોયો.

રસોડાની લાઈટ બળે છે
અને મને નીચેની બારી સુધીનાં
દાદરનાં પગથિયાં દેખાય છે.

તું મેજની પાસે બેઠી છે.

હું પાછો ફરું તે પહેલાં તું હાલે છે.
અચાનક ઊઠે છે
કોણ જાણે કયા ભયથી આતંકિત

## ઘોડાતંત્ર / અયપ્પા પણિક્કર

ચાર ઘોડા ઉછળતા દોડ્યા
એક સફેદ હતો, એક કાળો, એક લાલ હતો એક ભૂરો
એકને ચાર પગ હતા, એકને ત્રણ, એકને બે અને
ચોથાને એક પગ

એક પગવાળા ઘોડાએ બીજાઓને કહ્યું,
'નાચવાનો સમય આવી ગયો છે વ્હાલા મિત્રો,
ચાલો એક ખરી પર નાચીએ !'
સૌને એ વાત ગમી ગઈ, નાચ શરૂ થયો.
ચાર પગવાળો ઘોડો તો અચેત જ થઈ ગયો,
ત્રણ પગવાળો ઘોડો લંગડાતો પડ્યો,
માત્ર એક પગવાળો ઘોડો નાચતો રહ્યો, નાચતો રહ્યો.

## એટલા માટે / ભગવત રાવત

આ દેહ શું એટલા માટે ધારણ કર્યો હતો કે
એને હું કપાતો જોઉં ?

હું શું એટલા માટે ઊંચે ઊડયો હતો કે
મારું કદ ઘટચે જતું જોઉં ?

બાળપણ શું એટલા માટે પામ્યો હતો કે
બાળપણને તરસતું જોઉં ?

શું એટલા માટે મેં ઘર બનાવ્યું હતું કે,
એને ઉજ્જડ થતું જોઉં ?

એટલા માટે શું છાતીમાં હૃદય રાખ્યું હતું કે
એને હું સડક પર વહેતું જોઉં ?

શું એટલા માટે મેં કર્યો હતો પ્રેમ કે
આંખોમાં મરતો એને જોઉં ?

શું એટલા માટે મેં આગ પેટાવી હતી
કે ધુમાડો નીકળતો જોઉં ?

## શબ્દોના ફટાકડા / સંસ્કૃતિરાણી દેસાઈ

ખૂબ ફૂટે છે ચારેય બાજુ શબ્દોના ફટાકડા!
રૉકેટ જેવા, ખૂબ દૂર સુધી જનારા,
હવાઈ જેવા વાંકાચૂંકા ઘૂસી ઘરમાં આગ લગાડે તેવા,
થોડી નાની ટીકડીઓ, નાના છોકરાઓ માટે નુકસાનકારક નહીં.
કોઈ આપે આનંદ – કોઠી, તારામંડળ ને ચકરડી.
વર્તમાનપત્રોના મનપસંદ જોરદાર ધ્રુજાવનારા બૉંબ
  હચમચાવી નાખે લોકોને, નુકસાનકારક કાનના પડદા ફાડે.

ધુમાડાની ઍલર્જી થઈ જાય કોઈકોઈને
ને કાળજીથી ન ફોડે
  તો હાથમાંય ફૂટે ને મોં બળી જાય.

કોઈક હવાઈ ગયેલા શબ્દો જેવા
  ને અમુક સૂરસૂરિયાં થઈ જાય.
તો વળી કોઈકનું વિશાળ મેદાનમાં સુંદર ડેમોન્સ્ટ્રેશન કરી શકાય.

પણ મારે તો બેસવું છે દૂર
બોદા થઈ ગયેલા શબ્દોથી
અર્થોની સમાધિમાં.

## ફૂટબૉલનો ખેલાડી / કાજુકો શિરાઈશી

એ ફૂટબૉલનો ખેલાડી છે
કીક મારે છે બૉલને, દરરોજ કીક મારે છે બૉલને.
એક દિવસ
કીક મારી એણે પ્રેમને આકાશે પહોંચાડી દીધી
તે ત્યાં જ રહી ગઈ

કેમ કે તે નીચે ન આવી
લોકોએ માન્યું સૂર્ય હોવો જોઈએ
અથવા ચન્દ્ર અથવા કાંઈ નવું નક્ષત્ર
ભીતરમાં મારા
એક બૉલ, જે નીચે આવતી જ નથી
લટકેલી રહે છે અધ્ધર આકાશમાં
તમે જોઈ શકો છો એને જવાળા બનતી
પ્રેમ બનતી
નક્ષત્ર બનતી.

## સ્વયંભૂ શું છે? / રતિલાલ 'અનિલ'

કોઈ પણ તોફાનના ઉપકાર વિણ,
એક લહરી જો ઊઠે મુજ નદ મહીં,
મારે મન એ એક નાની શી લહર,
છે અધિકતર એક મહાસાગર થકી!
—ડૉ. ઇકબાલ
—અંજૂમ વાલોડી

વાતાવરણના આધારે થતાં સંચલનો નિર્જીવમાં હોય છે, તે ગતિ માટે પવન કે બીજાં કુદરતી, નૈસર્ગિક પરિબળો પર આધાર રાખે છે. તણખલું ઊડે છે હવાના આધારે, પણ કાંઈ ચિનગારી ફૂટે છે તો જેમાં ઊર્જા રહી છે તેમાંથી, પણ એ માટે પણ કોલસાને સળગાવવો તો પડે. દીવો કેવો જીવંત લાગે છે! એની જ્યોત સ્થિર હોય તોયે જીવંત લાગે છે. પણ એ દીવો તો પ્રથમ આપણે પેટાવવો પડે છે. આ જગતમાં જે બધું ગતિશીલ દેખાય છે એમાં પરપ્રેરિત, પરસંચલિત અને સ્વયંપ્રેરિત અને સ્વયંચાલિત કેટલું? ઘણુંબધું સ્વયં ચાલતું દેખાય એ પણ સ્વસંચાલિત નથી હોતું, કસમાં કસ એમાં અપેક્ષા તો હોય છે. અપેક્ષાએ ગતિ એ બહુ મોટું ચાલકબળ છે અને આપણી આસપાસ જે બધું ગતિમય દેખાય છે એમાં અપેક્ષા જ ચાલકબળ બનેલું દેખાશે. છતાં આ વિશ્વ માનવીની અપેક્ષાએ કેટલું ચાલે છે? આકાશ કેવું નિરપેક્ષ લાગે છે! જાણે એ નિરપેક્ષ છે એટલે જ એ ગતિ શું છે એ તે જાણતું નથી. ધરતી ફરતી રહે છે, પણ એમાં તો માનવીની અપેક્ષા ચાલકબળ બનતી નથી અને છતાં ચાલે છે! શું એની

પોતાની કોઈ અપેક્ષા એને ગતિ આપે છે? વિજ્ઞાની તો અવશ્ય ઘણાં કારણો આપશે. લોહચૂંબક નજીકમાં પડેલી લોખંડની ચીજનેયે પોતાની તરફ ખેંચશે, ગતિ આણશે, પણ એ ચૂંબકત્વ એમાં આવ્યું શી રીતે? શું એ એની પોતાની અપેક્ષા અને પ્રાપ્તિ છે? જડને શું અપેક્ષા અને કશું મેળવવાની ઇચ્છા અને પ્રયત્ન હોય છે ખરો?

જે નિરપેક્ષ લાગે છે તે સ્વયંભૂ છે. વિજ્ઞાનીઓ કહેશે કે આ પૃથ્વી, આ આકાશ, આ બ્રહ્માંડ કેમ ઉત્પન્ન થયાં એનાં જડવાદી કારણો આપશે, પણ એ જડતત્ત્વ કેમ ઉત્પન્ન થયું! જડને તો કોઈ ઇચ્છા કે અપેક્ષા નથી. પેલો પથરો નિરપેક્ષ છે, એને ઉપાડીને ફેંકો કે પછી સડકમાં જડો કે પડ્યો રહેવા દો—એ પડી રહેશે કેમકે એને કોઈ અપેક્ષા નથી, તો એની અપેક્ષાએ એ સર્જાયો નથી. એ કયાં તત્ત્વોનો બન્યો છે એ તો વૈજ્ઞાનિક કહેશે પણ તત્ત્વો કેમ બન્યાં અને કેમ ભેગાં મળ્યાં? એનાં યે કારણો ય વૈજ્ઞાનિક આપશે. પણ શું એથી આપણને છેવટનું સાંત્વન મળી જાય છે? તેઓ કહેશે કે બધું વાતાવરણનાં પરિબળોને આધારે રચાયું—એમ એ સ્વયંભૂ હોવાનું સૂચન કરી શકે—પણ આ સ્વયંભૂ શું છે? એ આ લોકમાં છે અને છતાં નથી. દર્શનો છેવટે એક અગમ્ય ચાલકબળ તરફ વળે છે. □

## ઇકબાલી મુક્તકો

**ઇકબાલી મુક્તકો**: મુક્તક—સંગ્રહ : અંજુમ વાલોડી, પ્ર. રતિલાલ 'અનિલ', કંકાવટી પ્રકાશન, ૩, આનંદનગર, સગરામપરા, સુરત—૨, મુખ્ય વિક્રેતા : રન્નાદે પ્રકાશન, ૬૮, જૈનમંદિર સામે, ગાંધી રોડ, અમદાવાદ—૩૮૦ ૦૦૧ મૂલ્ય : ૨૫ રૂપિયા.

## સાઇકિયાટ્રીસ્ટ ડૉકટરમામા / તારિણીબહેન દેસાઈ

સ્વતંત્રતા અને સ્વચ્છંદતાની મધ્યમાં ઊભેલી મૃણાલને માથે શિંગડાં નહોતાં ઊગી ગયાં—એ દરેક સ્ત્રીઓથી જુદું વિચારતી હોવા છતાં તેથી એ બંને દિશામાં એટલે કે એક બાજુ સ્વતંત્રતા છે તો બીજી બાજુ સ્વચ્છંદતા છે એ બંને દિશા બાજુ જોઈ શકે છે, અને સ્વતંત્રતાની દિશા બાજુ એનાથી આગળ પરતંત્રતાને પણ પારદર્શક કરી જોઈ શકે છે. એવી મૃણાલને લગ્ન કરવા બાબત વધારે સમજાવવા એના કાકા એને એનાં સાઇકિયાટ્રીસ્ટ મામા પાસે લઈ આવ્યા છે. ડૉકટરમામા એને સાનમાં સમજાવી દે છે કે સ્ત્રી માટે લગ્ન એટલે રોટલાનાં બોક્સ બનાવવાં અને બાળકોનાં પણ. . .અને પુરુષ માટે લગ્ન એટલે ફ્રીજ, ટેપરેકોર્ડર, એરકન્ડિશનર, વિડીયો અને ગાડી ખરીદવા માટે સવારથી રાત સુધી દોડવું અને સૂર્ય કે ચંદ્રનું અસ્તિત્વ જ મિટાવવું—દોડવું એ જ અસ્તિત્વ.

સાહેબ બનેલી મૃણાલને આમ તો ડૉક્ટર, એન્જિનિયર, વકીલ અને નૃત્યકાર બધા જ ગમે છે. દરેકમાં સારી સારી વસ્તુઓ તો છે જ. ભગવાને દરેકને સો માર્કસ આપ્યા છે પણ...જેમ ગણિતમાં પંચાવન મળતા હોય તો પછી સાયન્સમાં પિસ્તાલીસ પણ હોય. એમ જુદી જુદી રીતે સો માર્કસ તો થાય જ છે. પણ...કોના સો માર્કસને પસંદ કરવા? પસંદ તો એકને જ કરવાનો છે, વળી બહારથી સારો લાગતો મૂરતિયો અંદરથી શું વિચારે છે? ડૉક્ટર-મામા સાઈકિયાટ્રીસ્ટ છે એટલે કે મનોવિજ્ઞાનના ડૉક્ટર બહારના સૌંદર્યથી આગળ વધી આંતરિક સૌંદર્ય જોઈ શકે છે અને એને બહાર લાવી શકે છે. તેઓ મૃણાલને સમજાવે છે. 'બેટા મૃણાલ!

તું હાથમાં ફૂલનો હાર લઈને ઊભી રહેજે અને બધામાંથી તને જે વિશેષ ગમે તેને પહેરાવજે, હાં બેટા! તને તો ખબર છે ને બેટા કે હું સાઈકિયાટ્રીસ્ટ ડૉક્ટર છું. એ બધા જ મારા મિત્રો છે. તેઓ અંદરથી કેવા છે એ બધું હું તો જાણું જ છું પણ...તનેય હમણાં જ ખબર પડી જશે. જો હવે આપણી કમાલ...'

સાઈકિયાટ્રીસ્ટ ડૉક્ટરમામા વળી શી કમાલ કરવાના છે? એમ...સાહેબ બનેલી ભાણેજ વિચારતી હતી અને વકીલ નિલેશ, ડૉક્ટર મકરન્દ, એન્જિનિયર નરેન્દ્ર તેમજ નૃત્યકાર પ્રદીપકુમારનાં આંતરિક સૌંદર્યને જોવાની એને તાલાવેલી લાગી હતી. બધા જ વારાફરતી ડૉક્ટરમામા પાસે આવ્યા છે અને લગ્ન માટેના મૂરતિયા છે. સારી છોકરીની શોધમાં છે. સારી એટલે...પોતાના વિચાર પ્રમાણેની સારી. સો માર્ક્સ લાવતી હોય પણ પોતે distribute કરેલી રીતના સો માર્ક્સ. અને સાઈકિયાટ્રીસ્ટ ડૉક્ટરમામા સાહેબ બનેલી ભાણેજ મૃણાલને alert રહેવા કહે છે. અને પછી ડૉક્ટરમામા પોતાની કમાલ શરૂ કરે છે તેથી શરૂ થાય છે.

'ઓ બાપરે...ઓ બાપરે...ઓ બાપરે...'

સાત રંગોનો સમુદ્ર કે પછી તળાવ કે પછી નદી કે પછી ઝરણું! રંગોની સાથે હું પણ ફેલાઈ જાઉં. જુદા જુદા ફુગ્ગામાં જુદા જુદા રંગો પૂર્યા હોય અને ફુગ્ગા ઊડે–ઊંચે ને ઊંચે...પતંગોની માફક. જો...એમાં ઇન્દ્રધનુના સાતેસાત રંગ ભર્યા હોય તો...હા... હા...કેવી મઝા ભાઈ, કેવી મઝા! રંગોની ઉજાણી...મી લૉર્ડ–સત્ય જ બોલીશ, હું તો, સત્ય જ. કારણ હું સત્ય. જ છું. હું એક જ વસ્તુ જાણું છું અને તે છે સત્ય–દુનિયામાં અસત્ય જેવી વસ્તુ જ નથી. અંધારાનું અજવાળું ભઈ–અજવાળાનું અંધારું, કૉસ્મીક અંધારું કૉસ્મીક અજવાળું તા થૈ યા...થૈતા...ધીંતા...એ ઊડયો ફુગ્ગો... અંધારું ઝાકમઝોળ અરે...અરે...અરે...ઓ બાપરે...ઓ બાપરે... બાપરે...

શું થઈ ગયું આ બધું? બધી રંગોની ગરબડ. રંગો સાથે સ્તન અને નિતંબ તા થૈયા...થૈયા...થૈયા...તા...ઘરમાં આકાશ જેટલું અજવાળું એટલે ..ઘર તે જ આકાશ...અવકાશ...અંકાશ...ભલા ભાઈ! તારા મનમાં તો ભોંયરારૂપી અંધકાર ભર્યો છે.

'હેં...શું...બાપરે...શું...'

ઝનક ઝનક પાયલ બાજે. પૈંજનિયા...બાજે...હાલકડોલક... ગોળી ખાઓ...મી. લૉર્ડ – જીવન એ જ તો છે ફાંસીનો માંચડો. પછી એ માંચડાથી ગભરાવાનું શું...જન્મીએ ત્યારથી ફાંસીને માંચડે લટક્યા છીએ ને...જન્મીને...લગ્ન પણ ફાંસીને માંચડે ચઢાવે... રમતિયાળ રીટા કે પછી ચંચળ મોના કે પછી ચિબાવલી ચંદા... સ્તન નિતંબની જુગલબંદી ભાઈ! જામે રસની હેલી...રાત દિવસ ને દિવસ રાત આ જામે રમત તોડાની...મી. લૉર્ડ તડફડ, ફટફટ જંતર-મંતર...સબ કુછ જમા...નહીં...લૂટ ગયા...હા...હા...હી...હી... હા...હા...હી...હી...'

ઓ બાપરે...ઓ બાપરે...ઓ બાપરે...

'પ્લીઝ ડૉક્ટરમામા! આ બધું શું ચાલે છે? કાંઈ સમજાતું નથી. આ બધા શબ્દો અને વિચારોએ તો આતશબાજી કરી દીધી મારા મગજમાં. પ્લીઝ કાકા! મને કાંઈ સમજાતું નથી...આ બધું ચાલે છે તે...'

'જો...બેટા મૃણાલ! ધીરજ ધર...તને ધીમે ધીમે બધું સમજાશે.'

'બેટા મૃણાલ! તારા ડૉક્ટરમામા તો સાઈકિયાટ્રીસ્ટ છે તેથી બધું ઠેકાણે પાડી દેશે. તું નિરાંતે બધું ધ્યાન રાખીને સાંભળ્યા કર.'

'પણ...કાકા! આ બધા જુદા જુદા અવાજો આવ્યા કરે છે. વળી જુદી જુદી રીતનાં શબ્દો તેમજ વાક્યો પણ છે.'

'ધીરી બાપલીઆ...મૃણાલ! હવે તો બાજી ડૉક્ટરમામાના હાથમાં છે.

'હેં...બાજી...એટલે વળી શું?' મૃણાલ ગભરાઈને બોલી.

'જો...બેટા મૃણાલ! તારે જરાકે ગભરાવાની જરૂર નથી. હું તો તારો ડૉક્ટરમામો છું. તને જરાયે ગુંચવીશ નહીં. ધીરે ધીરે બધું તારા મગજમાં સ્પષ્ટ થઈ જશે. જો...સાંભળ...'

'અરે...અરે...પણ ડૉક્ટરમામા! આ બધા કોણ કોણ બોલે છે?'

'કેમ બેટા, ભૂલી ગઈ? મેં તને કહ્યું હતું ને કે ચાર મુરતિયા તારે માટે છે, તેમાંથી તારે કોને પસંદ કરવો તે તને આ બધાનું સંભળાવવાથી ખબર પડશે. જો...આમાંથી આંતરિક અવાજ આવ્યો બધાયનો. એટલે કે મારી કમાલ કરવાથી ઓ બાપરે...ઓ બાપરે... ઓ બાપરે....બધા બોલ્યાને એને લીધે બધાયનો અંદરનો વિચાર બહાર આવ્યો—ડૉક્ટરનો, ઇલેક્ટ્રીકલ એન્જિનિયરનો, વકીલનો, અને નૃત્યકારનો.'

'હા. હા. એ તો મામા હું બધું સમજું છું: પણ આ બધા બોલે છે તેમાં કોણ કયું બોલે છે તે કાંઈ સમજ પડતી નથી તો કેમ ખબર પડે કે કોણ કયું બોલે છે? એ લોકોનું સાંભળવાથી મારું મગજ પણ હાલવા માંડ્યું છે: મામા, ખરેખર, મને કાંઈ સમજ પડતી નથી. હું ખરેખર મુંઝાઈ ગઈ છું.'

'ઓ...હો...મારી મૃણાલ, ભાણેજ દીકરી! એટલામાં ગભરાઈ ગઈ તો લે. સાંભળ, હવે પહેલાં વકીલ સાહેબને. જો કમાલ કરવી શરૂ કરું છું.

'ઓ બાપરે. ઓ બાપરે. ઓ બાપરે. જો શરૂ થયું ને હવે. લે હવે, બરાબર સાંભળ વકીલ સાહેબને.

'જજ બને તે નકામો ને
વકીલ બને તે સાચો
સાચાખોટા એવા કરું કે
પાકો થાતો કાચો

ગમે નહીં જો પહેલી બૈરી
ઝટપટ બીજી લાવું
કાયદેસર મારી નાખી
કાયદેસરની લાવું.'

કાન ઉપર હાથ મૂકી મૃણાલ બોલી–

'બસ. બસ. મામાજી ! હવે આગળ સાંભળવું નથી. હવે બીજો કોણ આવશે.'

'જો. બેટા ! હવે આવે છે ડૉક્ટર મકરન્દ સાહેબ. જો હવે મારી કમાલ. જો હવે બોલવા માંડશે સાહેબ. 'ઓ બાપરે. ઓ બાપરે. ઓ બાપરે.

પતંગિયા સમ ઊડી રહે
કૈં કેટલીયે છોરી
દીવા ઉપર રોજ મરે પણ
પાટી મારી કોરી
ગોળી આપી દૂર કરું હું
નવા જીવને રોકું
મુક્ત પંખી હું ઊડયા કરું હું
બંધનથી હું ચોકું.'

'બસ. બસ. મામા ! હવે આગળ ચલાવો. કાકા સાંભળો છોને બધું !'

'અરે, બેટા મૃણાલ ! ખરું સાંભળવાનું તો તારે છે. અમારા જેવા ગામડિયાને શું સમજ પડે આ બધામાં.

'બેટા મૃણાલ ! લે સાંભળ બરાબર હવે આ ઇલેક્ટ્રિકલ એન્જિનિયર સાહેબને.

'મામા ! તમારી કમાલ તો જબરી છે. દંગ કરી દે એવી.'

'કેવું ઓકી દે છે ને બધું. જો હવે પાછી આપણી કમાલ, નરેન્દ્ર સાહેબ પણ બધું બાફશે. જોજે હોં બેટા !'

'ઓ બાપરે. ઓ બાપરે. ઓ બાપરે.'
ઢંઢેરો હું પીટું જગતમાં
માથે મુગટ પહેરું
સત્તા મારી ના માને તો
જીભથી એને વહેરું
અગ્નિ જેવો ગુસ્સો મારો
બુદ્ધિનો હું રાજા
ગુલામ સરખા રહેતા ઘરમાં
મારાં ગીતો ગાતા.'

'બસ. બસ. ડૉક્ટરમામા બહુ થયું હવે. સાંભળી લીધા તમારા ઇલેક્ટ્રીકલ એન્જિનિયર નરેન્દ્ર સાહેબને.

'દીકરી ! હવે તો બસ, એક જ બાકી છે, તે છે નૃત્યકાર પ્રદીપકુમારજી. અંગોનાં હાલનડોલનથી મરેલાને પણ જીવતા કરી દે એવા.'

'તો પછી મામા ! ચાલો શરૂ કરો.'

'જો. મારી કમાલ શરૂ. અને તેને લીધે પ્રદીપજી પણ શરૂ.'

'ઓ બાપરે. ઓ બાપરે. ઓ બાપરે. તા થૈયા. થૈયા. થૈયા. તા. તા થૈયા. થૈયા. થૈયા તા. તા થૈયા. થૈયા. થૈયા. તા તા થૈયા. થૈયા.'

'અરે. મામા ! આ તો નાચવા માંડચા.'

'બેટા ! હમણાં એ થોડો વખત નાચ્યા જ કરશે. કારણ નૃત્ય એમના મગજમાં સવાર થઈ ગયું છે. જરા ધીરા પડે એટલે આપણે એમને કહીએ.'

'નહીં તો...ડૉક્ટરસાહેબ ! ચાલોને આપણે પણ સાથે નાચવા માંડીએ એટલે એમનું ધ્યાન આપણા તરફ જશે જ.'

'પણ... આપણને નૃત્ય આવડવું જોઈએ ને.'

'અરે, એમાં શું આવડવાનું. ચાલો બધા. થા. થા. થા. તન થા. મન થા. ફન થા. ધન થા.'

બધાંના નાચવાથી તરત જ પ્રદીપકુમારનું ધ્યાન બધા તરફ ગયું એટલે ડૉક્ટરમામાએ કમાલ શરૂ કરી એટલે પાછું...

'ઓ બાપરે. ઓ બાપરે. ઓ બાપરે.' શરૂ થયું. પ્રદીપકુમારજી બોલવા માંડયા—

મા–બાપને વહુ–બચ્ચાંઓ
સુખની જિંદગી જીવે
રહે ગામડે મોજ કરે સૌ
શહેરોથી એ બીવે

શહેરમહીંની દુનિયા મારી
ખણણણ ખણણણ ખણકે
મણિપુરી કે મોહિનીઅટ્ટમ્
ભરતનાટયમ્ રણકે

કથ્થક સાથે કથ્થકલીથી
દિવસ આખો ધોઉં
કુચીપુડી કે ઓડિસી ભૈ
બોલો શું છે જોવું.

અંગભંગનાં લચકાં મોહક
ત્રિભંગનો શું લટકો
ચિત્ત થતું અહીં સત્ સદાયે
આનંદમાં જઈ ભટકો.'

'બસ. બસ. બહુ થયું હવે ડૉક્ટરમામા!'

'બેટા મૃણાલ! કંટાળી ગઈ! ચાલ ત્યારે બંધ કરું છું હવે. ...ાલ...તારે બધામાંથી હાર કોને પહેરાવવો છે?'

'બેટા મૃણાલ! આ તારા કાકાને તો બધું જ ગમશે...કારણ બહોત છને સો કંકર ખાય...મારી ભત્રીજી!'

'ના ..હોં કાકા...હું તો કંકર ના ખાઉં...ફૂલ ખાઉં.. ફૂલનો હાર ખાઉં. જનમને દરવાજે ઊભા રહી મારે મૃત્યુની માળા નથી પહેરવી. જવાનીના જોર ઉપર મારે તો આકાશમાં ઊડવું છે અને ઊંચે ને ઊંચે ઊડી નક્ષત્ર બનવું છે.'

એમ કહી હાથમાં પકડેલા હારને તોડી—ડૉક્ટર, એન્જિનિયર, વકીલ અને નૃત્યકાર બધાના ગળામાં થોડો થોડો નાંખ્યો અને પછી મૃણાલ તો ઉપર આકાશમાં અધવચ ઊભી રહી દૃષ્ટિથી હારને ચારેયના ગળામાં પડેલો જોતી. □

**એ જ લિખિતંગ** : કાવ્યસંગ્રહ : નિર્મિશ ઠાકર, પ્ર. નવભારત પ્રકાશન મંદિર, પતાસાપોળ, ગાંધી રોડ, અમદાવાદ–૧, રૂ. ૧૨–૫૦.

**પુષ્પાંજલિ** : કાવ્યસંગ્રહ : મનુભાઈ એમ. રાવલ, પ્ર. શારદાબહેન મ. રાવલ, મિહિર, ટાગોર રોડ, સાન્તાક્રુઝ (પશ્ચિમ), મુંબઈ–૫૪, મૂલ્ય જણાવ્યું નથી.

**વિનાયક-વિષાદયોગ** : વાર્તાસંગ્રહ : બહાદુરભાઈ વાંક, કુસુમ પ્રકાશન, ૬૧/એ નારાયણનગર, જયભિખ્ખુ માર્ગ, અમદાવાદ–૩૮૦ ૦૦૭, મૂલ્ય રૂ. ૧૬–૦૦

# બીજી જાતિ / આર. કે. નારાયણ

અનુ૦ પ્રસાદ બ્રહ્મભટ્ટ

આ વાર્તામાં હું નાત–જાતનો ઉલ્લેખ નથી કરવાનો. તાજે-તરનાં અખબારોમાં આવેલા સમાચારો આપણને હાથવગા છે—દા. ત. 'એક 'જાતિ' અને બીજી જાતિ' આ બાબતને લક્ષમાં રાખી મેં આ વાર્તાના નાયકને કોઈ નામ આપ્યું નથી. તે કઈ જાતિ કે જ્ઞાતિનો છે એ તમને ગમે તો તમે શોધી કાઢો એમ હું ઇચ્છું છું. જો કે મને ખાતરી છે કે તેના ખમીસ નીચે તેણે કયું ગંજી પહેર્યું છે એ કહી શકવા કરતાં આ અંગેની ધારણા સહેલી નહીં હોય. અને તે આપણા હેતુ માટે તુચ્છ છે. તે એક વીમા કંપની ઑફિસમાં કામ કરતો હતો. તે દરરોજ બપોરે અગિયારથી સાંજના પાંચ સુધી ટેબલ પર બેસતો, કાગળો ઉથલાવતો, આંકડા તપાસતો અને મહિનાના અંતે તેને સો રૂપિયાનું પરબીડિયું મળતું. તે હવે પ્રૌઢ થયો હતો પણ યૌવનમાંથી પ્રૌઢાવસ્થા તરફનું તેનું ઘણુંખરું સંક્રમણ ઑફિસની એ ખુરશી પર જ થયું હતું. ચાલીના બે રૂમ રસોડાવાળા નાનકડા ઘરમાં તે રહેતો હતો. પત્ની અને ચાર બાળકોના તેમના પરિવાર માટે તે પૂરતું હતું, પણ કોઈ મહેમાન-પરોણો આવી ચડતાં તે અગવડમાં મુકાતો. બજાર પાસે જ હતું, બાળકોની સ્કૂલ પણ નજીક હતી અને તેની પત્નીની સખીઓ આસપાસમાં જ રહેતી હતી. એકંદરે તેમનું જીવન શાંત, સુખી હતું. પરંતુ ૧૯૪૭ના ઑક્ટોબરમાં તેણે અનુભવ્યું કે આસપાસના માણસોએ જંગલીઓની જેમ બોલવાનું અને વર્તવાનું શરૂ કર્યું છે. કોઈ માનવદેહે હજાર માઈલ દૂર કોઈ માનવદેહને ખતમ કર્યો તેના પ્રત્યાઘાત રૂપે તેમણે

અહીં તેનું પુનરાવર્તન કર્યું અને તેમની આસપાસના લોકો પર તેનું વેર ઉતાર્યું. એ બધું વિસંગત ઘટનાચક્ર હતું. સુદૂર થયેલાં કોઈ સત્કર્મનો સમુચિત પ્રતિભાવ સાંપડતો ન હતો, પણ દુષ્કૃત્યમાં એ શક્તિ હતી. આપણો મિત્ર જોતો કે પ્રતિદિન સમાચારપત્ર વાંચતાંની સાથે જ તેના પડોશીઓનો મિજાજ છટકતો. તેઓ બે-ફામપણે બોલતા, "જેઓ અહીં છે તેમને આપણે ખતમ કરી દેવા જોઈએ." તે લોકોને બોલતા સાંભળતો: "તેમણે સ્ત્રીઓ અને બાળકો સુદ્ધાં નથી છોડચાં!" તે તેમનાં બૂમ-બરાડા સાંભળતો: "ઠીક છે, આપણે એ લોકોને બોધપાઠ શીખવશું. તે લોકો સાથે આપણે પણ અહીં એવું જ કરીશું. તેઓ માત્ર આ ભાષા જ સમજશે." પણ તે કહેવાં પ્રયાસ કરતો—"અહીં જુઓ–" ઓફિસમાં તેની જમણી બાજુ બેઠેલો તેનો સાથી કર્મચારી, તેનો ટપાલી, પાનના ગલ્લાવાળો માણસ અને બેન્કમાંનો તેનો મિત્ર તેની આંખો સામે તરવરી રહેતા—આ બધા બીજી જાતિના હતા. અત્યાર સુધી આ બાબતની તેણે દરકાર નહીં કરેલી: તેઓ બસ મિત્રો હતા—હસતા, ઉપકાર કરતા અને સુમેળભર્યું બોલતા. પણ હવે તેણે તેમની નવી દૃષ્ટિએ જોયા; તેઓ બીજી જાતિના હતા. હવે જ્યારે તે તેની જાતિના માણસોને ધમકીની ભાષામાં વાતો કરતાં સાંભળતો ત્યારે તેની આંખો આગળ એવું દૃશ્ય તરવરી રહેતું, જાણે તેના ટપાલી મિત્ર પર શેરીમાં ઘાતક હુમલો થઈ રહ્યો છે અથવા પેન્સીલ્સ તથા રબરથી ભરેલો કંપાસ લઈ સ્કૂલ જઈ રહેલી પોતાની સહકર્મીની બાળાનો તેની પોતાની જાતિના મવાલીઓ પીછો કરી રહ્યા છે! એ બાળાનો, જે પોતે જ્યારે તેમના ઘરે જતો ત્યારે પ્રેમપૂર્વક લીંબુનું સરબત લાવતી અને આવડતાં નાચ-ગાનની આછી ઝલક દર્શાવતી. આ દૃશ્ય તેને માટે અસહ્ય હતું અને તે નિસાસો મૂકતાં હમેશાં મનોમન કહેતો, 'ભગવાન બચાવે!' "તમે જુઓ છો...પણ અહીં એવું નહીં બને—" તેના પાડોશીઓને આમ કહી તે મામલો થાળે

પાડવા પ્રયાસ કરતો. પરંતુ તેને જાણ હતી કે એ મનોરથ માત્ર હતો. તેમની જાતિના માણસો છૂરીઓ અને લાકડીઓ એકઠી કરી રહ્યા હતા તેની તેને ખબર હતી. તે એ પણ જાણતો હતો કે આક્રમણના સુયોજિત વ્યૂહસર તેઓ કેવા સંગઠિત થઈ રહ્યા હતા. તેનું સંવેદનશીલ ચિત્તતંત્ર આથી ખળભળી ઊઠ્યું. તેના કાકાના ઘેર દોરવણી તથા ચુકવણી માટે એકઠા થયેલા આગ લગાડનારા તથા લૂંટફાટ કરનારા ગુંડાઓ અવારનવાર જાહેર કરતા, "આપણે હજી સુધી કંઈ કર્યું નથી, પણ હવે જો તેઓ ગરબડ કરશે તો તેમને ખતમ કરી દેવામાં આવશે. તેઓ જે એક માત્ર ભાષા સમજે છે એ ભાષામાં જ આપણે પણ વાત કરીશું." જીવન દિવસે દિવસે અસહિષ્ણુ બનવા લાગ્યું. જીવનની બધી સરળતા–સહજતા એકાએક અદૃશ્ય થઈ ગઈ. તેને માણસો ભડકાવનારા અને ખંધા લાગવા માંડ્યા. માણસો એકબીજા સામે માંસાહારી પ્રાણીઓ તેમના શિકાર સામે જુએ તેથી રીતે જોવા લાગ્યા. શેરીમાંથી પસાર થતા એક માણસ પર બીજા માણસે સાવધાનીભરી, શંકાશીલ નજર રાખવી પડે એ તેને શરમજનક લાગ્યું. હવામાં ભય અને સંદેહ વ્યાપી ગયાં. ગુસપુસથી અને ભયાનક અફવાઓના ફેલાવાના ડરથી તો તે કોઈને મળવાનું પણ ટાળતો. કોઈ ને કોઈ સતત હેવાલ આપતું: "શું થયું એ જાણો છો? ગઈકાલે પેલી પોળમાં એક સાયકલસવારને છરો ભોંકવામાં આવ્યો. અલબત્ત પોલીસ આખો મામલો થાળે પાડી રહી છે." અથવા તે કોઈને કહેતાં સાંભળતો: "આજે એક સ્ત્રી પર બળાત્કાર કરવામાં આવ્યો." અથવા "તેઓ ગર્લ્સ સ્કૂલમાં ધસી ગયા હતા અને ચાર છોકરીઓ લાપત્તા છે, એની તમને ખબર છે? પોલીસ નકામી છે; આપણે જાતે જ આવાં તત્ત્વોને સીધાં કરવાં જોઈએ." આવી પ્રત્યેક વાત તેના હૃદયની ધડકન વધારી દેતી અને તેના ગળામાં બેચેની લાવી દેતી: તેના ભોજનનો સ્વાદ કટુ થઈ જતો. "ઓહ, મારાં વહાલાં, તમારા શિરે ભાઢૂતી ગુંડાઓનું કેવું

જોખમ તોળાઈ રહ્યું છે! ભગવાન જાણે." પોતાની પત્ની અને બાળકો સામે જોતાં તે આવી લાગણીથી પીડાયા વિના રહી શકતો નહીં.

રાત્રે તે ભાગ્યે જ સૂઈ શકતો : રાત્રે એકાએક ફાટી નીકળતા કોઈ પણ અસામાન્ય અવાજને સાંભળવા તે કાન સરવા રાખતો. ધારો કે તેઓ તેમના પર તૂટી પડે અને એમનું બારણું તોડી નાંખે તો? તે તેની પત્ની અને નાની બેબીની ભયભીત ચીસો સાંભળી શકતો. આખી રાત આ બધું તેના મનમાં ઘોળાયા કરતું અને અડધી ઊંઘમાં જાગતો રહી તે હુલ્લડખોર ટોળાની ચિચિયારીઓની પ્રતીક્ષા કરતો. દૂર ભસતાં કૂતરાંનો અવાજ તેને ટોળાના અવાજ જેવો લાગવાથી બે-એક વાર તેણે ઊભા થઈને દૂર ક્યાંય આગની લપટો દેખાય છે કે નહીં તે જોવા બારી પાસે જઈ બહાર નજર કરી. તેની પત્નીએ ઊભી થઈને લગભગ ઊંઘમાં જ પૂછ્યું, "ત્યાં શું છે?" તેણે સહજપણે જવાબ આપ્યો, "કશું નહીં, તું તારે ઊંઘ" અને તે તેની પથારી પાસે ગયો. કશું અજુગતું થઈ રહ્યું ન હતું તેથી તેને શાંતિ વળી. તેણે મનોમન નક્કી કર્યું કે પોતાના ઘરનું રક્ષણ કરવાની નોબત આવશે તો પોતે કોઠારમાંથી કુહાડી લાવી હાથવગી રાખશે. ક્યારેક રસ્તા પરથી જતા ખટારા કે ગાડીના અવાજથી તેની અડધીપડધી ઊંઘ પણ ઊડી જતી અને ઉપદ્રવગ્રસ્ત વિસ્તાર તરફ જતી પોલીસવાન તો નથી ને એ જોવા તે બારી પાસે ધસી જતો અને અંધારામાં ઊભો રહેતો. તે લગભગ બધી જ રાત્રિ આવી ચિંતાતુર, ઉદ્વિગ્ન હાલતમાં પસાર કરતો અને દિવસ ઊગતાં રાહત અનુભવતો.

બધા કહેતા કે આવનાર ર૯મી તારીખ ને બુધવારનો દિવસ કટોકટીપૂર્ણ હશે. તે દિવસે સંપૂર્ણ બંધ પળાશે. શા માટે એ જ દિવસ પસંદ કરવામાં આવ્યો તે સ્પષ્ટ ન હતું. પણ બધા તેનો ઉલ્લેખ કરતા. તેની ઑફિસમાં બધા માત્ર ર૯મીની જ વાત કરતા.

તેના કાકના ઘરમાં થઈ રહેલી પ્રવૃત્તિ તેની ચરમસીમાએ પહોંચી હતી. કાકાએ તેને કહ્યું. "મને ખુશી છે કે આપણે ૨૯મીની ચિંતા ખંખેરી નાંખીશું. આ ટેન્શન હંમેશ માટે ખતમ થઈ જશે. આપણે આ નગરની સાફસૂફી કરી નાંખીશું. આખરે નગરની વસતીમાં તેમની સંખ્યા માત્ર દોઢ લાખની છે, જ્યારે આપણે તો..." તેઓ ચકરાવી નાંખે એવી ગણતરી કરતા.

શૂન્યકાળ (ઝીરો અવર) આવી પહોંચ્યો. આ બધી ગણતરીઓની સર્વસામાન્ય પીડા વચ્ચે તે ઘણીવાર વિમસતો; ચીનગારી કેવી રીતે થશે? શું નિર્ધારિત પળે એક જાતિનો માણસ બીજી જાતિના માણસને વિધિવત રીતે ગાલ પર તમાચો મારશે? "ધારો કે કશું ન થયું તો?" તે પૂછતો અને તેના કાકા કહેતા, "કશું કેમ નહીં થાય? તેઓ શું કરી રહ્યા છે એની અમને જાણ છે, તેઓ દરરોજ રાતે છૂપી સભાઓ ભરી રહ્યા છે. શા માટે તેઓ મધરાતે ભેગા થાય છે?"

તેણે જવાબ આપ્યો, "તેઓ તે ઘડી સિવાય બધાને એકઠા કરવા સમર્થ ન પણ હોય."

"આપણે નથી ઇચ્છતા કે એ ઘડીએ બધા લોકો ભેગા થાય. આપણે આપદાને આમંત્રી નથી, પણ જો કંઈક થશે તો આપણે તેમનો સફાયો કરી દઈશું. એ થોડા કલાકનો ખેલ હશે. એ પુશ બટનની વ્યવસ્થા જેમ કામ કરશે. પણ શક્ય હશે ત્યાં સુધી આપણે આરંભ કરવાનું ટાળીશું."

૨૯મીએ સાવચેતીના પગલા રૂપે મોટા ભાગની દુકાનો બંધ રહી. છોકરાઓ સ્કૂલ ન ગયા અને ઉત્સાહપૂર્વક કહેવા લાગ્યા, "પપ્પા, આજે સ્કૂલ નહીં. તમે જાણો છો, કેમ નહીં? લાગે છે કે આજે લડાઈ થવાની છે." છોકરાઓએ જે ટાઢાશથી અનાસક્ત ભાવે લડાઈની વાત કરી તેનાથી આપણા મિત્રને તેમની ઈર્ષ્યા થઈ આવી. તે દિવસે ઓફિસ જવાનો વિચાર તેની પત્નીને રુચ્યો નહીં.

પાડોશીઓનો સંદર્ભ આપી તેણે કહ્યું, "લાગે છે કે તેઓ આજે ઑફિસ જવાના નથી. તમે શા સારુ જાઓ છો?" તે આ પ્રશ્ન હસી કાઢવા મથ્યો અને કંઈક ગડ બેઠી એટલે અડધી રમૂજમાં તેણે કહ્યું, "ઠીક, તને જો બીક લાગતી હોય તો તેને પસંદ પડે તો બારણાં અંદરથી બંધ કરી દેજે." તેની પત્નીને જવાબ આપ્યો, "કોઈ બીતું નથી. જ્યાં સુધી કાકાજી નજીક છે ત્યાં સુધી અમને કશો ડર નથી."

ઑફિસમાં અલબત્ત તેનો બૉસ હાજર હતો, પણ તેના મોટા ભાગના સહકર્મચારીઓ ગેરહાજર હતા: તેમણે બધાએ સી. એલ. માગી હતી. તેના સહકર્મીઓમાં એકાએક 'તાત્કાલિક અંગત કામ'નો રાફડો ફાટી નીકળ્યો હોય એમ જણાતું હતું. જે થોડાક કર્મચારીઓ આવ્યા હતા તેઓ તે દિવસે શું શું ભયાનક બની શકે તેની ચર્ચામાં સમય વેડફતા હતા. આપણા મિત્રનું મગજ અફવાઓ અને ભયોનો ચકરાતો સમૂહ બની ગયું. તેને તેમની વાતો સાંભળવાનો અણગમો થઈ આવ્યો. તે કામમાં ખૂંપી ગયો. તેણે એવી ઝડપથી અને સઘન રીતે કામ કરવા માંડ્યું કે તેને સતત કામ ખૂટી જતું અનુભવાવા લાગ્યું. માત્ર પોતાની જાતને કાર્યરત રાખવા માટે તેણે ચાર વર્ષ પહેલાંની ફાઈલો અને હિસાબો બહાર કાઢ્યાં અને ઝીણી તપાસ આરંભી. એનું પરિણામ એ આવ્યું કે એ કાગળિયાંને બાજુ પર મૂકી ખુરશી પરથી તેને ઊભા થતાં સાડા સાત થઈ ગયા.

તેને ઘરે પહોંચવાની એકાએક ભારે ચિંતા થઈ. "મારી પત્ની ચિંતા કરતી હશે. ભગવાન જાણે છોકરાઓને શું થતું હશે!" તેની ઑફિસના ટેબલ પરના આંકડાઓએ તેના મગજને જડ કરી નાંખ્યું હતું. એ બધું ચાલ્યું ત્યાં સુધી તેને નિરાંત હતી, પણ હવે તેને વિના વિલંબે ઘરે પહોંચવાની ઉતાવળ થઈ આવી. રોજિંદો રસ્તો તેને થકવનારો અને મુશ્કેલ લાગ્યો. તેના રુગ્ણ મનને લાગ્યું કે ત્યાંથી જતાં કલાકોના કલાકો થઈ જશે. તેને લાગ્યું કે શૉર્ટ

કટથી ઘરે જવા માટે તેની ઓફિસ સામેની ગલીમાં થઈ જવું એ ઉત્તમ માર્ગ છે. તેની સંકડાશ, ગટરો અને રખડતાં કૂતરાંને કારણે સામાન્ય સંજોગોમાં તે આ રસ્તો ટાળતો, પણ જ્યારે તે ઉતાવળમાં હોય ત્યારે તે આ રસ્તો પસંદ કરતો. ઘડિયાળ પર નજર નાંખી તે અંધારી ગલીમાં થઈ ઝડપભેર જવા લાગ્યો. તે થોડેક આગળ ગયો એટલામાં સામેથી આવતા એક સાયકલિસ્ટે તેની ગતિ અવરોધી. સાયકલિસ્ટ અને રાહદારીને એકમેકની ગતિનો અંદાજ મેળવવામાં મુશ્કેલી પડવા લાગી અને તેઓ બંને એકીસાથે જમણી કે ડાબી બાજુ વળવા લાગ્યા. બંને કફોડી સ્થિતિમાં મુકાઈ ગયા. અંતે સાયકલિસ્ટે તેની સાયકલનું પૈડું આપણા મિત્રના બે પગ વચ્ચે ખોસી જ દીધું અને તેઓ બંને ધૂળભેગા થઈ ગયા. આપણા મિત્રનાં ભવાં તંગ થયાં અને તે બરાડી ઊઠ્યો, "બરાબર સાયકલ ચલાવતાં આવડે છે કે નહીં ?" પેલો ઘૂંટણભેર ઊભો થતાં ચિલ્લાયો, "તું આંધળો છે ? સાયકલ આવતી ભાળતો નથી ?"

"તારી બત્તી ક્યાં છે ?"

"મને પૂછવાવાળો તું કોણ ?" બીજાએ કહ્યું, અને હાથ ઉગામી આપણા મિત્રને થપ્પડ મારી. તેણે મગજ ગુમાવી પેલાના પેટ પર લાત મારી. ટોળું ભેગું થઈ ગયું. કોઈકે બૂમ પાડી, "તેની હિંમત તો જુઓ ! આપણી શેરીમાં જ આપણા પર હુમલો કરે છે ! એને તો બરાબર પદાર્થપાઠ ભણાવવો જોઈએ. શું તને એમ લાગે છે કે અમે બાયલા છીએ ?" કાન બહેરા કરી મૂકે એવી બૂમરાણ વધી ગઈ. આપણા મિત્રને કોઈએ હાથથી તો કોઈએ લાકડીથી ફટકાર્યો. તેણે ચકમકતી છરી જોઈ. આપણા મિત્રને લાગ્યું કે તેનો અંત નજીક છે. તેને એકાએક બેપરવાઈનો આવેશ આવ્યો. એ ક્ષણને સાવ નિરપેક્ષ રીતે મૂલવવા તે સક્ષમ હતો. ટોળાને એ સમગ્ર સંબંધની જડતા વિશે કહી તેમને તાત્કાલિક એ બધું અટકાવી

દેવા ભાષણ આપવા તેણે વિચાર્યું, પણ તેના કંઠમાંથી એક શબ્દ પણ નીકળ્યો નહીં. તે ચારે બાજુથી ઘેરાઈ ગયો. દબાબ અસહ્ય હતો. ટોળાનો પ્રત્યેક માણસ તેના પર તૂટી પડી તેના શરીરના કોઈ ને કોઈ ભાગને ઊઝરડી રહ્યો હતો. તેની આંખે અંધારાં આવ્યાં. તેણે હળવાશ અનુભવી. બાજુમાં રહેલા કોઈને તેણે ધીમેથી કહ્યું, "જે થયું છે તે હું મારા કાકાને ક્યારેય નહીં કહું. હુલ્લડના આરંભનું નિમિત્ત હું નહીં બનું. આ શહેરને બચાવવું જોઈએ. હું એવો એક પણ શબ્દ નહીં ઉચ્ચારું જેથી હુલ્લડ શરૂ થાય, ઉપદ્રવનો આરંભ થાય અથવા કહીએ કે બટન દબાઈ જાય. એ તમારો ને મારો, બધાનો નાશ કરશે. એ બધાનું મૂલ્ય શું? મારી કે તમારી જાતિ જેવું કશું નથી. આપણે બધા આ દેશના છીએ. હું અને મારી પત્ની અને બાળકો: તમે ને તમારી પત્ની ને બાળકો. આપણે એકમેકનાં ગળાં ન કાપીએ. કોણ કોનાં કાપે છે એ મહત્ત્વનું નથી. મારે મન એ બધું સરખું છે. પણ આપણે એમ ન કરવું જોઈએ, ન જ કરવું જોઈએ. હું મારા કાકાને કહીશ કે મારી ઑફિસની સીડી પરથી પડી જવાથી મને વાગ્યું છે. તેમને ક્યારેય ખબર નહીં પડે, તેમણે બટન ન જ દબાવવું જોઈએ.

પણ બટન તો દબાઈ ગયું. તે ગલીમાં બનેલી ઘટનાની જાણ એકાદ-બે કલાકમાં તો સમગ્ર શહેરમાં થઈ ગઈ. અને તેના કાકાએ તથા બીજા કાકાઓએ બટન દબાવી દીધું. તેનું શું પરિણામ આવ્યું એ અહીં વર્ણવવાની જરૂર નથી. ફરી વાર બોલી શક્યો હોત તો આપણો મિત્ર જૂઠું બોલીને પણ શહેરને બચાવી લેત; પણ દુર્ભાગ્યે એ જીવનપ્રદ અસત્ય ઉચ્ચરી શક્યું નહીં. બીજા દિવસે બપોરે એ જંગલી ગલીની ખાઈમાંથી પોલીસને તેનું શબ મળ્યું અને તેની છાતી આગળના ખીસામાંથી મળેલ કેરોસીનની રેશનકૂપન પરથી એ ઓળખાયું. □

## ભિન્ન, અભિન્ન / સાંદીપનિ

અસ્તિત્વ એટલે પ્રત્યય વિનાનો શબ્દ. તેની સાથે કશું જ બાહ્ય રૂપે જોડાયેલું દેખાતું નથી, કારણ કે તેણે બધું આત્મસાત્ કરેલું છે. બિન્દુને સાગરનો પ્રત્યય શી રીતે હોઈ શકે? હોય તો બિન્દુ સ્વતંત્ર રૂપે દેખાય પણ ખરું? તે સ્વરૂપ જાળવીને વિશ્વરૂપનો અણસાર આપે છે. સાગર અને બિન્દુમાં જળ તો એક જ હોય છે. અસ્તિત્વ એ જુદાપણું નથી. તે સ્વતંત્ર દેખાય છે. પણ તે નિરપેક્ષ નથી કેમકે જે અપેક્ષિત છે તે તેનામાં છે. અપેક્ષા તો બહારના જગતની છે, જે હોય તેણે હોવાપણાની અપેક્ષા કરવાની હોય નહીં. શરીરવાદ એ સંબંધવાદ છે, અવયવોનું સ્થૂળ એકીકરણ એ એકતા નથી, સમ્બન્ધોનું સુગ્રથિત સ્વીકારાયેલું સ્વરૂપ છે. ક્રિયાપદો સમ્બન્ધ-વાચકને હોય છે, જે જોડાય છે, છૂટા પડે છે, ભેગા થાય છે—એક દુન્યવી સ્વરૂપ દેખાય છે. અનેક સંજ્ઞાઓને સમાવતું એક સંજ્ઞારૂપ હોય છે – પણ કહો, તમે આત્માને કયું સ્વરૂપ આપશો? ભાવને કયું સ્વરૂપ આપશો? હા, રાગોનાં ચિત્ર દોરાયાં છે, સ્વરૂપ કલ્પ-વામાં આવ્યાં છે, પણ ભાવ ચાક્ષુસ નથી, આત્મા ચાક્ષુસ નથી– એક અરીસો બીજા અરીસાને જુએ છતાં કશું ન જુએ, માત્ર અભિન્નતા જુએ એવું અ-દર્શન તે જ દર્શન છે.

અસ્તિત્વ અને અસ્તિત્વલોપ—બે જુદાં મનાયાં છે. પણ વાસ્તવમાં તેમ નથી, એ જ તો આપણે કરવાનું છે. સાગરમાં ભળી જતું બિન્દુ તો સૌ જુએ છે, એ અસ્તિત્વલોપ તો વેઢાંગણિત જેવો છે, પણ દર્શન તો એ છે કે તમે જેને અલગ જુઓ છો તે અભિન્ન પણ છે અને જે વિરાટ છે તેનો પણ પેલા નાના બિન્દુમાં લોપ

થયો છે. આધારો, સંબંધો ઊભા કરીને, પરસ્પરને જોડીને એક વિશાળ-વિરાટ સમ્બન્ધસ્વરૂપ ઊભું કરો તો જગત દેખાય, સમાજ દેખાય, એક વિરાટ લૅન્ડસ્કેપ રચાય, એમાં ઇજનેરી હોય, ડિઝાઇનરની યોજનાનું સ્વરૂપ હોય—પણ કહો જોઈએ, આખરે તો એક રેખા બીજી રેખા સાથે જોડાયેલી હોય છતાં છેટી લાગતી નથી? બંને રેખા સરખા પોઇંટની હોવા છતાં જુદી નથી લાગતી? તે પોતાને જોઈ શકે છે, પણ અનુભવી શકે છે ખરી? તે પોતાને અનુભવી શકે તો પેલી છેટી રેખાને પોતાના જેવી નહીં, તે પોતે છે એમ અનુભવે. એકતા માટે ભળી જવાની વાત ન કરે, કારણ કે એકતા અનુભવવાની હોય છે, તે જોવાની હોતી નથી. અને જે જુએ છે તે અલગતા જુએ છે, સમ્બન્ધો જુએ છે, પ્રત્યયો જુએ છે, વિભાજન રેખા અને સમાસ જુએ છે. એ વિશ્લેષણ થયું, પ્રયોગશાળાની સામગ્રી થઈ, આમેય એક હોય તેને અલગ અલગ પાડીને ઓળખવાની—પ્રમાણવાની વિધિ હોય, પછી વળી તે સર્વથી શું બને છે તેની વાત કરવાની હોય! આ આપણે વૈયાકરણીઓને સોંપીએ, અંગવિશારદ થયેલા શરીરવિજ્ઞાનીને સોંપીએ—સ્થપતિને સોંપીએ એમ ન કહું કેમકે જે જુદા જુદા પડેલા પદાર્થોમાં પણ એકરૂપ જોઈ શકે છે અને આત્મીયતાથી એકતા અનુભવે છે તેને માટે તો કોઈ સંજ્ઞાહીને સ્વરૂપ નિર્માણ કરેલું જ છે અને સર્વ વચ્ચે વિચ્છિન્નતા છે જ નહીં, એવું અનુભવે છે તે માત્ર એક જ સ્થપતિને ઓળખે છે—વ્યવહારનિર્માણ કરનારા સંબંધવાચક સ્થપતિને નહીં.

આપણે માત્ર શોક જ કેમ અનુભવીએ? હર્ષ જ કેમ અનુભવીએ? માનવભાવને એમ વસ્તુ કે ઘટના સાથે પ્રત્યય રૂપે કેમ જોડીએ? આત્મભાવ દ્વારા અભિન્ન એકને કેમ અનુભવીએ નહીં! અનુભવીએ તેમને ઓળખવા પડતા નથી—પછી તે પદાર્થો હોય કે માણસો હોય. 'આ મારો મિત્ર છે?' આ સંબંધવાચક વાક્ય છે, કારણ કે તમે જેને ઓળખાવો છો તેનો તે મિત્ર નથી, કારણ કે

મૈત્રીનો સ્થૂળ આધાર એણે ઊભો કર્યો નથી, અને માણસની અપૂર્ણતા એ છે કે તે સંબંધ દ્વારા બીજાને ઓળખે છે, પણ એમ થયા પછી પણ ખરેખર તેને અનુભવે છે ખરો? ભાષા તો કહે છે કે શત્રુ નથી તે આપણો મિત્ર છે. ગણી બતાવો જોઈએ, તમારા શત્રુ કેટલા? એક? બે? પાંચ-પંદર? પણ દુનિયામાં તો ચારેક અજબ માણસો—એ બધા જ સમ્બન્ધવાચક ભાષા વિના પણ તમારા મિત્ર નથી? હા, આ તો તર્ક થયો, શું થાય! આપણે જે અનુભવી શકતા નથી તેમને જ ભાષા દ્વારા ઓળખાવવા પડે છે. અપરિચયે, અનુભવહીનતાએ ભાષાનો કેટલો બધો વિસ્તાર કર્યો છે? આ ભાષા મને ઘણીવાર માણસોની અલગતા અને વિચ્છિન્નતાનો ઘેરો બોધ કરાવે છે અને હું ઉદાસ થઈ જાઉં છું અને એ રીતે અપેક્ષિતને અનુભવું છું. જે નથી તે અપેક્ષિત છે. અપેક્ષારહિત એ શબ્દ જ ખોટો છે—એ તો એકમાં સૌનું હોવું છે! હું આ જગતને, બહારના માણસોને અનુભવું છું, જેવા હોય તેવા અનુભવું છું. અને અપેક્ષા જે જન્મે છે તે મારી નથી, એકરૂપ સાથે જોડાયેલા હૃદયની છે—હોવું નથી એટલે કેટલું બધું અપેક્ષિત છે! આ હોવું છતાં ન હોવું એટલે જ ઘરની બહાર ગયેલો માણસ રાત્રે તો ઘરે આવે એના જેવું અપેક્ષિત છે, કેમ કે જે બહાર છે તે પણ મારું છે, મારાં છે—હા, હું બિન્દુ જ છું. પ્રત્યય વગરનો શબ્દ મારા અસ્તિત્વની વાત જ નથી, એક સમગ્ર અસ્તિત્વની અભિન્ન સમગ્રતાની વાત છે. 'હોવું જોઈએ' એ અપેક્ષાનો આધાર જોઈએ—મારો પ્રશ્ન, કેમ નથી—થી શરૂ થાય છે, છે તે અલગ અલગ કેમ છે? આ ભાવ છે, પ્રશ્ન નથી, સ્થૂળ વિભિન્નતાની વાત નથી, સૌ એક પ્રાણ કેમ નથી? હું કેમ એવું અનુભવતો નથી? હું વાંકદેખો છું! ના, અપેક્ષા અસ્તિત્વની છે, મારી નથી, નિરપેક્ષ પર તમે અપેક્ષાની સંજ્ઞા ન લાદો! એ પોતે જ એક અલગતાનું સ્થૂળ પ્રમાણ બની રહેશે. જે સમગ્રતામાં પોતાને ઓગળી ગયેલો

જુએ છે કે હું અને સમગ્ર અભિન્ન છે તે સમાજને નહીં પોતાને હૃદય દ્વારા, ભાવ દ્વારા અનુભવે છે ત્યારે હું અપૂર્ણ કેમ છું—એની ચિંતા એની પોતાની અંગત રહેતી નથી. સમાજને તપાસવાની પ્રવૃત્તિ જાતતપાસની હોઈ શકે છે. આ અલગ દેખાતો, અ-સામાજિક લાગતો માણસ સામાજિક છે એવું સમજી શક્યા વિના લોકો સહકાર નહીં કરે, પણ એવું જાણવું એ પોતાને જાણવું હોવાથી સહકારનો પ્રશ્ન જ નહીં રહે. □

**શે'ર**

અસ્તિત્વના પરાક્રમે આ શું કર્યું 'અનિલ ?'
દર્પણ બનાવવા જતાં ચહેરો ફૂટી ગયો.

**શે'ર**

આવો સમાનવાદની તમને કહીશ ગાથા,
મેચિસમાં ગોઠવ્યાં છે દીવાસળીનાં માથાં.

—**રતિલાલ 'અનિલ'**

# બી. એફ. સ્કીનર : એક અંજલિ / બાબુ સુથાર

તાજેતરમાં જ આ સદીના મહાન મનોવિજ્ઞાનીઓમાંના એક બી. એફ. સ્કીનરનું છયાસી વર્ષની વયે અવસાન થયું. લગભગ મોટાભાગનાં અખબારોએ એમના જીવનના અંતને મનોવિજ્ઞાનમાં તેઓ જે વિચારધારાના પુરસ્કર્તા હતા તે વર્તનવાદના અંત તરીકે ઓળખાવ્યો—કેટલાકે આ સમીકરણનો વિરોધ પણ કર્યો—એમણે એવી દલીલ કરી કે વર્તનવાદ અને સ્કીનરને એકરૂપ ન ગણવા જોઈએ. મનોવિજ્ઞાન ક્ષેત્રે હજી ઘણા એવા વિદ્વાનો છે જે વર્તનવાદની પરંપરામાં જ રહીને સંશોધન કરી રહ્યા છે. સ્કીનરનું અવસાન થયું છે, વર્તનવાદનું નહીં. ગમે તે હોય, પણ, એક વાત નિશ્ચિત છે કે વર્તનવાદના છેલ્લા સમ્રાટ હવે રહ્યા નથી.

વર્તનવાદીઓ ચિત્ત અને શરીરની વચ્ચે દ્વૈતવાદી સંબંધ હોવાની દલીલ કરનારા ફિલસૂફોના વિરોધી છે. જ્યાં સુધી પશ્ચિમને લાગેવળગે છે ત્યાં સુધી આ દ્વૈતવાદનાં મૂળ છેક પ્લેટો સુધી મળી આવે – પણ, એ અંગેની સૌ પ્રથમ શાસ્ત્રીય માંડણી તો ફ્રેન્ચ ફિલસૂફ દકાર્તે (૧૫૯૬–૧૬૫૦) જ કરેલી. પશ્ચિમની ફિલસૂફીના ઇતિહાસમાં પ્રથમ આધુનિક ફિલસૂફનું બિરુદ મેળવનાર દકાર્તે ચિત્ત અને શરીર બન્ને બે અલગ અલગ અને સ્વતંત્ર ઘટકો છે એવી દલીલ કરેલી, ચિત્તનો મહિમા કરતાં એણે કહેલું કે ચિત્ત માત્ર એક એવું ઘટક છે જેના અસ્તિત્વ વિષે કદી પણ શંકા સેવી શકાય નહિ. એનું અસ્તિત્વ છે જ. – આ એક પાયાનું ગૃહીત છે. કારણ એટલું જ કે શંકા સેવવાનું કામ પણ અંતિમે તો ચિત્ત જ કરે છે. ચિત્ત પોતે જ પોતાના અસ્તિત્વ વિષે શંકા સેવે તો એનાથી જ્ઞાન સુધી પહોંચ-

વામાં અવરોધક બની શકે એવો વિરોધાભાસ ઊભો થયો. ગૃહીતોના સ્તરે, વિરોધાભાસ ન હોવા જોઈએ. જો કે, દકાર્ત કહે છે કે, ચિત્ત ભલે પોતાના અસ્તિત્વ વિષે શંકાઓ ન સેવી શકે પણ પોતાનાથી ઇતર એવા પદાર્થોના અસ્તિત્વ અંગે તો એ શંકા સેવી, જ શકે – એ ઇતર પદાર્થોમાં શરીર પણ આવી જાય. સંશય સેવી, એનું ક્રમબદ્ધ નિવારણ કરી, સત્ય સુધી પહોંચવાની દકાર્તની દાર્શનિક પદ્ધતિનાં મૂળ પણ આમાં જ છે. આ પદ્ધતિ સંશયવાદ તરીકે ઓળખાય છે. દકાર્ત કહે છે ચિત્ત નિરાકાર છે જ્યારે શરીર સાકાર. એક અમૂર્ત છે, જ્યારે બીજુ મૂર્ત, એક શાશ્વત છે જ્યારે બીજું ક્ષણભંગુર. જે નિરાકાર છે, અમૂર્ત છે, શાશ્વત છે એ જ બીજા પર નિયંત્રણ રાખી શકે. આ અર્થમાં શરીરની ક્રિયા–પ્રક્રિયાઓનું નિયંત્રણ ચિત્ત દ્વારા થાય છે—જો કે, દકાર્ત ચિત્ત અને શરીર વચ્ચેના સંબંધને સ્પષ્ટ કરી શક્યો નથી. એને કારણે, એને સમજવા માટે એક પ્રકારના ગૂઢવાદ—અથવા તો રહસ્યવાદ–ની મદદ લેવી પડે એવી પરિસ્થિતિ આવી ગયેલી. આ રહસ્યમય સંબંધ વર્તનવાદીઓ માટે, ફ્રેન્ચ ફિલસૂફ બાશેલાના શબ્દોમાં કહીએ તો, એક epistemological અંતરાય બની ગયો.

આ બાજુ મનોવિજ્ઞાનમાં પણ લગભગ આવી જ પરિસ્થિતિ હતી. મોટા ભાગના મનોવિજ્ઞાનીઓ introspective પદ્ધતિને વરેલા હતા–એ જે કંઈ વિધાનો કરતા એને હકીકતોનો ટેકો ન હતો. એમના વિચારવિશ્વમાં ઇન્દ્રિયગ્રાહ્ય વિશ્વને સ્થાન જ ન હતું. તેઓ ચેતનાની વાત કરતા. પણ, એમની 'ચેતના' અને 'આત્મા' અંગેની વિભાવનાઓ એકબીજાની ભૂગોળ ભૂલી જતી. એમના હાથે મનોવિજ્ઞાન વધુ પડતું speculative બની ગયેલું. વર્તનવાદીઓએ આ epistemological અંતરાયને પણ ઓળખી કાઢેલો.

આ બેઉ અંતરાયોને ઓળખી એમને દૂર કરવાના પ્રયાસો

મનોવિજ્ઞાન ક્ષેત્રે થયા. અને, એમાંથી જે અલગ જ પ્રકારનું દર્શન ઊભું થયું તે વર્તનવાદ.

વર્તનવાદને સમજવા આ વિચારધારાના પિતા ગણાતા વૉટ્સનનાં બે વિધાનો ખૂબ જ મહત્ત્વનાં છે, જેમાંનું પ્રથમ વિધાન ૧૯૧૩માં બહાર પાડવામાં આવેલા વર્તનવાદના ઢંઢેરામાંથી અને બીજું વૉટ્સનના પુસ્તક 'Behaviourism'(૧૯૨૪)માંથી લેવામાં આવ્યું છે.

૧. "વર્તનવાદ મનોવિજ્ઞાનને એક વસ્તુનિષ્ઠ કુદરતી વિજ્ઞાન તરીકે જૂએ છે. એનું સૈદ્ધાન્તિક ધ્યેય વર્તન અંગે અગાઉથી ભવિષ્ય ભાખવાનું અને એને નિયંત્રિત કરવાનું છે? અંતઃસ્ફુરણાને વર્તનવાદી પદ્ધતિમાં ક્યાંય સ્થાન નથી. એ ઉપરાંત વર્તનવાદ એવી કોઈ જ સામગ્રીની ચર્ચા કરવામાં નથી માનતું જેનું અર્થઘટન ચેતનાના સંદર્ભમાં જ કરવું પડતું હોય."

૨. વર્તનવાદ એવો દાવો કરે છે કે 'ચેતના' વ્યાખ્યાબદ્ધ કરી શકાય એવી, અથવા તો ઉપયોગમાં લઈ શકાય એવી વિભાવના પણ નથી. એ તો પ્રાચીનથી પણ 'પૂર્વે'ના સમયથી વપરાશમાં લેવાતા 'આત્મા' શબ્દ માટેનો એક બીજો પર્યાય શબ્દ જ છે. જૂનું મનોવિજ્ઞાન આમ ખૂબ જ સૂક્ષ્મ રીતે ધાર્મિક ફિલસૂફીના રંગે રંગાયેલું હતું."

વર્તનવાદ પૂર્વેના મનોવિજ્ઞાનીઓ 'ચેતના' અને આત્માની વચ્ચે ભેળસેળ કરી નાખતા હતા. વર્તનવાન આવ્યો, એ સાથે જ મનોવિજ્ઞાન પૂરતી 'ચેતના' અને 'આત્મા' બેઉ વિભાવનાઓ અર્થહીન બની ગઈ. અંતઃસ્ફુરણા(introspection)નું સ્થાન હકીકતલક્ષી સામગ્રી( data )એ લીધું. અને, એ રીતે 'ચિંતનની પ્રક્રિયા' માનસિક નહીં પરંતુ 'વર્તન' અને 'એની આસપાસના પરિવેશ'ની વચ્ચેના વ્યવહારની પ્રક્રિયા બની ગઈ. જે અમૂર્ત હતું

તે બધાનું સ્થાન મૂર્તે લીધું. આમ મનોવિજ્ઞાન વસ્તુનિષ્ઠ બન્યું, વિજ્ઞાન બન્યું. આ સમયગાળામાં લગભગ બધાં જ સમાજશાસ્ત્રો ભૌતિક વિજ્ઞાન અને જીવવિજ્ઞાનના જેટલી જ વસ્તુનિષ્ઠતા પ્રાપ્ત કરવાનો પરિશ્રમ કરી રહ્યાં હતાં. મનોવિજ્ઞાન પણ, ફૂકોની સંજ્ઞા વાપરીને કહીએ તો એ episteme માંથી બાકાત ન રહી શક્યું. એણે પણ પ્રાકૃતિક વિજ્ઞાન બનવાનો પુરુષાર્થ આદરી દીધો. હવે એમાં માપવિદ્યા પ્રવેશી, speculation નું સ્થાન નિરીક્ષણોએ લીધું. આ સાથે 'ચિત્ત' જ્હોન લૉકે (૧૬૩૨ – ૧૭૦૪) કહ્યું છે તેવું એક 'કોરી પાટી' બની ગયું. Essay Concerning Human Understanding(૧૬૯૦)માં એણે કહેલું કે ઇન્દ્રિયાનુભવ વિના જ્ઞાન માત્ર શક્ય નથી. ચિત્ત તો ઇન્દ્રિયો જે આપે એના પર જ નભતું એક એકમ છે. એની 'આપ–કમાઈ' કંઈ જ નથી. આ અર્થમાં એ નમાયું છે. એ એક 'કોરા કાગળ' જેવું છે. ઇન્દ્રિયો અનુભવ કરી એના પર જે લખે તે જ તેની ઓળખ. તે જ તેનું જીવન.

આ અભિગમની અસર ભાષાવિજ્ઞાનીઓ પર પણ પડી. વુન્ડ્ટને અનુસરી બ્લૂમફિલ્ડે ભાષાકીય વ્યવહારોને પણ વર્તનની કક્ષામાં મૂકી આપ્યાં. 'ઘંટડી વાગે' અને એનો અવાજ સાંભળી પાંજરામાં પુરાયેલું પ્રાણી ખોરાકની લાલચે દોડી આવે. બરાબર એમ જ 'શબ્દ ઉચ્ચારાય' અને એનો 'અર્થ દોડી આવે' એવાં સમીકરણો રચાયાં. રશિયન મનોવિજ્ઞાની પાવલોવે અપનાવેલી Conditioningની ટેકનિક વૉટ્સન પાસે થઈ, સ્કીનર સુધી આવી. નૃવંશવિજ્ઞાનીઓ પણ વર્તનવાદી બન્યા. આ સાથે 'ચિત્ત'ને કાળા ડગલે ને કાળા ઘોડે દેશવટો અપાઈ ગયો.

૨૦, માર્ચ ૧૯૦૪ના રોજ જન્મેલા બી. એફ. સ્કીનરે, ૧૯૩૧ માં હાવર્ડ યુનિવર્સિટીમાંથી reflexive વર્તન પર પીએચ. ડી. કરેલું. એમના પર એક બાજુથી પાવલોવનો પ્રભાવ હતો તો બીજી બાજુથી ફિલસૂફ બર્ન્ટ્રાન્ડ રસેલનો પણ. રસેલે પણ વર્તનવાદ

પર લખ્યું છે. રસેલ જે પ્રકારનો logical atomism ઊભો કરવા માગતા હતા એની અને વર્તનવાદની વચ્ચે ઘણું સામ્ય હતું. ૧૯૩૧ થી ૧૯૩૬ સુધી સ્કીનર હાવર્ડમાં સંશોધન તરીકે રહ્યા હતા. પછી એમને મીનીઓસોટા યુનિવર્સિટીમાં નોકરી મળી, એટલે તેઓ ત્યાં ચાલ્યા ગયેલા. મીનીઓસોટામાં હતા ત્યારે જ તેમણે 'The Behaviour of Organism' પુસ્તક લખેલું. આ પુસ્તક ૧૯૩૮ માં પ્રગટ થયેલું. ૧૯૪૫ થી ૧૯૪૮ની વચ્ચે તેમણે ઇન્ડિયાના યુનિવર્સિટી બ્લૂમિંગન ખાતે મનોવિજ્ઞાનના પ્રોફેસર તરીકે સેવાઓ આપેલી. અહીં રહી એમણે 'વૉલ્ડન ટુ' નામની નવલકથા લખેલી. '૪૮ માં પ્રસિદ્ધ થયેલી આ નવલકથા ત્યારે ખૂબ જ વિવાદાસ્પદ બનેલી. એમાં એમણે એક એવા સમાજનું નિરૂપણ કરેલું જેના પ્રત્યેક સભ્યનું પ્રત્યેક વર્તન એની આસપાસના જગતથી નિયંત્રિત થયેલું હતું. ૧૯૪૮માં તેઓ પાછા હાવર્ડ યુનિવર્સિટીમાં આવ્યા. અને છેક ૧૯૭૫ સુધી તેઓ ત્યાં જ રહ્યા. એટલે જ તો, વર્તનવાદ માટે 'હાવર્ડ સ્કૂલ ઑફ સાયકોલૉજી' શબ્દો પણ વપરાય છે. ૧૯૬૮ માં સ્કીનરને વિજ્ઞાન માટેનો એક રાષ્ટ્રીય એવોર્ડ એનાયત કરાયેલો. મનોવિજ્ઞાનના ક્ષેત્રમાં કોઈને વિજ્ઞાનનો એવોર્ડ આપવામાં આવ્યો હોય તેવો આ બીજો બનાવ હતો,

સ્કીનરનો વર્તનવાદ, પ્રારંભે તો વિજ્ઞાનની સમાન્તરે ચાલતો હતો. પણ, પછી ધીમે ધીમે એ એક વિચારધારામાં ફેરવાઈ ગયો. જ્હોન્સન લૉઈડે કહ્યું છે: "What begun as an objective science became ideology.

સ્કીનરે, બાળકોને પ્રથમ બે વરસ દરમિયાન ઉછેરવા માટે એક air-crib બનાવેલી. આ air-crib કદમાં વિશાળ હતી. ધ્વનિપ્રતિરોધક હોવા ઉપરાંત એ જંતુ-પ્રતિરોધક પણ હતી. બાળકને અમુક પરિવેશમાં રાખી એના વર્તનને ચોક્કસ એવા ઢાંચામાં ઢાળવાના આશયથી જ એણે આ crib બનાવેલી.

'૪૮ પછીનો જીવનગાળો સ્કીનર માટે ખૂબ મહત્ત્વનો નીવ રહ્યો હતો. આ ગાળામાં, એક તો તેઓ હાવર્ડમાં હતા. હાવર્ડ યુનિવર્સિટી તેમને તમામ પ્રકારની સુવિધાઓ પૂરી પાડતી હતી. અહીં પ્રયોગશાળામાં તેમણે અવનવાં પ્રાણીઓને અવનવાં વર્તન શીખવાડેલાં.

કબૂતરોને ટેબલ ટેનિસ રમતાં તેમણે અહીં જ શીખવેલું. એમનો આ પ્રયોગ ખૂબ લોકપ્રિય બન્યો હતો.

સ્કીનરે એક 'સ્કીનર બોક્સ' પણ વિકસાવેલી. અમેરિકાના ઔષધ ઉદ્યોગે આ બોક્સ અપનાવી લીધેલી. આ બોક્સના ઉપયોગ વડે ઔષધનો માનવવર્તન પર કેવી અસર પડે છે એનો અભ્યાસ સરળતાથી અને ચોકસાઈપૂર્વક કરી શકાતો.

બધા વર્તનવાદી મનોવિજ્ઞાનીઓમાં બન્યું છે એમ સ્કીનરમાં પણ 'પુરસ્કાર'ની વિભાવના કેન્દ્રસ્થાને હતી. જેના પર પ્રયોગ કરાતો એ પ્રાણીને ઇચ્છિત વર્તન કરતું તો તેને અમુક 'પુરસ્કાર' અપાતો. આ પુરસ્કાર, મહદ્અંશે ખાદ્ય પદાર્થના સ્વરૂપનો રહેતો. એ જ રીતે જે એ ઇચ્છાના વિરોધે વર્તન કરતું તો પણ એને 'પુરસ્કાર' અપાતો. જે દંડ સ્વરૂપે રહેતો. તેઓ માનતા કે બાળક કંઈ પણ શીખે છે તો એમાં પુરસ્કાર જ કેન્દ્રસ્થાને હોય છે. ૧૯૫૭માં એમનું "Verbal Behaviour" નામનું પુસ્તક પ્રગટ થયું. એમાં એમણે ભાષાકીય વર્તનો પણ જે તે વ્યક્તિની આસ-પાસની સ્થિતિ–પરિસ્થિતિથી જ નિયંત્રિત હોવાની દલીલ કરેલી. ભાષાવિજ્ઞાની નોમ ચોમ્સ્કીએ આ પુસ્તકની ઉગ્ર ટીકા કરેલી. એવું મનાય છે કે ચોમ્સ્કીએ કરેલી આ પુસ્તકની સમીક્ષા પ્રગટ થઈ તે વેળાએ સ્કીનરનું અવસાન થઈ ગયું હતું.

સ્કીનરનો પ્રભાવ જેટલો શિક્ષણ અને મનોવિજ્ઞાન પર પડ્યો છે એટલો અન્ય શાસ્ત્રો પર પડ્યો નથી. સાહિત્ય અને અન્ય કળાના ક્ષેત્રે ભાગ્યે જ કોઈ વર્તનવાદની વાત કરે છે. બે વિશ્વયુદ્ધોની

વચ્ચે ખૂબ જ પ્રભાવક નીવડેલા વર્તનવાદની સામે ઘણા વિરોધો થયા છે. યુરોપના મનોવિજ્ઞાન પર તો એની નહીંવત્ અસર વરતાય છે. તેઓ મનોવિજ્ઞાનમાંથી 'ચિત્ત'ને દેશવટો આપવા તૈયાર ન હતા. જર્મનીમાં બુઝબર્ગ જૂથનો અંત આવ્યો. પછી, ગેસ્ટાલ્ટ મનોવિજ્ઞાનીઓ આવ્યા. એમણે perceptionમાં સંરચનાગત સંબંધોની વાત કરી. યુરોપમાં ભાષાવિજ્ઞાને પણ વર્તનવાદનો કોઈ ખાસ પ્રભાવ નથી ઝીલ્યો. સ્વીસ ભાષાવિજ્ઞાની સોસ્યુરે mentalistic અભિગમ અપનાવેલો. એણે કહેલું કે ભાષા સંકેતોની બનેલી છે અને, સંકેત બે ઘટકોનો બનેલો છે. એક તે 'સંકેતીત' અને બીજો 'સાંકેતિક'. આ બન્ને વચ્ચેનો સંબંધ યાદચ્છિક છે. એટલે કે, તેઓ કાર્યકારણના કે એવા કોઈ કુદરતી કારણથી જોડાયેલા, સાંકેતિકનું સ્થાન આપણા ઇન્દ્રિયજગતમાં છે, તો સંકેતીતનું આપણા મનોજગતમાં ફ્રેંચ નૃવંશવિજ્ઞાની લેવી સ્ટ્રાઉસે અને સ્વીસ મનોવિજ્ઞાની પિયાઝેએ પણ ચિત્તને જ કેન્દ્રમાં રાખેલું. સ્ટ્રાઉસે કહેલું કે મીથ, રીતરિવાજો અને સાંસ્કૃતિક પદાર્થો પણ અંતે તો માનસિક સંરચનાઓ જ પ્રગટ કરે છે. પિયાઝે મનોવિજ્ઞાનને એક બાજુ જ્ઞાનમીમાંસા તરફ તો બીજી બાજુ જીવવિજ્ઞાન તરફ લઈ જવા માગતો હતો. એ પોતાને 'ચિત્તના જીવવિજ્ઞાની' તરીકે ઓળખાવતા.

આ બાજુ અમેરિકામાં પણ વર્તનવાદનાં વળતાં પાણી થવા માંડ્યાં હતાં. છેક, ૧૯૫૧ની આસપાસ કાર્લ લાશલીએ વર્તનવાદની તથાકથિત સિદ્ધિઓ અંગે શંકા સેવેલી. તેમણે કહેલું કે 'પિયાનો વગાડવો' અને 'એકાએક બોલી પડવું.' જેવી ઘટનાઓને વર્તનવાદી અભિગમથી સમજાવી શકાય નહીં. કારણ કે, આ પ્રકારની આવડતો અંતિમે તો જે તે વ્યક્તિના ઇરાદાઓમાંથી તારવેલી નિયંત્રણોની ઉચ્ચવચ્ચતા પર આધારિત છે. ત્યાર પછી, ૧૯૫૯માં ચોમ્સ્કીએ સ્કીનરના 'Verbal Behaviour' પુસ્તકની સમીક્ષા કરેલી. સમીક્ષામાં ચોમ્સ્કીએ દલીલો કરતાં કહ્યું હતું કે સ્કીનરનો વ. ભાષામાં રહેલી સર્જનાત્મક શક્તિને ઓળખવામાં નિષ્ફળ

# સંકલ્પ અને શોધ / अल्मारी

ડોસા હજુ એમના જમાનામાં જ જીવે છે! સંસ્કૃતના અધ્યાપકને આષાઢ શરૂ થાય તે પહેલાં એમને 'મેઘદૂત'ના શ્લોકો સાંભરવા માંડે તેમ ટેલિવિઝન દ્વારા હવામાન કચેરી મોનસૂનની જાહેરાત કરે તે પહેલાં જૂની છત્રી અત્યારે ક્યા એકાંતવાસમાં હશે એનો વિચાર કરે, તે પછી ધ્યાન ધરે અને ધારણા બાંધે; તે પાકકી થયા પછી હવે તો એની શોધ કરવી જ જોઈએ એવું એમને લાગે, પણ તે પછી સંકલ્પ કરવો પડે; કારણકે સંકલ્પપૂર્વક કરેલી શોધ જ સફળ નીવડે છે એ દલીલના ટેકામાં કોલંબસે અમેરિકાખંડ શોધ્યો અને માદામ ક્યુરીએ, પેલું શું કહેવાય છે? રેડિયમ! હા, તે જ! તે શોધ્યું. કામ નાનું હોય કે મોટું પણ તે માટે અફર એવું નિશ્ચયબળ, કામ પ્રત્યેની નિષ્ઠા, સંકલ્પબળ અને કર્મયોગ જોઈએ. આ એમના જીવનમંત્ર છે. છત્રી શોધવી એટલે શોધવી–એ છેવટનું સત્ય છે, કારણ કે તે શોધને અંતે જ મળે છે–શરૂઆતે નહીં! અમેરિકાખંડ શોધવામાં મહિનાઓના મહિના લાગે એવો તો કોઈ નિયમ નથી જ! એમ તો ડોસાએ સુધરાઈના મિલકતવેરા, પાણીવેરાનું બિલ ચૂકવેલું. હવે એમ કે ઘરે બેઠાં ગજવામાં હાથ નાખ્યો હતો પેન્સીલનો કટકો શોધવા, કારણ કે ત્યારે એ ગયા વર્ષનો ચોપડો કોઈક વિગત શોધવા માટે લઈને બેઠા હતા, અને અંદરની નોંધ–આંકડો અને તારીખ ચિઠ્ઠી પર ઉતારી લેવાં હતાં, તે માટે પેન્સીલ જોઈએ, તે લેવા ગજવામાં હાથ નાખ્યો તો હાથમાં આવ્યું ભરણાનું બિલ! એ બિલ એમણે ચોપડાના છેલ્લે પાને પૂઠાની નજીક મૂકી દીધું, તે પછી પેન્સીલની

માણસ પૂર્વે ન બોલેલાં, ન સાંભળેલાં એવાં વાક્યો બોલી, સમજી શકે છે. આ સર્જનાત્મક શક્તિ પરિવેશથી નિયંત્રિત થયેલી નથી. એણે બીજી દલીલ પણ કરેલી. અને તે એ કે કબૂતરો, ઉંદરો પર સફળ થતા પ્રયોગો માણસ પર લાદી ન શકાય. માણસને કબૂતર–ઉંદરની કોટિમાં ન મૂકવા જોઈએ.

આ બધી ઘટનાઓને સમાન્તરે જ cognitive મનોવિજ્ઞાન વિચારધારા પણ શરૂ થઈ. એમણે ચિત્તની પુનઃસ્થાપના કરી. મનોવિજ્ઞાનમાંથી દેશવટો લઈ ગયેલું ચિત્ત પુનઃ પાછું આવ્યું. તે દરમિયાન, કોમ્પ્યુટર ટેકનોલોજી પણ ખૂબ જ આગળ વધી ગઈ હતી. મનોવિજ્ઞાન ક્ષેત્રે 'કૃત્રિમ બુદ્ધિતત્ત્વ' (artificial intelligence)ની પણ બોલબોલા થઈ. એ કેવળ માણસ જ નહીં, વત્તે-ઓછે અંશે મશીન પણ વિચારતાં થઈ ગયાં હતાં. આ બધાની વચ્ચે વર્તનવાદનું તો કારજપાણી પણ થઈ ગયું હતું.

આ બધું છતાં પણ, સ્કીનર પોતાની વિચારધારા બદલવા માગતા ન હતા. મરણના ચાર–પાંચ માસ અગાઉ એક મુલાકાતમાં એમણે કહેલું કે હું cognitive મનોવિજ્ઞાનીઓને એક જડબાતોડ તો જવાબ આપવા માગું છું. મને ખબર છે કે તેમને મારા જવાબો નહીં જ ગમે – તેમ છતાં, હું એની પરવા કરતો નથી."

સ્કીનર કેવળ એક મનોવિજ્ઞાની ન હતા, એક દ્રષ્ટા પણ હતા. એમના વર્તનવાદના પાયામાં માનવકલ્યાણની એક વિશિષ્ટ કહી શકાય તેવી ભાવના હતી. તેઓ માનતા હતા કે જો conditioning એક માત્ર કારણ હોય વર્તનનું તો આપણે એવી પરિસ્થિતિ ઊભી કરી શકીએ જેમાં માણસ કંઈ પણ અશુભ વર્તન ન કરે. અને જો, એમ થાય તો આપણે એક દિવસ આ જગતમાંથી અશુભને કાયમી વિદાય આપી શકીએ. એક અર્થમાં તો આ ખ્યાલ રામ-રાજ્યના ખ્યાલને મળતો આવે છે. જગતમાં થઈ ગયેલા લગભગ તમામ બુદ્ધિજીવીઓ અંતે તો રામરાજ્યની જ શોધમાં હતા. સ્કીનર પણ એમાંના એક હતા. □

ડોસા હજી એમના જમાનામાં જ જીવે છે। સંસ્કૃતના અધ્યાપકને આષાઢ શરૂ થાય તે પહેલાં એમને 'મેઘદૂત'ના શ્લોકો સાંભરવા માંડે તેમ ટેલિવિઝન દ્વારા હવામાન કચેરી મોનસૂનની જાહેરાત કરે તે પહેલાં જૂની છત્રી અત્યારે કયા એકાંતવાસમાં હશે એનો વિચાર કરે, તે પછી ધ્યાન ધરે અને ધારણા બાંધે; તે પાકી થયા પછી હવે તો એની શોધ કરવી જ જોઈએ એવું એમને લાગે, પણ તે પછી સંકલ્પ કરવો પડે; કારણ કે સંકલ્પપૂર્વક કરેલી શોધ જ સફળ નીવડે છે એ દલીલના ટેકામાં કોલંબસે અમેરિકાખંડ શોધ્યો અને માદામ ક્યુરીએ, પેલું શું કહેવાય છે? રેડિયમ। હા, તે જ। તે શોધ્યું. કામ નાનું હોય કે મોટું પણ તે માટે અફર એવું નિશ્ચયબળ, કામ પ્રત્યેની નિષ્ઠા, સંકલ્પબળ અને કર્મયોગ જોઈએ. આ એમના જીવનમંત્ર છે. છત્રી શોધવી એટલે શોધવી–એ છેવટનું સત્ય છે, કારણ કે તે શોધને અંતે જ મળે છે–શરૂઆતે નહીં। અમેરિકાખંડ શોધવામાં મહિનાઓના મહિના લાગે એવો તો કોઈ નિયમ નથી જ। એમ તો ડોસાએ સુધરાઈના મિલકતવેરા, પાણીવેરાનું બિલ ચૂકવેલું. હવે એમ કે ઘેરે બેઠાં ગજવામાં હાથ નાખ્યો હતો પેન્સીલનો કટકો શોધવા, કારણ કે ત્યારે એ ગયા વર્ષનો ચોપડો કોઈક વિગત શોધવા માટે લઈને બેઠા હતા, અને અંદરની નોંધ–આંકડો અને તારીખ ચિઠ્ઠી પર ઉતારી લેવાં હતાં, તે માટે પેન્સીલ જોઈએ, તે લેવા ગજવામાં હાથ નાખ્યો તો હાથમાં આવ્યું ભરણાનું બિલ। એ બિલ એમણે ચોપડાના છેલ્લે પાને પૂઠાની નજીક મૂકી દીધું, તે પછી પેન્સીલની

શોધ કરી. કોઈ પણ મહાન કામ મહાશ્રમ માગી લે છે, અથવા જે કામમાં પ્રખર પુરુષાર્થ, અવિરત મહાશ્રમ કરવો પડે તે જ મહાકાર્ય કહેવાય છે!

ગાંધીજી કહેતા કે કોઈ પણ કામ નાનું હોતું નથી! ડોસાએ ગાંધીજીનો પેલો કિસ્સો વાંચેલો. એમને એક છોકરાએ પેન્સીલનો ટુકડો આપેલો. ગાંધીજીને લાખ રૂપિયા આપો તે એ સ્વરાજ–ફંડના ખજાનચીને આપી દે! કોઈ સોનાનું ઘરેણું આપે તો તે ય, સ્વરાજ ફંડમાં આપી દે એવા એ અપરિગ્રહી, પણ પેલો પેન્સીલનો ટુકડો એમણે સ્વીકારી લીધો! કારણ કે સ્વરાજ ફંડમાં પેન્સીલનો ટુકડો સ્વીકારવાની કોઈ જ જોગવાઈ નહોતી! ગાંધીજી તો એ પેન્સીલના ટુકડાથી વૉયસરોયને પણ કાગળ લખે અને 'હરિજન–બંધુ' માટે લેખ પણ લખે! બાપુની પાસે સ્થૂળ એવું હોય શું કે તે ગુમ થાય? જે સૂક્ષ્મ સંપતિ હતી તે તો એમના હૃદય, મન અને ચિત્તમાં હતી! તે ગુમ થવાનો તો કોઈ પ્રશ્ન જ નહોતો! પેન્સીલનો પેલો ટુકડો કોણ જાણે કેમ તે ખોવાયો! તે સાવ નાનો હતો એટલે ખોવાયો એમ કહેવું એ પણ બરાબર નથી, સ્વરાજ કે આઝાદી તો આ ભારતીય ઉપખંડ જેટલી મોટી, વિશાળ, વ્યાપક હતી, તે શું ખોવાઈ ગઈ નહોતી? બાપુને માટે નાની કે મોટી ચીજ સૌની પ્રત્યે સમાન આદર હતો એટલે સ્વરાજની ખોજ જેટલી જ મહત્ત્વની શોધ એમણે પેન્સીલના ટુકડાની ગણી એટલું જ નહીં, જે બાળકે મને જે પ્રેમ અને વિશ્વાસથી પેન્સીલનો ટુકડો આપ્યો તેના વિશ્વાસનો ભંગ મારાથી થાય જ કેમ? એમણે શોધી, તે ન મળી, તો રહસ્યમંત્રી સહિત સેવકોને કહ્યું કે એ પેન્સીલનો ટુકડો તમારે શોધી કાઢવો જ રહ્યો! એમને એ માટે અપવાસ પર ઊતરવાની જરૂર ન જ પડે એવી ખાસ ચિંતાથી સૌએ પેન્સીલનો ટુકડો છેવટે શોધી જ કાઢ્યો! તે પછી બાપુએ એ જ પેન્સીલથી લખવા માંડ્યું! ડોસાને ગાંધા નામના 'ભવ્ય ડોસા'નો

એ કિસ્સો યાદ એટલે પેન્સીસનો એ ટુકડો જાય ક્યાં? જાય તો તે શા માટે? એને ખોટું લાગે, એ રીસાય એવું કોઈ વર્તન મેં એની સાથે કર્યું જ નથી! એને ઘા ન વાગે, એની અણી ભાંગી ન પડે એટલી કાળજી અને સાવચેતીથી એને છોલું છું. એની અણીને ઓછામાં ઓછો બોજ પડે એટલી હળવાશથી એનાથી લખું છું – પછી એને કૈકેયીની જેમ કોપભવનમાં જવું પડે એવા તો કોઈ સંજોગો જ ઉત્પન્ન થયા નહોતા! એને મેં રેઢો મૂક્યો જ નથી, તો બાર વર્ષના વનવાસનો પ્રશ્ન જ ઊભો થતો નથી; તો પછી તેરમા વર્ષે પાણ્ડવોને અજ્ઞાતવાસ વેઠવો પડ્યો એવા અજ્ઞાતવાસનો તો પ્રશ્ન ઊભો જ થતો નથી! છતાં અત્યારે એ મને જ્ઞાત નથી, એટલે એ જ્યાં હોય ત્યાં એનો અજ્ઞાતવાસ જ છે! અને ડોસાએ ખંતીલી શોધ આદરી; ચોપડો, ચોપડાને ઠેકાણે રહ્યો. ટેબલનું ખાનું ખોલ્યું અને એવી રીતે શોધ કરી કે તેમાં મૂકેલી ચીજ તેમને જરૂર પડે તો તેને ખંતપૂર્વક, ચીકણાશથી શોધવી પડે! છેવટે ખાતું બંધ કર્યું, ત્યારે ય એ 'દીસે હાર્યો જોદ્ધો' એવા એ દેખાયા નહીં! ઊભાં ઊભાં જ ધ્યાન ધર્યું, ધારણા બાંધી, કબાટ ખોલ્યો, દાગીનાનો દાબડો તો એમણે ન ખોલ્યો, કારણ કે મૂડીવાદી સમાજરચનામાં સામ્યવાદી તો હોઈ શકે છે, પરંતુ સોનાના દાગીના સાથે પેન્સીલ હોય જ નહીં! દલિતો જેમ મંદિરપ્રવેશ માટે સત્યાગ્રહ કરે છે એમ એ ગમે તેવી નાની હોય, અલ્પ મૂલ્યની હોય તે છતાં તેને પણ પોતાની અસ્મિતા છે, વ્યક્તિમત્તા છે, પોતાપણું છે! પેલા ગાલિબ હિન્દુ હોત તોયે, અસ્પૃશ્ય કહેવાતા હોત તો પણ એમણે મંદિર-પ્રવેશ–સત્યાગ્રહ કર્યો ન હોત! દલિતોએ 'ગાલિબ'ની શાયરીનું અધ્યયન કરવું જોઈએ! ખુદી અને બુલંદી માટે, અસ્મિતા અને ઓળખ માટે ડો. ઇકબાલના સમસ્ત કલામ(શાયરી)નો અભ્યાસ કરવો પડે એવું છે જ નહીં! માત્ર એક જ પંક્તિ વાંચે અને એ એવી તો સરળ અને સચોટ છે કે તે પ્રયત્ન વિના જ સ્મૃતિમાં રહી.

જાય! (શાયરી નંગ જેવી કીમતી હોય તોયે તેણે શા માટે 'જડાઈ' જવું જોઈએ?) પંક્તિ છે:

**'બિના બુલાયે ન જાયે ખુદા કે ઘરકો હમ!'**

એકવાર ડોસાએ પેન્સીલના ટુકડાથી એ શે'ર ખાસ કરીને ઘરમાંથી એમને કહેવામાં આવ્યું કે, 'દીકરાવહુ પંદર દિવસથી પિયેર ગઈ છે ને આવવાના વાવડ નથી; તે વેવાઈના ઘેર જઈ આવોને?' ત્યારે એમણે 'ગાલિબ'ની પેલી પંક્તિ સંભારી, વેવાઈના ઘેરે ગયા જ નહીં. પેલી પંક્તિ ભવિષ્યે ખપ લાગે એ માટે ડાયરીમાં નોંધી લીધી! દીકરો ભલે વહુ વિના હીજરાયા કરે તો હીજરાય, વગર બોલાવ્યે વેવાઈના ઘરે નહીં જાઉં તે નહીં જ! સંભવ છે કે પેલી પંક્તિનો અર્થબોધ, ભાવબોધ જ નહીં, ધ્વનિબોધ અને કાકુ પણ એની સમગ્ર ચેતનામાં, અણુઅણુમાં વ્યાપી ગયો હોય! તો, તો, એ દાગીનાના દાબડામાં જાય જ નહીં! શા માટે એ સુવર્ણમંદિરમાં જઈને પોતે દલિત બને! એમને વિચાર આવ્યો કે આ કોટ ગડી વાળીને મૂક્યો છે, એના ગજવામાં પેન્સિલનો ટુકડો શોધું! પછી એમને યાદ આવ્યું કે એકવાર ગજવામાં લવિંગ રહી ગયેલાં! લવિંગ મુખવાસ પણ છે અને હાલતા દાંતને તે મજબૂત ન કરે તોયે હાલતા દાંતને પેઢાને દુઃખ પહોંચાડવાથી દૂર રાખે છે, અને ટૂથ પેસ્ટને બદલે દાતણ કર્યું હોય તો પણ મોઢાને સુવાસિત રાખે છે. તુલસીનું પાન અને લવિંગ તીવ્રગંધી છે, મુખવાસ પણ છે, છતાં દરરોજ કંઈ સત્યનારાયણની કથા થોડી કરાવી શકાય છે! તુલસીનું પાન તો શિરાના પ્રસાદ સાથે જ આરોગી શકાય! લવિંગ સાથે એવો કોઈ અતિ પવિત્ર સંદર્ભ જોડાયો નથી, એની ડોસાને ભારે ખુશી થયેલી! બધું જ ધર્મ, પુણ્ય અને પૂજ્યતા સાથે જોડાઈ જાય તો માણસને રહેવાનું મુશ્કેલ બની જાય! એટલે એમણે માનવીયતા જળવાઈ રહે છે માટે મુખવાસ તરીકે સફેદ ડગલામાં ગજવામાં લવિંગ રાખેલાં! ડોશી દેખીતી રીતે જ આગલા જમાનાનાં જ હોય, એ તો

'ડોશી' શબ્દ જ સૂચવે છે, સંકેત કરે છે. આગલી પેઢીની પત્નીઓને પતિના ખમીસ અને ડગલાનાં ગજવાં તપાસવાનો મોહ જ નહીં, મોહ ન હોય તો લાલચ ન હોય અને લાલચ ન હોય તો દુઃસાહસ પણ ન જ હોય! અપરિગ્રહવ્રત રાખ્યા સિવાય પણ અપરિગ્રહ રહે છે! શું કેટલાક અપરિગ્રહવ્રત રાખ્યા વિના, ઘરના પરિગ્રહ વિના, ફૂટપાથ પર રહેતા નથી? રહે જ છે. એવું જ ડોશીના નિર્મોહનું હતું. વાસ્તવમાં તો તે 'તટસ્થભાવ' કહેવાય!

તો, બન્યું એવું કે ડોશીએ હતો તે જ હાલતમાં ડગલાને ખદખદતા પાણીમાં સોડાખાર નાખ્યા પછી, નાખ્યો! બે કલાકના બાષ્પસ્નાન પછી એ સફેદ ડગલાને ધોયો ત્યારે તે સુકાવા નાખ્યો અને એ સુકાઈને કડક થઈ ગયો ત્યારે ડોશીએ એને સૂચવ્યું કે હવામાં બહુ ઝૂલ્યો કે લફરફફર થયો, હવે ઘરમાં ઠરીને બેસ! એને ઊંચેથી હેઠે ઉતાર્યો, થોડો જ નીચે, ઠેઠ જમીન પર નહીં. કારણ કે ડોસા ડગલો પહેરે છે ત્યારે ય તે જમીન સુધી પહોંચે નહીં એ માટે એને છપ્પન ઈંચના માપનો જ રાખ્યો છે! ડગલો ઉતાર્યો ત્યાં મંદિરની ઝાલર વાગી, ડોશીએ ઝટ ડગલો લાવી ઘરમાં પલંગ પર મૂકી દીવો કરવા ગયાં. હવે ડગલો ડોસા પાસે પહોંચ્યો ત્યારે ગજવે બફાયેલાં, છુદાયેલાં, ધોકાદલિત લવિંગના ડાઘ 'બાસ્તા જેવા' ડગલાના ગજવે પડી ગયેલા! બસ, ત્યારે જ ડોસાએ તાકીદ કરી કે ડગલાનાં ગજવાં તપાસી તે પછી જ ડગલો ધોવા નાખવો! અને ડોશી ગજવાં તપાસે છે કે નહીં, એની ખાતરી કરવા ડગલો ધોવા નાખે ત્યારે પોતે જ ચીવટપૂર્વક ગજવામાં લવિંગ હોય તે કાઢી લે, પણ જાતે થઈને ઓછામાં ઓછા એક ગજવામાં થોડું પરચુરણ અને અંદરના ગજવામાં એક રૂપિયાની નોટ રાખે. એ પાછાં મળે જ, કે મળ્યાની ખબર મળે જ, એટલે ડોસાને ખાતરી થઈ જ જાય કે ડોસીએ ગજવાં બરાબર તપાસ્યાં જ છે!

ના, ડગલાના ગજવામાં પેન્સીલનો ટુકડો નહીં જ હોય,

કારણ કે તે ધોવાયેલો છે! ડોસાએ થોડી પણ ચીવટપૂર્વકની શોધ કરીને કબાટ બંધ કર્યો. ખુરશી પર આવીને બેઠા. થયું કે થાક તો નથી લાગ્યો, પણ બીડી પીવાની વેળા થઈ છે, વેળા ન થઈ હોય તો પણ કેટલાંક તથ્યો બીડીનો કશ ખેંચ્યા પછી જ ચિત્તાકાશમાં, તેના પ્રકાશમાં પ્રગટ થાય છે. મેચિસ તો સામે જ હતી; એટલે બીડી લેવા માટે જમણા કાનની ખીંટી પર હાથ નાખ્યો ત્યાં એમના હાથમાં આવ્યો પેલો ગુમ થયેલો પેન્સીલનો ટુકડો!

ઈશ્વર અને પેન્સીલના ટુકડાની સરખામણી થઈ જ ન શકે! કવિ કાલિદાસના અપંગ નહીં, પણ અઠંગ અભ્યાસી કહેશે કે એ કુકવિ! આ તો 'હિનોપમા' કહેવાય! છતાં, શું બન્નેની વચ્ચે સામ્ય નથી? ઈશ્વર જે આપણી ચેતનામાં છે, તેને શેરીના મંદિરથી માંડીને તે ઠેઠ હરદ્વારના મંદિર સુધી શોધીએ છીએ! મંદિરનો માર્ગ ધર્મગ્રંથથી શરૂ થાય છે એવું સ્વીકારીને આગળ વધે છે અને પેલા કબીરજી (જયંત કોઠારીના શબ્દોમાં, જેમ 'અખાજી' તેમ કબીરજી જ હોય, તો અખાજી અખાજી જ હોય! ગુસ્સે થાય અને બોલી ઊઠે, 'પોથી પઢ પઢ પંડિત હુઆ!' છંદમાં એકાદ માત્રાને અવકાશ હોત તો પોતાના કાકુને કે ધ્વનિને વધારે તીવ્ર કરવા કબીરજીએ 'પંડિતા હુઆ' કહ્યું હોત! છંદના બંધનને કારણે ગાબડું પૂરવા માટે 'અરે' કહેવું હોય તો યે કલાપીની જેમ 'અરેરે...' કહેવું પડે છે અને જગ્યાના અભાવે 'પંડિતા' કહેવું હોય ત્યાં માનાર્થે 'પંડિત' કહેવું પડે છે! એ તો આડ વાત થઈ!

પ્રગતિશીલ દૃષ્ટિ વિશેનું આપણું જ્ઞાન અર્ધાંગના શબ્દ સૂચવે છે એવું હોવાનો સંભવ છે. જે આગળ જુએ તે જ પ્રગતિશીલ? તે જ દૂરદ્રષ્ટા? ભવિષ્ય દૂર હોય છે, તે શું ભૂતકાળ દૂર નથી હોતો? તે રીતે મોનસુન આગળ છે, છત્રી પાછળ છે, તો એની શોધ યરવી એ પણ 'દૂરદૃષ્ટિ' છે. આપણી ચેતના 'મોનસુન' સુધી

પહોંચી જાય અને અવળી દિશામાં છત્રીને જુએ કે તેને જોવા માટે, તેની શોધ કરે એ પણ 'દૂરદષ્ટિ' ગણાય.

ડોશીએ કહ્યું કે, 'છત્રી પડી હશે કાતરિયામાં...'

ડોસાને 'પડી' શબ્દ ન ગમ્યો! મારા આશ્રિત પડેલા ન હોય! પણ પછી મોહ પણ થયો કે ડોશીનું કહ્યું તે માની લઉં! મને 'પતિતઉદ્ધારક'નું પદ મળી જાય! પછી માણસ અને વસ્તુ તથા ઈશ્વર અને માણસ વચ્ચે રહેલા ભેદનો ખ્યાલ આવતાં મોહનું નિવારણ થયું. છતાં, પેન્સીલનો ટુકડો કાન પરથી જ મળેલો તેમ છત્રી પણ મારી નજીકમાં જ હશે!

એવામાં ટપાલી આવ્યો અને સુધરાઈનું માંગણાનું બિલ આપી ગયો! અલ્યા, પૈસા ભર્યાની પાવતી આપ્યા પછી કરવેરાની ઉઘરાણી માગે છે? આગલા વર્ષનો ચોપડો જોયા વિના જ કલાર્કો બિલ બનાવે છે? એમને પૈસા વસૂલ કર્યાની પાવતી બતલાવવી પડશે! હેં! પણ એ પાવતી ક્યાં? પેલો પેન્સીલનો ટુકડો મેં શોધેલો તે જ દિવસે પૈસા ભરેલા અને પાવતી મેળવેલી! હેં! તે ક્યાં? સાળું પેન્સીલનો ટુકડો શોધવામાં એને ફાઈલમાં મૂકવાનું ભૂલી જ ગયો! અને પેન્સીલ શોધતા હતા ત્યારે ય ગાંધીજીની પાસે હતા તે તેમના મંત્રી અને સેવકો મારી પાસે ન હતા અને આજે ય નથી...છત્રી શોધું તે પહેલાં મારે પેલી પાવતી શોધવી પડશે; સંકલ્પપૂર્વક! એ જાય ક્યાં! □

## સંતાકુકડી / રાજેન્દ્ર ઘોડપકર

ચાર બાળકો સંતાવાની રમત રમે છે. એક છુપાય છે ઇંધનની ઓરડીમાં, બીજો ખાટલા નીચે, છાપરા પર છે ત્રીજો, અને ચોથો મૃત્યુની પાછળ.

## વાંચકોને, સંસ્થાઓને—

દક્ષિણ ગુજરાતમાંથી વર્ષોથી-પ્રગટ થતા એકમાત્ર સાહિત્ય-માસિક ‘કંકાવટી’એ શુદ્ધ સાહિત્યમાસિકનું સ્વરૂપ ધારણ કર્યું છે. કવિતા, વાર્તા, ગદ્યખંડ, નિબંધિકા અને વિવેચન સાથે યથાશક્ય સમકાલીન સાહિત્યનો પરિચય, સહકાર આપતા કવિ, લેખકો દ્વારા અપાય છે.

આપને અંગતપણે, આપની સંસ્થાને, સ્કૂલને આ સાહિત્યિક બની રહેવાના ધ્યેય સાથે પ્રગટ થતા ‘કંકાવટી’ના ગ્રાહક બની સહકાર આપવાની અપેક્ષા.

વાર્ષિક લવાજમ રૂપિયા ૩૦

૩, આનંદનગર, સગરામપરા, **સૂરત-૩૯૫૦૦૨**

---



ફેબ્રુઆરી : ૧૯૯૧

વર્જિનિયા મોરેના

મંજીત ટિવાણા

હરિભજનસિંહ

દિલીપ ચિત્રે

કિસન સોસત

હરેશ તથાગત

આહમદ મકરાણી

રતિલાલ 'અનિલ'

જયન્ત પાઠક

'રેડા વ્હીલ'

વિલિયમ ટ્રેવર

શિરીષ પંચાલ

એલન ટેટ

ડાફ્રૂસ ફાઇફર

અલગારી

# કંડાવટી

ફેબ્રુઆરી ૧૯૯૧

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૦ : અંક ૩૯૫ : મૂલ્ય : ૪ રૂપિયા

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

## વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૩૦, બે વર્ષના રૂા. ૫૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા ૭ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા સુરત–૩૯૫૦૦૨ સરનામે જ કરવો.

તંત્રી–મુદ્રક–પ્રકાશક

**રતિલાલ મૂ. 'અનિલ'**

માલિક : આર. આર. રૂપાવાળા

ફોન : ૪૫૦૨૮

*

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સુરત–૩૯૫૦૦૨

મુદ્રણસ્થાન : ૧૯, ભગવતી મુદ્રણાલય, દૂધેશ્વર રોડ, અમદાવાદ–૪

## સુગંધપ્રાર્થના / વર્જિનિયા મોરેનો

ઘાવોને મટાડનારા ઓ દેવ!
સ્વીકાર કરો આ ભૂમિ સૈનિકનો ઠોકર ખાધેલો આત્મા
જે ભાગી રહ્યો છે સમસ્ત ધરતીનાં યુદ્ધોથી
કમમાં કમ એક વાર
બાકાયદા, શાનથી વીંટાળેલો ઇન્દ્રધનુષી ધ્વજ
તારી આ ધરતીને, જે કોઈના કબજામાં નથી
'ફર્સ્ટ ક્લાસ એક્સપ્રેસ'માંથી
ઘરની દિશામાં.
ઔષધીય વનસ્પતિના આ ઉદ્યાનમાં
જેમાં કોઈ દ્વાર નથી, પ્રવેશ કરવા દો એને
ઓ સુગંધોના દેવ!
ફૂંકો સુગંધ તમારાં મૂળિયાંની
અગરૂની, સોમરસની, મધની
સુગંધી રસ સુગંધિત પુષ્પોનો
એના મુખમાં, જીભ હલાવ્યા વિના
એના કાનમાં, પરદાને સ્પર્શ્યા વિના
માનવજાતિનાં તમામ સંગ્રામોનાં
સળગતાં શબોની ગંધ/રાખ
શ્વાસોમાં ભરતો એ જાગે
જાગે, મહેકતો, ગાતો, જાગે મુક્ત
પોતાના દુશ્મનોથી, ચપ્પુથી.

## ત્રણ કવિતા / મંજીત ટિવાણા

### બે કબર

મારામાં બે કબર છે, એમાંની એકમાં મારા પિતા છે અને બીજીમાં મારી મા. એ બંને કબરો શા માટે મારી સાથે ચાલે છે? રાત્રે જ્યારે હું એમની તરફ બારણું ખોલું છું, બે દીવા મારી આંખોમાંથી નીકળીને એ કબરો પર જાય છે.

હું કબરો ખોલું છું, લાશના સ્થાને બે યાદ છે, ઠંડી પશ્ચિમી હવાઓ જેવી, એવામાં જ દિવસ ઊગે છે, દીવા મારી આંખોમાં પાછા ફરે છે. પિતાની કબરમાંથી અવાજ આવે છે, ચાલતો જા, ચાલતો જા! માની કબરમાંથી અવાજ આવે છે, સમજી–વિચારીને ચાલ, સમજી–વિચારીને ચાલ.

એ બંને અવાજો ભૂતકાળમાંથી નીકળીને મને વર્તમાન અને ભવિષ્યમાં શા માટે ઘસડે છે? પિતા હમેશાં ભવિષ્યની દિશામાં. એ અબોધોને ખબર નથી કે હું તો એમની પહેલાં જ ભૂતકાળ બની ચૂકી છું.

### હવે તું

હવે સાગરની છાતી પર, હવાના હાથો એ મારો લખેલો પત્ર પણ જો વાંચે, તોયે તું આવીશ નહીં.

અગર ક્યારેક તારાઓ વચ્ચે ચૂપચાપ ક્યાંક મારી ચર્ચા સાંભળે, તું ત્યારે ય આવીશ નહીં.

રસ્તા પર ભટકતા પડછાયાઓ અગર કંઈ પણ ન કહે, તું તો પણ આવીશ નહીં.

મારી ભાણેજ, યાર-દોસ્તોએ અગર ક્યારેક મારી પ્રશંસા કરી, તું તો પણ, ત્યારે આવીશ નહીં.

અગર એ પ્રકારનાં વાદળ ફરી આકાશમાં છવાય, આપણે પ્રથમ વાર મળ્યાં હતાં ત્યારે છવાયાં હતાં એવાં, તું ત્યારેય આવીશ નહીં.

અગર કદી ભૂલથીયે તને મારી યાદ આવે પણ, તું ત્યારેય આવીશ નહીં.

અગર તને જાણ થાય કે હું છેલ્લા શ્વાસ ગણું છું, તું ત્યારેય આવીશ નહીં.

તું ક્યારેય પાછો ફરીને આવીશ નહીં, કેમકે હું તને ભૂલવા ચાહતી નથી.

## આજકાલ

આજકાલ મારી નજરમાં તમે માત્ર મારી અણલખી કવિતાઓ વાંચી શકો છો.

આજકાલ મારા હાથોમાં તમે ક્રૂસના ખીલા ઠોકાયેલા જોઈ શકો છો.

આજકાલ મારા અવાજમાં તમે મરેલા વિખૂટા પડેલાઓના બોલ સાંભળી શકો છો.

આજકાલ મારી ખામોશીમાં તમે સમયની ધૂળ ચળાતી જોઈ શકો છો.

આજકાલ પક્ષીઓના માળામાં તમે મારું ઘર શોધી શકો છો.

આજકાલ આશાની આંખમાં તમે નિરાશા ઊભરેલી જોઈ શકો છો.

આજકાલ સાવકા હાથોએ તમે અમારી કબરોના દીવા સળગતા જોઈ શકો છો.

આજકાલ અમારાં ખેતરોમાં તમે વર્દી પહેરેલા મોર જોઈ શકો છો.

આજકાલ મારા મૂગા હોઠો નીચે દફનાયેલાં કેટલાંયે તોફાન તરતાં જોઈ શકો છો.

આજકાલ અમારા રસ્તાને તમે અમારી ચૂપકીદીઓ તરફ વળતા જોઈ શકો છો.

આજકાલ અમારાં સ્વપ્નાંમાં દૂર સુધી તમે મોંહે-જો-ડેરો-હડપ્પાનાં ખંડિયેર જોઈ શકો છો.

આજકાલ મારી માટીમાંથી જન્મેલાઓને તમે વૃક્ષોમાં પલટાઈ ગયેલા જોઈ શકો છો.

આજકાલ તમે અમને કાળા સૂર્યની કચેરીઓમાં કેસો પતાવતા જોઈ શકો છો.

આજકાલ અમારા નામમાં તમે મોતનો સંદેશ વાંચી શકો છો.

આજકાલ અમારાં વ્યક્તિત્વને તમે અણુઅણુએ વીંધાયેલું જોઈ શકો છો.

આજકાલ મારી કવિતાઓમાં તમે માત્ર મારી અણલખી કવિતાઓ વાંચી શકો છો.

## હિજરત /હરિભજન સિંહ

હિજરત કરતી વખતે મારા શહેરે મને કહ્યું: મારા રસૂલ, જતાં પહેલાં મને એ તો કહો કે તમે પાછા ફરો ત્યાં સુધી હું સળગતું રહું કે બૂઝી જાઉં? વરસોથી હું ભેજનું માર્યું, ભીના લાકડાની કાયામાં લાલ જવાળા ભડકી હતી એક વાર, અને તું જાય છે!

તું મારી આગમાંથી પ્રગટેલો દહકતો સૂરજ, મારા રસૂલ! જતાં પહેલાં મને એ તો બતાવો, નદીપાર જઈને જીવતી આગ વહેંચી દેશો, અથવા આ કાંઠે મારી આગ ભંડારીને ફરી, પરત આવશો?

મારી સડક પર જે પિંજર પડ્યું છે, તે જીવતું છે, એ મારી બેટી છે. હાકેમોએ એનાં જીસ્મ પરથી કપડાં નથી ઉતાર્યાં, કપડાં સમેત આખું જિસ્મ ઉતારી દીધું છે, કઈ જગ્યા શરમ છે, કઈ બેશર્મ? આભાર ઈશ્વરનો, કોઈ જ પિછાન બાકી નથી રહી, બાકી છે હજી પીંજરમાં લજ્જા, નાની ખુલ્લી આંગળીએ વીંટી પહેરી રાખી છે.

મારા રસૂલ! જતાં પહેલાં મને એ તો બતાવો, તમે પાછા ફરો ત્યાં સુધી, એ વીંટી પહેરી રાખે કે ઉતારીને ફેંકી દે?

## અર્ધસત્ય / દિલીપ ચિત્રે

રક્તમાં ફૂટે છે કુંપળ
ત્યારે શરૂઆત થાય છે પાનખરની

કોઈ પણ વૃક્ષ
જંગલથી અલગ નથી હોતું
અને બે વૃક્ષ વચ્ચે
જે હોય છે તે કહેવાય છે જંગલ

સાક્ષી હતો હું
તમારાં, સર્વ લોકોનાં પાપોનો
અને હું જ હતો
તમારાં પાપોનો ભાગીદાર

તમારા તમામ અપરાધોનો
ફરિયાદી પણ હું જ હતો
અને હું જ હતો ન્યાયાધીશ

હવે મને ઊભો કરી દો
સાક્ષીના પીંજરામાં
ભોગવવા દો મારી અલગતા

રક્તમાં ફૂટી રહી છે કુંપળ
અને શરૂઆત થઈ ગઈ છે પાનખરની.

## ના છટક / આહમદ મકરાણી

પાદરે ઊભું કટક,
થૈ શકે તો તું છટક

કોઈ પણ ક્રમ ચાલશે
તર્જની આગળ અટક

ભાર લાગે ડાળનો
તું જરા જલદી બટક!

પૂરમાં કંઈ તાણ છે,
પૂછડું પકડી લટક.

ઝુલ્ફથી સપનાં ખરે,
વાળને હળવે ઝટક.

# અજાણપણાની યે વળી શી જાણકારી છે!

/ રતિલાલ 'અનિલ'

ન કુછ ફનાકી ખબર હૈ, ન હૈ બકા માલૂમ,
બસ ઇક બેખબરી હૈ, સો વો ભી કયા માલૂમ!

—અસગર ગોંડવી

કવિ જ્યારેય સામાન્ય વિચારસપાટીથી ઊંચે જઈને ઉદ્‌ગાન કરે છે ત્યારે તેણે અપનાવેલો કાવ્યપ્રકાર ગમે તે હોય, તે અસ્તિત્વ વિશે વિચાર્યા વિના રહેતો નથી. આમ તો ભારતમાં જીવનના કાંઠે બેઠેલા પણ એક ટેવ કે પરંપરા અનુસાર અગમનિગમની પ્રતીતિ-વિહોણી વાતો કરે છે, એમ સામાન્ય સ્તરની કવિતામાં ક્યાંક અલપઝલપ અસ્તિત્વની વાત આવી જતી હોય, તેનો અહીં વિચાર નથી. પરંતુ કવિ કાન્ત 'સૌન્દર્ય શું, જગત શું, તપ એ જ સાથી' એવા ઉદ્‌ગાર કાઢે છે ત્યારે તે આંતરખોજની પ્રતીતિ કરાવે છે. વિચાર તો જગતનો છે પણ છેવટે વાત પોતા પર, તપ પર આવે છે. આખરે તો અસ્તિત્વનો અર્થ શો? તો કહે તપ! તે શા માટે? તો અસ્તિત્વની અનુભૂતિ, સાર્થતા માટે. અખ્તર નઝમી કહે છે:

નાવ કાગજકી છોડ દી મૈંને,
અબ સમંદરકી જિમ્મેદારી હૈ.

વાસ્તવમાં અહીં પણ અસ્તિત્વની વાત છે. મેં આ કાગળની નાવ જેવું જીવન સંસારસાગરમાં છોડી દીધું, હવે એને જાળવવાની જવાબદારી સંસારની છે. સપાટીના આ વિચારથી ઊંચે જઈએ તો

પેલી અદૃશ્ય શક્તિએ કાગળની નાવ જેવા માણસને દુનિયામાં મૂકી દીધો છે – અને વાસ્તવિકતા એ છે – કમમાં કમ વર્તમાનની વાસ્તવિકતા એ છે કે, કાગળની હોડીએ પોતે જ પોતાને સાચવવાની છે – આ દુનિયાને એની કંઈ જ પડી નથી! કાગળની હોડીએ મહાસાગરને પહોંચી વળવાનું છે!

આધુનિક કવિતામાં એકાદ દશકો તો અસ્તિત્વવાદનું ચિંતન ઘણું વ્યક્ત થયું, અને આપણને પરિચિત અસારવાદ પણ એમાં જુદી રીતે ધ્વનિત થયો. તુચ્છવાદ જેવું કંઈ છે કે કેમ તે હું નથી જાણતો, પણ અસારવાદ સાથે તુચ્છતાનો ભાવ આવી જ જાય છે. આ તુચ્છ, તે તુચ્છ – બધું તુચ્છ! એક આ દૃષ્ટિ છે, તે કંઈક કે વધુ અંશે સામાજિક સંદર્ભમાં માણસ, તેના કહેવાતા અસ્તિત્વની તુચ્છતાનો ભાવ છે, તો એક સૂફી દૃષ્ટિ એ પણ છે કે, ફના (અનિત્ય) અને બકા(નિત્ય)ની યે જાણ નથી, બસ બેખબરી છે. તે ય વળી માલૂમ છે એવું નથી! આમાં રોષ નથી, ગુસ્સો નથી, આક્રોશ નથી, કલ્પાંત નથી, મોઢું ફેરવી લેવાની વાત નથી. એક મસ્ત માણસ સહજપણે કહી દે છે – માત્ર વાસ્તવિકતા! એનું અર્થકરણ કરતો નથી, નીપજતા અર્થ વિશેનો પોતાનો પ્રતિભાવ નથી, કશું જ નથી! તો આ છે સૂફી સ્વભાવ!

**જાના કિ ઇતના જાના,**
**કિ કુછ નહીં હૈ જાના,**
**ઔર વો ભી ઉમ્રભર મેં!**

જાણ્યું તો એટલું જાણ્યું કે કંઈ જ જાણતો નથી, અને તે ય ક્યારે? જિંદગીના કિનારે બેઠો છું ત્યારે! આમાં યે કોઈ આક્રોશ, આઘાતજન્ય કલ્પાન્ત, રોષ, ગુસ્સો કશું જ નથી! એક મસ્ત માણસના પ્રતીતિજન્ય ઉદ્‌ગાર છે, આશ્ચર્યભાવ છે. અસગર ગોંડવીનો શે'ર પણ આ જ કક્ષાનો છે.

આધુનિક કવિતાના અસ્તિત્વના ધ્વનિ સાથે આ સૂફી શાયરના મિજાજને સરખાવવા જેવો છે. જયન્તભાઈ પાઠક જેવા વિચારક કવિ પણ ગઝલમાં 'મિજાજ'ની વાત સ્વીકારતા નથી, પણ અસ્તિત્વ વિશેનો આધુનિક કવિનો સ્વર, સાદ, ધ્વનિ સાંભળો પછી આ મસ્તમૌલા જેવા કવિ અસ્તિત્વની વાત જે સહજતાથી કશાયે પોતીકા આરોપણ વિના કરે છે – વાસ્તવમાં એ સૂફી મિજાજ છે. ફકીરી મિજાજ છે. એમાં નથી આક્રોશ, રોષ, તુચ્છભાવ – બસ વાસ્તવિકતા છે, અને તે પણ પ્રસન્નભાવે નહીં તોયે સહજભાવે કહેવાઈ છે – એમાં જ 'મિજાજ' વ્યક્ત થાય છે. કોઈ શે'રબજારિયો મોટી રકમ ગુમાવે અને સહજપણે કહે, 'હા, આજે સારી એવી રકમ ગુમાવી...' તો એને શું કહેશો? સામાન્ય માણસ તો એવી ખોટ માટે હાહાકાર કરી ઊઠે! તો ગઝલ સિદ્ધ થતી હોય ત્યારે એમાં મિજાજનો સ્પર્શ હોવાનો જ. ઇકબાલ ક્યાંક કહે છે, 'શાખ પે બૈઠા, ચહચહા, ઔર ઊડ ગયા' આ માણસની, તેના અસ્તિત્વની જ વાત છે. વિદાયની વાત 'ચહચહા ઔર ઊડ ગયા!' આટલી સહજતાથી આપણો કવિ આવી વાત કરી શકતો નથી. એનો એ સ્વભાવ, એ મિજાજ નથી. જે નશ્વરતાને જાણે તે ભગવો, વૈરાગી બની જાય, અસારવાદી ઉદાસી બાબા બની જાય એવી પરંપરા સામે સૂફી પરંપરા સાવ જુદી પડે છે. સૂફી ફકીર એના તોર મિજાજમાં ફના અને બકાની, નિત્ય/અનિત્ય, ઈશ્વર/નશ્વરની વાત કરવાનો. તેમાં પ્રતીતિનો રણકો વધારે હૃદયસ્પર્શી હોવાનો. 'હું છિન્નભિન્ન છું.' એવો હાહાકાર એમાં નહીં હોય. સૂફી, એ એક પરંપરા નહીં પણ રૂહાની મિજાજ છે. નાશવન્તની પ્રતીતિ થયે પણ એ મસ્ત હોય. 'ન અપની ખુશીસે આયે હમ, ન અપની ખુશીસે ચલે' આવી સાહજિકતા એ જીવન-મરણ વિશે પ્રગટ કરી શકે છે. એમાં તટસ્થભાવ છે, પણ માત્ર તે જ નથી. અસ્તિત્વ-

બોધમાંથી નીપજતું વલણ, વર્તન પણ છે—સાવ સહજ. શાદ અઝીમાબાદી એક શે'રમાં કહે છે:

**સુનિ હિકાયતે હસ્તીતો દરમિયાં સે સુની,**
**ન ઇબ્તિદા કી ખબર હૈ, ન ઇન્તિહા માલૂમ!**

માનવઅસ્તિત્વ ક્યાંથી શરૂ થયું, ક્યાં અંત આવશે એ માલૂમ નથી! (આવી ભૂંડી અવસ્થામાં નિયતિએ મને કેમ મૂક્યો? એવી કોઈ ફરિયાદ નથી—એ દર્શન ન હોય તોયે મિજાજ છે.) ગણતરી પર જીવતો ગુજરાતી અને એવા સ્વભાવનો ગુજરાતી વિવેચક આ વાત ન સમજે.

**ગણત્રી જોઈ નથી મેં કદી કવિતામાં,**
**અનંત છું, અને મારો કશો હિસાબ નથી!**

આમ જો ગુજરાતી ગઝલકાર પણ કહેતો હોય તો એમાં પણ પેલો સૂફી નહીં તો સૌન્દર્યરાગી સૂફીનો મિજાજ જ છે.

પ્રાચીન ગુજરાતી ભજનોમાં ક્યાંક ક્યાંક પ્રબળ આવેગ, મસ્તી, એવા ઉદ્ગાર જોવા-સાંભળવા મળે છે ત્યારે કવિનો આત્મા અમુક કક્ષાએ પહોંચ્યા પછી તેમાં એક મસ્તભાવ આવ્યાનું સમજાય છે. આધ્યાત્મિક વિચારણામાં તટસ્થભાવની વાત આવે છે એની ઝલક પણ શરૂઆતે આપેલા શે'રમાં જોઈ શકાય છે.

'કવિતા એ આત્માની કળા છે' એ સૂત્ર સૂફી મિજાજની કવિતા માટે વધારે સાચું લાગે છે.

**જિંદગી માટે ઘણાં વર્ષો મળ્યાં,**
**મોતને માટે મળી એકાદ ક્ષણ!**

આમાં બહુ તો અસમાનતામાંથી ઊપજતો આશ્ચર્યભાવ છે—એમાં અંગત આરોપણ નથી. કશું અસહજ ઉમેરણ નથી. બધું

જાણવું અને તે યથાતથ વ્યક્ત કરવું એ સૂફીનો સ્વભાવ નથી, એ કશીક પ્રતીતિ કરે છે તે સહજભાવે, તટસ્થભાવે વ્યક્ત કરે છે. એમાં ચિંતનની એક ઝલક કે ચમકારો હોય, છતાં એના પર ચિંતન કે વિચારનો બોજ/ભાર ન હોય. આને ગઝલનો સ્વભાવ કહો તો સ્વભાવ અને મિજાજ કહો તો મિજાજ છે. એમાં પ્રતીતિ મુખ્ય છે, અને એ સહજ ઉદ્‌ગાર બને એ એની કળા છે. વાસ્તવમાં એ કવિતાકળા પણ એવી સહજ જીવનકળામાંથી જ નીપજે! બધું ચીપી-ચીપીને, ગણીગણીને ગોઠવે, પછી ચોકકસ તાકીને બોલે – એ વ્યવસ્થા થઈ. એ દૃષ્ટિએ ગુજરાતી કવિ ઠીકઠીક વ્યવસ્થિત છે. વિચાર-વ્યવસ્થામાં પણ એ માને છે. પણ આ જગત, આ માનવજીવન એ પણ વ્યવસ્થા તો છે જ, પણ એને ગણિત કે તોલમાપનાં ઓજા-રોથી ગણી, માપી, તોલી શકાતાં નથી. એમાં જ ચમત્કારનું તત્ત્વ રહેલું છે. અસામર્થ્યની હતાશા નહીં. અપરિમેયને કંઈક તો જાણ્યાનો, તે અપરિમેય છે એટલું જાણ્યાનોયે, નિદાન પ્રસન્નકર ન આવતું હોય તોયે, એક તેજસ્વી ઉલ્લાસ હોય!

શિયાળાની અલસ સવારે તાજા ખીલેલા ફૂલ પર પડેલો કુમળો તડકો! કેવું સંમિલન! એનો શો હેતુ શોધવો? સાંજના ધૂળિયા ઝાંખા અજવાસમાં એ ખીલેલું ન દેખાય. તો, એમાંય શું આપણું ઉમેરણ કરવું! એ આરોપણ મિથ્યા છે. સવાર–સાંજનાં દર્શનની પ્રતીતિ એ જ પ્રાપ્તિ છે. એ દૃશ્યો તટસ્થ છે. આપણી તેની અભિવ્યક્તિ એવી જ તટસ્થ પણ સૌન્દર્યપૂરક હોય તો એટલી કવિતા પણ એક પ્રાપ્તિ છે.

કશુંયે જાણવાની હઠ નથી, ને,—
અજાણ્યે કેટલું જાણી ગયો હું.

૨૮-૧૨-'૯૦

□

## શિયાળાનો હુંફાળો તડકો / બિન્દા કરંદીકર

શિયાળાનો હુંફાળો તડકો જ્યારે પડે છે
સ્થિતપ્રજ્ઞ કાળી ચટ્ટાન પર
મને લાગે છે, એ ક્ષણે એમાં પણ
ફૂટતા હશે ઇચ્છાના અંકુર.
શિયાળાનો હળદરિયો તડકો જ્યારે
પહેરાવે છે મુગટ વૃદ્ધ વડલાને,
–મને લાગે છે, તળાવમાં જોઈને
હાથ ફેરવતો હશે પોતાની દાઢી પર!
શિયાળાનો થરથરતો સૂર્ય જ્યારે
માથું ટેકવે છે ખીણની છાતીમાં,
મને લાગે છે એના વક્ષથી
ફૂટી પડતું હશે ઉષ્ણ ઝરણું.
શિયાળાનો હુંફાળો તડકો પસવારે જ્યારે
આજીની ખુલ્લી પીઠ,
–ભરમાઈને વિચારતી હશે એ
ઓઢી છે મેં જરિયાન ચાદર.
શિયાળાનો તડકો મોઢું ફુલાવીને
રિસાવાનો ઢોંગ કરી, બેસે છે ઘાસિયા મેદાન પર,
–મને લાગે છે એને પણ જરૂર
એવું જ કંઈ લાગતું હશે.

શિયાળાની શીતળતાની આ કવિતા નથી, શિયાળાના હુંફાળા તડકાની છે. અલબત્ત હુંફાળા તડકાનો ચમત્કાર ને મહિમા અહીં જે નિરૂપાયો છે તેનું કારણ તો શિયાળાની ઠંડી જ છે. અન્યથા જે અકળાવનારો ખેદકારક તડકો તે શિયાળાની ઠંડીમાં હુંફાળો લાગે ને એની હૂંફમાં સુખ ને આનંદ મળે. કવિએ મોટે ભાગે પ્રકૃતિ-પદાર્થોને શિશિરના હૂંફાળા તડકાથી થતા સુખના વર્ણન દ્વારા મનુષ્યની સુખની, આહ્લાદની અનુભૂતિઓ વ્યક્ત કરી છે.

પ્રથમ પંક્તિમાં જ હૂંફાળા તડકાની ને સ્થિતપ્રજ્ઞ ચટ્ટાનની સહોપસ્થિતિ દ્વારા કવિએ પ્રકૃતિચિત્ત સાથે મનુષ્યચિત્તનું સંવેદન પણ વર્ણવ્યું છે. હૂંફાળો તડકો સ્થિતપ્રજ્ઞ ચટ્ટાન પર પડે છે એમ કહે છે ત્યારે પેલા 'સ્થિતપ્રજ્ઞ' શબ્દપ્રયોગમાં રહેલો સૌમ્ય કટાક્ષનો કાકુ પણ પ્રગટ થઈ જાય છે. ચટ્ટાન સ્થિતપ્રજ્ઞ છે એટલે અહીં તો જડ છે એવો જ અર્થ લગભગ થાય. ગીતાની પરિભાષામાં તો 'સ્થિત-પ્રજ્ઞ' એટલે જેને કોઈ અસર ન થાય એવો અવિચલિત, સ્થિર પ્રજ્ઞાવાળો. સ્થિર પ્રજ્ઞાવાળાને પણ ઇચ્છાઓ ફૂટે, આસક્તિઓ જન્મે એવો ચિત્તમાં ઊંડે સુધી ઊતરીને રાગ પ્રગટાવનારો તડકો. એવી જ રીતે વૃદ્ધ વડલામાં પણ વાસના પ્રેરનારો, આત્મરતિ પ્રેરનારો, યૌવન પ્રેરનારો તડકો. હળદર, મુગટ, દાઢી ઉપર હાથ ફેરવવાની ક્રિયા – આ બધું ય લગ્નોત્સુક યુવાનનું ચિત્ર ખડું કરીને યૌવનદાતા તડકાનો મહિમા કરે છે.

આગળ જતાં કવિ શિયાળાના હૂંફાળા તડકાને બદલે થરથરતા સૂર્યનો ઉલ્લેખ કરે છે.-હવે જાણે સૂર્ય ખીણની છાતીમાં માથું મૂકીને પોતે હૂંફ મેળવવા મથે છે! સૂર્ય, ખીણ, છાતી આદિથી ભાવકને હૂંફાળી એવી પ્રણયાશ્લેષની સ્થિતિનો પણ અણસાર મળે છે. થરથરતો સૂર્ય ખીણની છાતીમાં છુપાઈને હૂંફ મેળવે છે; ખીણની છાતીમાંથી ઉષ્ણ ઝરણું ફૂટી નીકળે છે.—આ આખુંય ચિત્ર શૃંગારનો, રાગનો અનુભવ કરાવે છે. ગરીબ વૃદ્ધાની ખુલ્લી પીઠ પર પડતો

શિયાળાનો તડકો એવો તો મીઠો-મધુર લાગે છે બાઈને કે જાણે એણે જરિયાન ચાદર ના ઓઢી હોય!

છેલ્લે તડકાનો જાદુ ને મહિમા વર્ણવ્યા પછી કવિ ખુદ તડકાની લાગણીનું વર્ણન કરે છે. શિયાળાનો તડકો કોઈ ખોટુંખોટું રીસાતી પ્રણયિનીની જેમ મોઢું ફુલાવીને ઘાસમાં બેસે છે ત્યારે એને પોતાને પણ કંઈક એવી જ લાગણી થતી હશે એમ કવિ કહે છે. આ એવી જ લાગણી એટલે કેવી? મનગમતી ઇચ્છાઓ કરવાની, નવયૌવનપ્રાપ્તિની, સર્જકતાની, રસિકતાની – ટૂંકમાં કહીએ તો ભરપૂર ચેતના પામ્યાની, જીવન પામ્યાની. કવિએ શિયાળાના તડકાને જીવનચેતના આપનાર તત્ત્વરૂપે જોયું છે ને વર્ણવ્યું છે. □

આત્મા કંઈ મેળવવું હોય ત્યારે શાંત સ્થિર થઈ જાય છે, પ્રતીક્ષા કરે છે, પણ મન ખાનાબદોશ થઈને બેચેન ભટકે છે, રઝળે છે અને એક શબ્દ મળે ત્યારે ઠરીઠામ થઈને અંતરિક્ષમાં એના આકાર અને અર્થ જોયા કરે છે. પ્રાપ્તિના અહંકારથી અલગ બસ એકઅર્થ દર્શન...



એમ્બ્યુલન્સમાં એક શબ સાથે સફર કરતાંયે કેટલી વાર અટકવું પડયું: રસ્તા પરની લાલ લાઈટોએ વારંવાર અટકાવ્યો. મરેલાને શો ભય? મરેલા માણસ સામે કેવો રેડસિગ્નલ? કદાચ એકલા શબે એમ્બ્યુલન્સમાં સફર કરી હોત તો માર્ગમાં રેડસિગ્નલો ન હોત. શબ સાથે હતો એક જીવતો માણસ હું – માટે માટે હતાં રેડસિગ્નલો.

—રતિલાલ 'અનિલ'

# સોલ્ઝે નિત્સિનની નવી નવલકથા : 'રેડ વ્હીલ'

અમેરિકાનું એક નાનકડું ગામ કર્યું ડીશ. વસ્તી તેરસો માણસની. એ ગામની વિશેષતા એ છે કે, ત્યાં નોબેલ પારિતોષિકવિજેતા રૂસી સાહિત્યકાર એલેક્ઝાન્ડર સોલ્ઝે નિત્સિન પત્ની નાતાલિયા સાથે રહે છે. ત્યાં એમનું પચાસ એકરનું ફાર્મ છે. પોતાના ચાર પુત્રો સાથે ૧૯૭૯ના ઉત્તરાર્ધથી તેઓ ત્યાં વસે છે. ૧૯૭૬માં એમના પર રૂસની ગદ્દારી કરવાનો આરોપ હતો તે પછી એમને દેશનિકાલ કરવામાં આવ્યા ત્યારથી તેઓ આ ગામમાં રહે છે—સાવ અજાણ્યા, એક નવલકથાના સર્જનમાં લીન. છેલ્લાં તેર વર્ષથી આ નવલકથાના સર્જનમાં તેઓ મંડેલા છે. હવે એ વિશાળ નવલકથા 'રેડ વ્હીલ' અંગ્રેજીમાં પ્રગટ થઈ છે. મૂળ નવલકથા રૂસી ભાષામાં છે. એનું નામ છે 'ઑગસ્ટ ૧૯૧૯', પણ એનું પ્રકાશન અંગ્રેજીમાં 'રેડ વ્હીલ' નામે થયું છે. એનાં પાનાં છે બાર હજાર–તે નાની નાની નવલકથાઓનો એક અદ્દ્ભુત સંગ્રહ છે, બધું મળીને તે વિશાળ નવલકથા બને છે.

મૂળે તો રશિયામાં એ લખાઈ હતી, માત્ર ત્રણસો પાનાં એમણે અમેરિકામાં લખ્યાં. ઉમેરેલાં એ પાનાંમાં લેનિનની ભૂલોનું વર્ણન છે, જેને કારણે રશિયાને ઉતાવળે પહેલા યુદ્ધમાં ઝુકાવવું પડ્યું હતું. ત્યારે ઝાર નિકોલસ બીજાનું શાસન હતું. એના વડા પ્રધાન 'પીટર સ્ટાલીપેન'ની એમાં ભરપુર પ્રશંસા છે–૧૯૧૧માં એની હત્યા થઈ હતી.

નવાં પ્રકરણો ઉમેરવામાં સોલ્ઝે નિત્સિનની ધારણા એવી છે કે, વીતેલાં વર્ષોમાં ક્રાન્તિની અભિયોજના અને એનાં કારણોને માત્ર

૧૯૧૪ના યુદ્ધના સંદર્ભે ન સમજી શકાય, અન્યોની જેમ સોલ્ઝે નિત્સિન પણ પહેલાં માનતા હતા કે ઑકટોબર ક્રાન્તિ જ એક નિર્ણાયક ઉકેલ હતો પણ ઊંડા વિચારને અંતે એમને લાગ્યું કે વાસ્તવમાં એ ક્રાન્તિ હતી જ નહીં, કારણ કે ક્રાન્તિ એક મહાન અને અચાનક બનતી ઘટના હોય છે. વાસ્તવિકતા એ છે કે સાચી ક્રાન્તિ તો ફેબ્રુઆરીમાં થઈ. ઑકટોબર ક્રાન્તિ તો માત્ર સિંહાસન પલટાવવાની ઘટના હતી. ૧૯૨૦ના ઉત્તરાર્ધમાં સ્વયં બોલશેવિક એને "અકતુબર ક્રાન્તિ" કહેતા હતા. રશિયાએ જાણીબૂઝીને ફેબ્રુઆરી ક્રાન્તિને ઑકટોબર ક્રાન્તિ કહેવા માંડી.

નવી નવલ વિશે લેખક કહે છે કે એ કારનું પૈડું નથી, બલકે એ મહાન સૃષ્ટિનું ચક્ર છે, કોઈ પેચદાર આકાશગંગાની જેમ એક વાર એ ફરવાનું શરૂ કરી દે તો એને ઘુમાવનારા સમેત પ્રત્યેક વ્યક્તિ, પ્રત્યેક વસ્તુ નિઃસહાય અને અસમર્થ વ્યક્તિનું રૂપ લઈ લે છે. એ એક મહાન અને દારૂણ પ્રક્રિયા છે, તે શરૂ થયા પછી તેને રોકી શકાતી નથી.

પ્રસ્તુત નવલકથામાં રશિયાના ત્યારના વડાપ્રધાન સ્ટાલિપીન પ્રત્યે લેખકને ઘણી સહાનુભૂતિ છે. જે યુગમાં સ્ટાલીપિન વડા પ્રધાન હતા. ત્યારે ત્યારની પ્રતિક્રિયાવાદી પરિબળો રશિયાના પતનના એક જવાબદાર એમને માનતાં હતાં. વાસ્તવિકતા એ હતી કે એ 'તટસ્થ' હતો. એ માનતા હતા કે નગર સંસ્કૃતિની સંરચના પૂર્વે નગરની સાચી રચના થવી જોઈએ. એક અભણ ખેડૂતને અધિકાર આપવા પહેલાં તેને આર્થિક રીતે મજબૂત કરવો જોઈએ. એ એક રચનાત્મક પગલું હતું. સોલ્ઝે નિત્સિન માને છે કે સ્ટાલીપિન નિઃસંદેહ રશિયાની વીસમી સદીના ઇતિહાસની મહત્ત્વની વ્યક્તિ હતી. ક્રાન્તિ આવી તો ૧૯૧૭માં સ્વતંત્ર સરકારે એની તમામ સુધારણા–યોજના રદ કરી અને શૂન્યથી શૂન્ય થતી ગઈ. લેખક કહે છે: 'અમે ૭૦ વર્ષોથી અમારા દેશમાં તમામ ચીજોને તબાહ કરી છે – સામાન્ય જીવનને,

આર્થિક, સાંસ્કૃતિક અધિકારોની બુનિયાદોને...સ્વાભાવિકપણે હવે લોકો રચનાત્મક વિચાર માટે અતીત તરફ જુએ છે. છેવટે હવે લોકો સ્ટાલીપિનની યોજનાઓ સુધી અને ખેડૂતો માટે એમનાં કાર્યો સુધી પહોંચે છે.

સોલ્ઝે નિત્સિને લેનિન વિશે પોતાની સ્વતંત્ર વિચારણા પણ પ્રગટ કરી છે. એ લેનિનને ઇતિહાસનો અવગણી ન શકાય એવો નાયક તો માને છે, તે સ્વભાવે ખરાબ વ્યક્તિ હોવાનું યે કહે છે અને ખરાબ વ્યક્તિની એ વ્યાખ્યા કરે છે, એવી વ્યક્તિ જેની વાત ન મનાય, ન માનવામાં આવે, પછી તે જનતા યે હોય, તેના પ્રત્યે એ કોઈ પ્રકારે દયા કે માનવતા ન બતાવે.'

સોલ્ઝે નિત્સિને 'રેડ વ્હીલ' પર ૫૩ વર્ષ કામ કર્યું. એ એમના ઊંડા અભ્યાસ, પોતાના સમસ્ત અનુભવો અને શોધોનો દસ્તાવેજ છે.

પ્રસ્તુત નવલકથામાં રશિયાના ત્યારના વડા પ્રધાન સ્ટાલીપિન પ્રત્યે લેખકની સહાનુભૂતિ દેખાય છે. એ વિશે લેખક કહે છે કે જે યુગમાં એ વડા પ્રધાન હતા, ત્યારની પ્રત્યાઘાતી શક્તિઓ એમને જ રશિયાના પતનનું કારણ માનતી હતી. સંવિધાની લોકશાહી જૂથ 'કેડેટ્સ' એક જૂથ થઈને એને પ્રત્યાઘાતી માનતું હતું. વાસ્તવિકતા એ છે કે એ તો 'તટસ્થ' હતો. એની વિચારણા નાગરિક સંસ્કૃતિની સંરચના પહેલાં નગરની સાચી રચના જરૂરી છે. એ રીતે એક અભણ ખેડૂતને પ્રત્યેક પ્રકારના અધિકાર આપતાં પહેલાં એને આર્થિકરૂપે સદ્ધર કરવો જોઈએ. એ એક રચનાત્મક પગલું હતું. સોલ્ઝે નિત્સિન માને છે કે સ્ટાલીપિન નિઃસંદેહ રૂસની વીસમી સદીની એક મહત્ત્વની વ્યક્તિ હતી. ક્રાન્તિ આવી ત્યારે ફેબ્રુઆરી ૧૯૧૭માં સ્વતંત્ર સરકારે એની તમામ સુધારા-યોજના સમાપ્ત કરી દીધી અને શૂન્યથી શૂન્ય થઈ ગઈ. લેખકના શબ્દોમાં 'અમે અમારા દેશમાં ૭૦ વર્ષોથી અમારા દેશની તમામ ચીજોને તબાહ કરી રહ્યા છીએ, સામાન્ય

જીવનને, એ અધિકારોને, આર્થિક અને સાંસ્કૃતિક બુનિયાદોને.... સ્વાભાવિક રૂપે હવે લોકો કોઈ મદદ, કોઈ રચનાત્મક વિચાર માટે ભૂતકાળ તરફ જુએ છે. આમતેમ જોવામાં જ લોકો સ્ટાલીપિનની યોજનાઓ સુધી અને કિસાનો માટે એમનાં કાર્યો સુધી જઈ પહોંચે છે.'

આ નવલ વિશે તેઓ કહે છે: 'મૌલિક ભાષામાં આ નવલ-કથા રૂસ ન પહોંચી કે એના પહેલાં હું રૂસ પહોંચ્યો તો હું મને ગૂંગો અનુભવીશ. કોઈને મારા ધોરણ અને જ્ઞાનનો પત્તો જ ન લાગે. હજી મારા પર મુકાયેલા દેશદ્રોહના આરોપો પાછા ખેંચાયા નથી. હું ત્યાં પહોંચું અને સરકાર મને પકડે એવું ય બને.

આ નવલ વિશે સોલ્ઝે નિત્સિત કહે છે: આપણે પોતાના ઇતિહાસથી પરિચિત ન થઈએ તો આપણે તમામ ભૂલો, બલિદાનો અને મૂર્ખાઈઓ નવેસરથી સહન કરવી પડશે. □

(સંકલિત)

*

શે'ર

પીંછા ઉપર રચે છે કબર એક પારધિ,
આપી શકાય આમ પણ મહૂંમને અંજલિ!

રતિલાલ 'અનિલ'

આવી મળે છે હાથને રેખાઓ કોઈની,
આપી શકું હું એમને જ એમનાં વચન!

રતિલાલ 'અનિલ'

# એક સંકુલ ઘટના / વિલિયમ ટ્રેવર
## અનુ. શિરીષ પંચાલ

કોઈ પાર્ટીમાં એટ્રિજ એક સ્ત્રીને બોલતાં સાંભળી ગયો હતો. એનાથી તો હું બહુ જ બીઉં છું. શ્રીમતી દ. પોલ નામની કોઈ સ્ત્રીએ એ શબ્દો વાપરેલા કે 'કુહાડા જેવી જીભ છે. બોલે એટલે તો જાણે કાળોતરો જ ડંખ્યો.'

એ વાત સાચી હતી. જરાય સંકોચ વિના એણે મનોમન એ વાત સ્વીકારી લીધી. એ સ્ત્રીએ જે લાક્ષણિકતા વર્ણવી હતી તેને માટે તેણે પોતે તો 'તીખી જીભ' શબ્દ પસંદ કર્યો હોત. તેની આંખે હમેશાં લોકોની દુર્ગુણો જ નજરે પડતા હતા અને સામાના સદ્ગુણો પારખવાની ચિંતા તે કરતો જ ન હતો. તે પોતાનો આ સ્વભાવ બદલી શકતો ન હતો.

બીજાઓ માટે આકરો હતો તો પોતાની જાત માટે પણ તે એવો જ આકરો હતો; પોતાની કુટેવો સ્વીકારતી વખતે તેને પોતાની સારી ટેવો તો ત્રાસદાયક જ લાગતી હતી; જેમને તે મિત્રો માનતો હતો તેમને માટે તે ઉદાર અને દયાળુ હતો. પોતે એવો છે એમ તેણે સ્વીકારી જ લીધું હતું. તે સુઘડ હતો પણ એ તો એનો સ્વભાવ હતો એટલે એ બદલ કશો ગર્વ અનુભવતો ન હતો. પોતાનાં કપડાંનો ખૂબ ખ્યાલ રાખતો હતો, તેની રુચિ ઊંચી હતી, ખાસ કરીને તો ઓપેરાનો તે શોખીન હતો; તેમાંય વિશેષ તો વેગનરના ઓપેરાનો. તેણે પોતે રુચિ ઉત્તમ રીતે કેળવી હતી અને એ બદલ તે ખાસ્સો ગર્વ લેતો હતો.

પચાસની ઉંમર, ધોળા વાળ, રંગ વિનાની સરસ ફ્રેમના ચશ્મા.

શરીર ફાલે નહીં તેની કાળજી તે લેતો હતો કારણ કે ચાળીસીમાં વધેલા વજનને કારણે ચહેરો ગોળમટોળ થઈ ગયો હતો અને તેનો રંગ જોઈએ એના કરતાં વધુ ગુલાબી થયો હતો; અભિમાની સ્વભાવ તેની નબળાઈ હતી.

એટ્રિજ એક જમાનામાં પરિણીત હતો. ૧૯૫૨માં તેનાં માબાપ મરણ પામ્યાં હતાં, તેના પિતાનું મરણ ફેબ્રુઆરીમાં અને માતું મરણ નવેમ્બરમાં થયું હતું. એટ્રિજ સિવાય તેમને કોઈ સંતાન ન હતું. તે હમેશાં તેમની સાથે જ રહ્યો હતો. તેમના મરણને કારણે આવી પડેલા એકાંતથી કંટાળી જઈને તેણે બનીસિ ગોલ્ડર નામની યુવતી સાથે ૧૯૫૩માં લગ્ન કર્યું હતું; પણ એ અત્યન્ત કમનસીબ સાબિત થયેલું લગ્નજીવન માત્ર ત્રણ જ મહિના સુધી ટક્યું. સિયેનામાં તેમણે મધુરજની ઉજવી ત્યારે તેની પત્નીએ તેની સામે બરાડો પાડીને કહેલું – 'સાવ નીરસ ઘરડો ખચ્ચર!' અને પોતે નીરસ હશે, હલકટ હશે પણ ઘરડો તો નથી જ એમ કહીને તેણે પત્નીને વધારે ગુસ્સે કરી હતી. જરા શાંત પડીને તે બોલી હતી, 'તું ક્યારેય યુવાન ન હતો. બાળપણમાં પણ તું ખખડધજ જ હોઈશ.' તેણે સમજાવવાનો પ્રયત્ન કર્યો કે એ વાત સાચી ન હતી, વાસ્તવમાં તે જરા અટપટા સ્વભાવનો હતો, પણ તેની વાત પેલીએ કાને ધરી જ ન હતી.

અત્યારે એટ્રિજ એકલો રહેતો હતો. તેનાં માબાપ વારસામાં જે શેર મૂકી ગયાં હતાં તેના નફામાંથી તે ગુજરાન તે ગુજરાન ચલાવતો હતો. તે એક ફ્લેટમાં રહેતો હતો, જાતે જ રાંધતો હતો અને નાના પાયા ઉપર જે મિજબાનીઓ આપતો હતો તે બદલ ગર્વ અનુભવતો હતો. તેની રુચિને છાજે તેવો ફ્લેટ તેનો હતો. બાથરૂમમાં ભૂરા ઈટાલિયન ટાઈલ્સ હતા, તેનો શયનખંડ પુરુષનો છે એવી છાપવાળો હતો. હોલ હૂંફાળો અને બદામી રંગનો હતો. પોતાના બેઠકખંડ વિશે તે અંગત રીતે માનતો હતો કે જેવી રીતે

તેના વ્યક્તિત્વનો કેટલોક અંશ ગુપ્ત રહેતો હતો તેવી જ રીતે એ ખંડ પણ એવી જ રીતે કશુંક ગુપ્ત રાખતો હતો. એ રહસ્યમય અંશ વિશે તે પણ બહુ ઓછું જાણતો હતો અને તે માત્ર એ વિશે અનુમાન જ કરી શકતો હતો. તેણે જાંબલી, કાળા અને બદામી રંગના ઇજિપ્શીઅન ધાબળા ખરીદવા પૈસા બચાવ્યા હતા. તેણે પહેલો ધાબળો ૧૮૫૯માં ખરીદ્યો હતો અને ત્યાર પછી દર વર્ષે એંગ્લો અમેરિકન ટેલિગ્રાફના જાન્યુઆરી–ફેબ્રુઆરી ડિવિડન્ડ બાજુ પર મૂકતો હતો. જ્યાં સુધી આખી ફરસ ઢંકાઈ ગઈ ત્યાં સુધી તેણે બચત કરે રાખી. છેલ્લો ધાબળો તેણે વરસ પહેલાં ખરીદ્યો હતો.

એ ઓરડાની દીવાલો પર ઝાંખું ભૂરું શણિયું કાપડ હતું, વેલાસ્કીઝનાં નાનકડાં ચાર ચિત્રો, ડેગાના અને બીજા એક ચિત્રકારનાં રેખાંકનો તથા માઇકેલેન્જેલો પરંપરાનાં બે કથ્થઇ રંગનાં રેખાંકનો માટેની પાર્શ્વભૂ એનાથી સારી રીતે ઉપસતી હતી. સોફા અને સોફા-ટેબલ ઉપરાંત આરસ પર સોનેરી કોતરણીવાળું એક ટેબલ પણ હતું. એ ટેબલ કાઢી નાખવાનો પાકો વિચાર કરી લીધો હતો; થોડી બીજી પ્રતિમાઓ પણ હતી. ઓરડાના સુશોભન અને આયોજનમાં એક પ્રકારની નાટયાત્મકતા હતી. એડ્રિજનને લાગતું કે એ નાટયાત્મકતા તેના વ્યક્તિત્વમાં નિગૂઢ એવા તત્ત્વ સાથે સંબંધ રાખતી હતી, એ એના અટપટા સ્વભાવ સાથે સુસંગત હતી.

એક બપોરે તે સફેદ ટેલિફોનના ભૂંગળામાં કશુંક ટાળતો હોય એવી કડવાશથી બોલ્યો 'કટોકટીની પળે તો હું જરાય કામ ન લાગું.' તેના ફ્લેટની ઉપર રહેતી શ્રીમતી માતારાએ તેની આ વાત કાને ધરી હોય એમ લાગ્યું નહીં. તેણે ચિંતાતુર અવાજમાં પોતાની વાત સમજાવવાનો પ્રયત્ન કર્યો અને કહ્યું. 'અહીં કંઈક દુર્ઘટના બની છે, મારે નીચે આવવું પડશે.' કહીને એકાએક તે સ્ત્રીએ રિસીવર નીચે મૂકી દીધું.

નવેમ્બરના આખરી દિવસોની એ ઢળતી બપોર હતી. વરસાદ પડતો હતો અને સાડાત્રણ વાગે તો જાણે સાંજ પડી ગઈ હતી. બેઠકખંડની બારીમાંથી એટ્રિજ જ્યારે આ બધું જોતો હતો ત્યારે ફોનની ઘંટડી વાગી. ભયાનક રીતે પડતા વરસાદને, બીજી બારીઓમાં દેખાતા દીવાઓના અજવાળાને અને પાંચ માળ નીચે એપાર્ટમેન્ટ બિલ્ડીંગની કોંક્રીટમઢી ફરસ પરથી ખરેલાં પાંદડાં વાળતા એક માણસને તે જોઈ રહ્યો હતો. ફોનની ઘંટડી વાગી ત્યારે તેને થયું કે કદાચ તેની જૂની મિત્ર શ્રીમતી હાર્કોટ એગનનો ફોન હશે. તે અને શ્રીમતી હાર્કોટ એગન પંદરેક દિવસ પછી પર્સીપોલિસ જવાનાં હતાં અને થોડી નાનીમોટી વ્યવસ્થા કરવાની બાકી હતી. જો કે જરૂરી રિઝર્વેશન વગેરે તો કેટલાય વખત પહેલાં થઈ ગયું હતું. એટલે નામ દઈને બોલાવતા અજાણ્યા અવાજને ઓળખી ન શક્યો ત્યારે તેને ખૂબ આશ્ચર્ય થયું હતું. તે એક-બે વખત શ્રીમતી માતારાને લિફ્ટમાં મળ્યો હતો એટલું જ. તે અને તેનો પતિ વરસ પહેલાં જ અહીં રહેવા આવ્યાં હતાં.

જ્યારે તેણે બારણું ખોલ્યું ત્યારે શ્રીમતી માતારાએ કહ્યું : 'હું ખરેખર દિલગીર છું.' અનિચ્છાએ તેણે તેમને હોલમાં આવકાર્યાં અને તેમના બંનેના ફ્લેટની ડીઝાઈન એકસરખી હતી એટલે શ્રીમતી માતારા જાતે જ બેઠકખંડ તરફ ચાલી. તે બોલી : 'અરે, મારું તો આવી જ બન્યું છે. કોની પાસે જવું એ જ સમજાતું નથી.' તે ઉતાવળી અને ઉત્તેજિત અવસ્થામાં વાત કરતી હતી. તેની પાછળ પાછળ જતાં તેણે નિસાસો નાખ્યો. તે જ્યારે પોતાની મુશ્કેલી જણાવશે ત્યારે ભાડુઆતોની એવી બધી મુશ્કેલીઓ માટે જેનીટર ચેમ્બરલેનને મળવાં જણાવી દઈશ એવું તેણે મનમાં નક્કી કર્યું. તમે આ સ્ત્રીને 'જોતાવેંત કહી શકો કે આ બાઈ નાનીનાની બાબતોમાં પડોશીનો જીવ ખાઈ જાય એવી છે. લિફ્ટમાં મળતી

ત્યારે જ એના વિશે કેમ અંદાજ આવી ન ગયો એનું તેને દુઃખ થયું.

તેણે અનુમાન કર્યું કે બાઈ છે તો મારા જેટલી જ ઉંમરની; પાતળી, ઠીંગણી; વાળ કાળા છે પણ રંગેલા હોવા જોઈએ. તેને થયું કે એ કદાચ યહૂદી હશે, તો જ તે આટલી બધી ઉત્તેજિત થઈ જાય. એનો દેખાવ યહૂદીનો હતો, નામ પરદેશી હતું. લિફ્ટમાં તેનો પતિ પણ ભટકાઈ જતો હતો, કાપડનો ધંધો કરતા હો ત્યારે જેવી આંખ પાવરધી બને તેવી આંખ તેની લાગતી હતી. તેણે કલ્પના દોડાવી—તે કદાચ ઑસ્ટ્રિયાનો હશે કે પછી પોલેંડનો હશે. શ્રીમતી માતરાની બોલવાની લઢણ જરા જુદી હતી, પણ એનું અંગ્રેજી પૂરેપૂરું સાચું હતું. તે કંઈ અત્યન્ત ઊંચા વર્ગની ન હતી; પણ યહૂદી જાતિના લોકો ભાગ્યે જ એવા મળે. તેની ભૂતપૂર્વ પત્ની પણ યહૂદી હતી.

પંદર વરસ પહેલાં નેવું ગિનીમાં ખરીદેલી ખુરશીની ધાર પર શ્રીમતી માતારા બેઠી હતી. તે શેરાટન પ્રકારની જ ખુરશી હતી, અખરોટના લાકડાના કોતરકામવાળી પાતળા હાથાવાળી એ ખુરશીની પીઠ ઊંચી હતી. તેણે એ ખુરશીની મરમ્મત કરાવી હતી, એની સ્પ્રીંગો નવી નખાવી હતી અને તેના પર ચાર જુદા જુદા રંગના પટ્ટાનું કવર ચઢાવેલું હતું.

શ્રીમતી માતારા બોલી: 'ખૂબ જ વિચિત્ર. મારા ફ્લેટમાં ભયાનક ઘટના બની ગઈ છે.'

તેણે આખા ફ્લેટનો ફ્યુઝ ઉડાડી મૂક્યો હશે, તે નળ બંધ કરી શકી નહીં હોય, કચરાનો નિકાલ કરવાનું યંત્ર બંધ પડી ગયું હશે; એક વખત તેની પત્નીએ પોતાની જ બાઘાઈને કારણે મધુરજનીના દિવસોમાં જ વાળ વાંકડિયા કરવાનું સાધન તોડી નાખ્યું હતું; માથાના વાળમાં પ્લાસ્ટિકની ચિત્રવિચિત્ર વસ્તુઓથી તે ભયંકર દેખાતી હતી; એ સાધનો કામ કરતાં ન હતાં એ જાણીને તેણે રાહત અનુભવી હતી.

'મને કોઈ વસ્તુ સામી કરતાં આવડતું નથી. તમને તો ખબર છે કે એ બધા માટે ચેમ્બરલેઈનને સળાને!'

તેણે માથું હલાવ્યું. તે નાનકડા પંખી જેવી દેખાતી હતી, નાનકડી ચકલી જેવી તે બબડયો–યહૂદી ચકલી. પોતાની ઉપમાથી એને આનંદ થયો. આંગળીઓમાં રૂમાલ રમાડતી હતી. કશાક કકડા જેવું હતું, તેણે મોઢા પર એ ફેરવ્યો તેનાથી આંખોને વારાફરતી સ્પર્શ કર્યો. તેણે પછી કહ્યું: 'મારા ફ્લેટમાં એક જણ મરી ગયો છે.'

'અરે ભગવાન!'

શ્રીમતી માતારા બોલી. 'ભયંકર! હે ભગવાન!'

ત્રણ નાતાલ પહેલાં શ્રીમતી હાર્કોર્ટ એગન સાથે સિસિલીથી પાછો આવ્યો ત્યારે તેમણે ભેટ આપેલ જ્યોર્જિયન મદિરાપાત્રમાંથી એટ્રિજે બ્રાન્ડી કાઢીને આપી. તેમણે બે નંગ આપ્યાં હતાં. એ પ્રવાસ દરમિયાન એટ્રિજે આપેલા સહકાર બદલ તેમણે એ ભેટ આપી હતી. આ ભેટ વધારે પડતી ઉદાર કહેવાય. એ વસ્તુઓ તો તેમને કૌટુમ્બિક વારસા તરીકે ગમી હતી, તેણે સિસિલીમાં તેમના માટે એવી અદ્દભુત કામગીરી બજાવી ન હતી. માત્ર તેમનું પેટ દુઃખતું હતું ત્યારે 'નોર્થેન્જર એબે' વાંચી સંભળાવ્યું હતું.

તેણે માની લીધું કે મરનાર માણસ તેમનો પતિ નહીં હોય. કોઈ સ્ત્રી પોતાના પતિના માટે તો એમ ન જ કહે કે કોઈ માણસ મૃત્યુ પામ્યો છે. એટ્રિજે અનુમાન કર્યું કે બારી સાફ કરનાર નિસરણી પરથી પડી ગયો હશે. તેના મનોચક્ષુ આગળ બારી આગળ લટકાવેલી નિસરણી દેખાઈ અને જમીન પર સફેદ કપડાં પહેરેલ માણસનું શરીર નજરે પડયું. તેણે શ્રીમતી માતારાને એ માણસના શરીર આગળ નીચી નમીને ઝૂકતી અને તેની સ્થિતિનો તાગ કાઢવા મથતી પણ જોઈ.

શ્રીમતી માતારાના જમણા હાથમાં બ્રાન્ડીનો ગ્લાસ પકડાવતાં

તેણે કહ્યું : 'બધી પી જાઓ.' તે ગ્લાસ પાડી ન નાખે એટલે તેના હાથમાં જ પકડાવી દીધો.

તેણે એ ગ્લાસ પાડી નાખ્યો નહીં, બધી બ્રાન્ડી પી ગઈ અને એટ્રિજના આશ્ચર્ય વચ્ચે વધારે જોઈએ છે એમ સૂચવતો ગ્લાસ સામે ધર્યો.

'જો તમે આપી શકો તો.' એમ બોલતાં બોલતાં તેણે બ્રાન્ડી રેડી. તેને ખ્યાલ આવ્યો કે જ્યારે તે પહેલો ગ્લાસ રેડતો હતો ત્યારે તેનું મન સિસિલીમાં હતું અને એ ભેટ સળી ત્યારના સંજોગોને મનમાં મમળાવતો હતો, તે જ વખતે બીજી વાર બ્રાન્ડી મહેમાને માગી.

શ્રીમતી માતારા બોલી, 'એને મિત્ર કહી શકાય.'

તે બોલ્યે ગઈ. મરનારને હૃદયરોગનો હુમલો આવ્યો હતો. ફ્લેટમાં આવી રીતે શબ પડી રહે એ તો વિચિત્ર કહેવાય. તેણે ૭ વરસ પહેલાં શરૂ થયેલા પ્રેમપ્રકરણની વાત વીગતે કરી. કોઈ મોર્ટન દંપતીએ પાર્ટી આપી હતી ત્યાં એનો ભેટો થયો હતો. એ તો પરણેલો હતો. હવે એ મરનારની પત્નીનું હૃદય તોડવાનો કયો અર્થ ? મારા પતિને પણ શા માટે અસ્વસ્થ કરવો ? એને આ વાત જાણવાની જરૂર જ ન હતી. તે ઊભી થઈ અને બ્રાન્ડીના જગ પાસે ગઈ. તેણે ઉમેર્યું; એ માણસ મારા અને મારા પતિના પલંગ ઉપર મૃત્યુ પામ્યો છે.'

'જો મારી પરિસ્થિતિ આટલી બધી ખરાબ ન હોત તો હું અહીં આવત જ નહીં. હે ભગવાન, ખરું કહું છું, અહીં આવત જ નહીં.' તેનો અવાજ તીણી ચીસમાં ફેરવાયો. તે ખૂબ જ બેબાકળી બની ગઈ હતી. બ્રાન્ડીને કારણે તેના બંને ગાલ પર રતાશ છવાઈ ગઈ. તેની આંખોમાંથી ફરી આંસુ વહેવા લાગ્યાં. પણ હવે તે રૂમાલ વડે આંસુ લૂછતી ન હતી. તેના ગાલની ગુલાબી ઝાંય પરથી, શૃંગાર–

પ્રસાધનના લપેડા પરથી વહેવા લાગ્યાં અને પાઉડરક્રીમ પણ આંસુ સાથે વહેવા લાગ્યાં.

તે રડવા માંડી: 'હું કલાકો સુધી બેસી રહી. એટલે કે મને એમ લાગ્યું. હું એને જોયા કરતી હતી. અને શ્રીમાન એડ્રિજ, અમારા બંનેનાં શરીર ઉપર સૂતરનો તાંતણો ય ન હતો.'

'અરેરે!'

'મારી તો સુધબુધ ચાલી ગયેલી. હું કંઈ એને ચાહતી ન હતી. મને માત્ર એટલું જ લાગ્યા કરે કે હે ભગવાન—આ શું બની ગયું!'

એડ્રિજને બ્રાન્ડીની જરૂર વરતાઈ એટલે ગ્લાસમાં રેડી. આ સ્ત્રી તેને પોતાની પત્નીની યાદ અપાવતી હતી; એ યહૂદી હતી એ કારણે કે અત્યારે આવી રીતે માથે પડી હતી એ કારણે નહીં પણ અમે બંને સૂતરના તાંતણા વિનાનાં હતાં એ વાત જે સહજતાથી તેણે કરી તેના પરથી એવું લાગ્યું હતું. તેઓ મધુરજની ઉજવવા સિયેના ગયા હતા ત્યારે તેની પત્ની આખો વખત પોતાની નગ્નતાની વાત શયનખંડમાં આંટા મારતાં કરતી હતી. તે બોલી હતી: 'તમને નગ્ન સ્ત્રીઓ માત્ર ચિત્રોમાં જ ગમે છે એ જ તમારી મોટી મુશ્કેલી છે.'

ફરી શ્રીમતી માતારાએ કહ્યું: 'એ મિત્ર જ કહી શકાય.' તે તેને પોતાના ફ્લેટમાં લઈ જવા માગતી હતી. મરનારને કપડાં પહેરાવવામાં મદદ કરવા માગતી હતી. તેણે સૂચન કર્યું: 'માનવતા ખાતર આપણે મરણનું સ્થળ બદલી નાખીએ તો!'

તેણે માથું ધુણાવ્યું, તે તો ગુસ્સે થઈ ગયો અને આ વાતની ખાસ્સી ચીઢ ચડી. તેના મનમાં ટોળે વળતી કલ્પનાઓ ખૂબ જ ત્રાસદાયક હતી. પુરુષનું નગ્ન શરીર અને તે પણ પલંગ ઉપર મૃત અવસ્થામાં! તે અને શ્રીમતી માતારા એ પુરુષને કપડાં પહેરાવી રહ્યાં

છે, રિગરમોટીંસ શરૂ થઈ ગયું હોવાને કારણે કપડાં પહેરાવતાં તેમને તકલીફ પડે છે.

'હે ભગવાન! હું શું કરું?' શ્રીમતી માતારા કકળી ઊઠી.

'તમારે કોઈ ડૉક્ટરને ફોન કરવો જોઈએ એમ મને લાગે છે.'

'પણ ડૉક્ટર આવીને શું કરશે? એ માણસ તો મરી ગયો છે.'

'એમ જ થતું હોય છે—'

'જુઓ – અમે ભોજન લઈ રહ્યાં હતાં. આમલેટ, સેલડ વગેરે... અને બીજી જ પળે આ માણસ ખલાસ.'

'તમે તો એમ કહેતાં હતાં...'

'હા...હું જે કહેવા માગું છું તે સમજી ગયા ને!...તે બોલતો હતો. 'અરે પ્રિયે, અરે મારી માનીતી...' બસ અને એ ઢળી પડ્યો. દર વખતે જેમ ઢળી પડે છે એમ જ. સમાગમ પૂરો થાય એટલે...'

'મારે એ સાંભળવું નથી...'

'ઓહ! ઈસુની તો શરમ...' તે બરાડા પાડવા માંડી. ફરી તે દારૂની બાટલી પાસે જવા ઊભી થઈ. તેના વાળમાં પરોવેલી પીન નીકળી ગઈ એટલે હવે વાળ અસ્તવ્યસ્ત થઈ ગયાં. તેના હોઠ પરની લિપસ્ટીક ચેરાઈ ગઈ હતી અને તેની હડપચી પર પણ તેના ડાઘ પડી ગયા હતા. તેની નજરે આ બાઈ સાવ અનાકર્ષક લાગતી હતી.

શક્ય તેટલી મક્કમતાથી તે બોલ્યો: 'આ બાબતમાં હું તમને કશી જ મદદ કરી શકું એમ નથી. હા, હું કોઈ ડૉક્ટરને ફોન કરી શકું...'

'મહેરબાની કરીને તમે ડૉક્ટરની વાત ન કરો.'

'તમારા મિત્રને માટે તો હું તમને મદદ કરી નહીં શકું.'

'તમે માત્ર એને કપડાં પહેરાવવામાં મદદ કરો. એનું શરીર બહુ ભારે છે, હું મારી જાતે પહેરાવી નહીં શકું.'

'તો એને નીચે જ રવાના કરી દો. લિફ્ટ થોડે દૂર તો છે...'

'એ સાવ અશક્ય છે.'

ખાસ્સો એવો ભરેલો ગ્લાસ હાથમાં રાખીને તે એની પાસે ગઈ. પોતાનું મોં તેના મોં પાસે એવી રીતે લઈ ગઈ કે તેને હુમલો થતો લાગ્યો. તેણે શરીર પર છાંટેલા સેંટની વાસથી તો તે સભાન હતો જ અને સાથે જ બીજી પણ એક વાસ આવતી હતી, તે વાસ જાતીય સમાગમની જ હોવી જોઈએ એવું અનુમાન કર્યા વિના તે રહી ન શક્યો. અર્નેસ્ટ હેમિંગ્વેના કોઈ પુસ્તકમાં આ ગંધ વિશે તેણે વાંચ્યું હતું.

'હું અને મારા પતિ પ્રસન્ન, સુખી દાંપત્યજીવન જીવીએ છીએ.' તે બોલી. તેના હોઠ એડ્રિજના હોઠની એટલા બધા નજીક હતા કે તે અડુંઅડું થઈ રહ્યા હતા. ઉપર જે માણસ છે તેની પત્ની તો કશું જાણતી નથી. તદ્દન ભોળી છે. તમને આવી કશી વાતો સમજાય છે કે નહીં? મારા પતિના પલંગમાં મારા પ્રેમીનું શબ મળી આવે તો શી આફત સરજાશે એનો તમને ખ્યાલ કેમ નથી આવતો? એને કારણે જે યાતના જન્મશે એનો વિચાર કેમ નથી આવતો?'

તે દૂર સરક્યો. ખૂબ જ ગુસ્સો આવ્યો હોય અને છતાં ગુસ્સા ઉપર કાબૂ રાખ્યો હોય એ વાતને જમાનો વીતી ગયો હતો. સભ્ય વર્તાવ કોને કહેવાય તેની આ સ્ત્રીને કશી ખબર હોય એમ લાગતું જ નથી, નહીંતર આવી રીતે કોઈ અજાણ્યાના એકાંતનો ભંગ કરીને ઘૂસી ન જાત અને સાવ વાહિયાત અને ગેરકાનૂની સૂચનો ન કરત. તેને લાગ્યું કે આ સ્ત્રીનું ખસી ગયું લાગે છે.

સાવ ઉષ્માહીન અવાજે તે બોલ્યો.' હું દિલગીર છું. પણ મને એ સમજ પડતી નથી કે તમે અને તમારા પતિ સુખી, પ્રસન્ન દાંપત્યજીવન ગાળી કેવી રીતે શકો?'

'હું કહું છું ને કે અમે એવું જીવન જીવીએ છીએ. વળી મારો પ્રેમી પણ પ્રસન્ન દાંપત્યજીવન ગાળતો હતો. તમે મારી વાત જરા

ધ્યાનથી સાંભળો.' ફરી તે કોઈ પ્રાણીની જેમ એની નજીક જઈને તરાપ મારવા ઊભી રહી ગઈ. 'શ્રીમાન એટ્રિજ, સાંભળો. અમે અઠવાડિયામાં એક વખત ભોજનના સમયે શારીરિક કારણો માટે મળીએ છીએ. મોર્ટન દંપતીને ત્યાં પાર્ટી થઈ ત્યારથી એટલે કે પાંચ વરસથી અમે અઠવાડિયે એક વખત આમલેટ, સલાડ ખાવા અને વાસના સંતોષવા મળીએ છીએ. એને અમારા બંનેનાં લગ્ન સાથે કશો સંબંધ નથી. પણ હવે મુશ્કેલી ઊભી થશે. એની પત્ની પોતાના લગ્નજીવનને નિષ્ફળ માનતી થશે, એના પતિનો શોક મનાવવાને બદલે જિંદગીભર પોતાના નિષ્ફળ લગ્નજીવન ઉપર આંસુ સારતી રહેશે. મને છૂટાછેડા મળશે.'

'તમારે એનો વિચાર પહેલાં કરવો જોઈતો હતો.'

તેણે ડાબા હાથ વડે એટ્રિજને એક લગાવી દીધી; ગાલ પર લગાવી, તેનો હાથ ગુલાબી અને નરમ માંસને ચમચમાવી ગયો.

'શ્રીમતી માતારા!'

તે બરાડવા માગતો હતો, પણ એને બદલે તેના મોંમાંથી આછો ફફડાટ જ સંભળાયો. તેની મધુરજની પછી કોઈએ તેના પર હાથ ઉગામ્યો ન હતો. સિયેના ખાતે એ શયનખંડમાં તેના ઉપર જ્યારે હુમલો થયો ત્યારે અનુભવેલો ભય ફરી અત્યારે યાદ આવ્યો. તેની પત્ની બરાડી ઊઠેલી – 'તમને હું મારી નાખીશ. તમે જો પહેલેથી મરી ગયેલા ન હોત તો તમને મારી નાખત.'

તે ફરી આછા હોઠ ફફડાવીને બોલ્યો–'શ્રીમતી માતારા, હવે તમે રવાના જ થઈ જાઓ.' તેણે ગળું ખોંખાર્યું, 'હમણાં ને હમણાં જ...' અવાજમાં જરા વધુ દૃઢતા આણી.

તેણે માથું ધુણાવ્યું. 'મારે શું વિચારવું જોઈએ એ કહેવાનો તમને કોઈ અધિકાર નથી.' તે બોલી. 'બીજી કેટલીક સ્ત્રીઓની જેમ હું પણ ઉદાસ થઈ ગઈ છું. બધા જ પ્રકારના સૌજન્ય અને માનવતાની દૃષ્ટિએ પણ તમારે કહેવું જોઈતું ન હતું કે એ બધાનો મારે

વિચાર કરવો જોઈતો હતો.' તે એના બેઠકખંડમાં મોટે મોટેથી રડવા માંડી. એટ્રિજને લાગ્યું કે તે પોતે કોઈ દુઃસ્વપ્નમાં ફસાઈ ગયો છે. દુઃસ્વપ્નની જેમ જ એ આખી પરિસ્થિતિ ભયાનક, હાસ્યાસ્પદ અને હિંસક હતી: સામે આંખોમાંથી આંસુ પાડતી, બીજાનો દારૂ પી રહેલી અને હુમલો કરતી સ્ત્રી.

ત્યાર પછી તે આક્રમક સૂરને બદલે નરમાશથી બોલી. ટબલ પર મઢેલા આરસપહાણ પર બ્રાન્ડીનો ગ્લાસ મૂકયો અને માથું નમાવીને ઊભી રહી. તેના મોં સામે જોયા વિના તેને ખ્યાલ આવ્યો કે હજુ પણ તે રડી રહી છે; તેને ડૂસકાંનો અવાજ પણ સંભળાતો ન હતો. તે બબડી–'હું દિલગીર છું.'

'મને માફ કરજો શ્રીમાન એટ્રિજ, હું ખૂબ જ દિલગીર છું.'

તેણે માથું હલાવ્યું અને સૂચવ્યું કે આ દિલગીરીની મેં નોંધ લીધી છે. એ આખી વાત બહુ જ ચિત્રવિચિત્ર હતી પણ એ સ્ત્રીને માટે તો અકળાઈ જવાય એવી પરિસ્થિતિ હતી. તેણે કલ્પના કરી. થોડો સમય વીતી જાય છે. પછી તે આ આખી ઘટના શ્રીમતી હાર્કોટ એગનને અને બીજાઓને સંભળાવી રહ્યો છે. 'અરે બધી રીતે અજાણી એક સ્ત્રીએ મને ફોન કર્યો કે મારે તમારી મદદ જોઈએ છે અને પછી એ તો પોતાની આ કરમકહાણી કહેવા નીચે આવી ગઈ.' તેણે ફરી કલ્પના કરી કે હવે તે શ્રીમતી માતારાનું વર્ણન કરી રહ્યો છે–શરૂઆતમાં તો તે ફક્કડ દેખાતી હતી, પછી ધીગે ધીમે લઘરવઘર થવા માંડી, અરે એ તો મારી બ્રાન્ડી જ પીવા બેસી ગઈ અને પછી એકાએક મને થપ્પડ ચોડી દીધી. એ સાંભળીને શ્રીમતી હાર્કોર્ટ એગન અને બીજાઓ કેવા સ્તબ્ધ થઈ જશે એની કલ્પના પણ તેણે કરી. 'એમાં જો કે એ સ્ત્રીનો વાંક કાઢી ન શકાય. એવી વાત કરતી વખતે પોતાના ચહેરા પર આવેલો મલકાટ પણ તે કલ્પી શકયો. તેણે પોતાનો અવાજ સાંભળ્યો–'છેવટે એ સ્ત્રી એમ જ ચાલી ગઈ.'

પણ વાસ્તવમાં શ્રીમતી માતારા ચાલી ગઈ ન હતી. તે ચૂપચાપ રડતી ઊભી રહી.

તે બોલ્યો. 'હું પણ દિલગીર છું.' તેને એમ કે છેવટે મારા આ શબ્દોથી તે બેઠકખંડના બારણા આગળ ચાલવા માંડશે.

'તમે મને માત્ર કપડાં પહેરાવવામાં મદદ કરો તો...' આ બોલતી વખતે તેણે માથું નમાવી જ રાખ્યું હતું.

તેણે જવાબ આપવા માંડ્યો. ગળું ખોંખાર્યું.

તે બોલી, 'હું એકલી તો આ કરી જ ન શકું.'

તેણે માથું ઊંચું કર્યું અને તેની સામે જોયું. તેનું આખું મોં આંસુથી અને ચેરાયેલા મેક-અપથી ખરડાઈ ગયેલું હતું. તેના વાળ હજુ વધારે નીચે સરી આવ્યા હતા. એમાંથી કાળા વાળની પાછળ ખાસ્સા ધોળા વાળ દેખાયા. તેની ગરદન પર લાલાશ કે એવું કંઈ દેખાયું હતું.

'જો હું એકલે હાથે કરી શકતી હોત તો તમને જરાય તકલીફ ન આપત. હા, હું કોઈ મિત્રને ફોન કરી શકી હોત પણ એના ફ્લેટ સુધી જઈ પહોંચાય એટલો સમય ન હતો. કેટલો બધો ઓછો સમય હતો?'

તેના આ શબ્દો બોલાતા હતા ત્યારે એડ્રિજે ઉત્તેજનાનો પહેલો કંપ અનુભવ્યો. ઉફીજીમાં પણ તેણે આવો કંપ અનુભવ્યો હતો. શ્રીમતી માતારા અનાકર્ષક, તિરસ્કારપાત્ર સ્ત્રી હતી. તે છાનાંછપનાં કરી બેઠી હતી અને હવે તેને મળતો હતો. એવી સ્ત્રી માટે દિલગીરી અનુભવવી એ ખૂબ મુશ્કેલ હતું અને કોઈક કારણસર દિલગીરી ન અનુભવવી પણ મુશ્કેલ હતું. મરનાર માણસ તો છૂટી ગયો અને હવે આ સ્ત્રીએ એકલા રહીને આ ઘોર આપત્તિનો સામનો કરવાનો આવ્યો. સિયેનામાં તેની પત્નીએ કહ્યું હતું, 'તમે પ્રેમ કરવાને અશક્ત છો. પ્રેમ તો શું દયા કે બીજું કંઈ પણ દાખવી

ન શકો.' ટોણા મારતી તેની સામે ઊભી હતી ત્યારે તેના શરીર પર માત્ર અંદર પહેરવાનાં વસ્ત્ર હતાં.

બારણા તરફ જતાં માતારાએ કહ્યું : 'હું પ્રયત્ન કરીશ.'

તે ત્યાંથી ખસ્યો નહીં. સિયેનામાં તે આખો વખત અસ્વસ્થ રહ્યા કરતી હતી. તે ચોકમાં બેસીને જતાઆવતા લોકો સામે પણ જોવા માગતી ન હતી. દેવળમાં જવાની પણ તેને આળસ આવતી હતી. તે માત્ર સૂઈ રહેવા માગતી હતી. 'તમને સ્ત્રીઓ ગમતી નથી.' સિગારેટ પીતાપીતાં હાથમાં બ્રોલિયોનો ગ્લાસ રાખીને તે બોલી હતી.

તે શ્રીમતી માતારાની પાછળ પાછળ હોલમાં આવ્યો; તેની આંખો આગળ મરનાર માણસની પત્ની દેખાઈ. શ્રીમતી માતારાએ વર્ણવ્યા પ્રમાણે તેની છબિ દેખાઈ, એ પોતાના પતિને વફાદાર માનીને જીવતી હતી. સરસ વાળ ઓળીને, સાદાં કપડાં પહેરેલી તે બાગમાં ઊભી હતી. અત્યારે કઢંગી હાલતમાં મરનાર પુરુષનાં બાળકોને તેણે જન્મ આપ્યો હતો, તે પુરુષ માટે તેણે ઘર ઊભું કર્યું હતું અને તેના સાવ કંટાળાજનક, ધંધાદારી મિત્રોની સરભરા કરી હતી અને હવે તેના ભાગ્યમાં યાતના લખાઈ હતી. સ્ત્રીઓ ગમતી ન હતી એ તો એક જૂઠાણું હતું, મારામાં દયા નથી એવું કહેવું પણ મને કેટલું બધું વિચિત્ર હતું.

ફરી એક વખત તેનામાં ઉત્તેજન વ્યાપી; અત્યારે એ લાગણી જરા ગૂંચવાયેલી હતી, થોડી શારીરિક – થોડી માનસિક. ખૂબ જ ઝાંખીપાંખી રીતે ફરી પાછો તે આ આખી ઘટના શ્રીમતી હાર્કોટ એગનને કે બીજા કોઈને કહી રહ્યો હતો. વાત કહેતી વખતે એનો અવાજ સ્વસ્થ હતો. આ અનાકર્ષક યહૂદી સ્ત્રી માટે અને અત્યાર સુધી ક્યારેય ન જોયેલી બીજી એક સ્ત્રી માટે એકાએક તેના મનમાં ઉમટી આવેલી દયાની લાગણીની તે વાત કરી રહ્યો હતો. તે શ્રીમતી હાર્કોટ એગનને અને બીજાઓને સમજાવી રહ્યો હતો. એમની વાતમાં સચ્ચાઈ હતી. એ સ્ત્રીઓની હું ઉપેક્ષા કરી ન શક્યો.'

એ વાત સાચી હતી તેની તેને ખબર હતી. તેણે અનુભવેલી ઉત્તેજના સહાનુભૂતિ અને તેમાંથી જન્મેલ દયા સાથે સંકળાયેલી હતી. એની સંકુલ પ્રકૃતિ એ જ રીતે વર્તતી હતી; કશુંક નાટયાત્મક હોવું જોઈએ. પથારીમાં મરી ગયેલા માણસના જેવું નાટયાત્મક અને આ સ્ત્રીઓને વટાવી જવાની અશક્તિની સુંદરતા પણ મીડોની મેડોનાના જેવી જ હતી. સિગરેટ ફૂંકતી અને દારૂ પીતી તેની ભૂતપૂર્વ પત્ની લાખો વરસમાં પણ આ વાત સમજી શકવાની ન હતી. સિયેના ખાતેના તેમના શયનખંડમાં તેની પત્ની કશું સાવ સામાન્યની અપેક્ષા રાખી બેઠી હતી – ઉંદરડાઓ ભેગાં થાય એના જેવી સામાન્ય ઘટનાની અપેક્ષા.

એડ્રિજે પોતાના જીવનમાં અત્યાર સુધી ક્યારેય ન અનુભવી હોય એવી લાગણીઓ તો અનુભવી રહ્યો હતો. એ અત્યન્ત અસામાન્ય ઘટના હતી. એના જીવનનો ખૂબ જ મહત્ત્વપૂર્ણ પ્રસંગ હતો. તે જાણે નાટક જોઈ રહ્યો હોય તેમ જ તેણે દૃશ્ય કલ્પ્યું – તે મરી ગયેલા નગ્ન પુરુષને કપડાં પહેરાવી રહ્યો છે. માત્ર કપડાં પહેરાવીએ તો જ બસ. એના શબને એક ફ્લેટમાંથી બીજા ફ્લેટમાં ખસેડવાની જરૂર નથી; માત્ર શયનખંડમાંથી બહાર કાઢી લાવવાની જરૂર હતી. તે જાણે હજુ આ ઘટના કોઈને સંભળાવી રહ્યો હોય તેમ તેના ગળામાંથી અવાજ નીકળ્યો: 'આપણે એને લિફ્ટમાં મૂકી દઈશું; ત્યાં જ રાખીશું.' મેં એને કહ્યું: 'ના, ના. મારા ફ્લેટમાં એ બધું કરવાની જરૂર નથી.' તે સંમત થઈ – એની પાસે બીજો વિકલ્પ પણ ન હતો. એટલે એ પુરુષને જાણે કે લિફ્ટમાં જ હાર્ટએટેક આવ્યો એમ માનવાનું. કદાચ એ મુસાફરીએ નીકળેલો સેલ્સમેન હશે. અથવા ભગવાન જાણે કોણ હશે.'

આખી વાર્તા મજાની હતી. આમ મૂર્ખાઈભરી, ભભકાદાર અને બધી જ સારી કળા જેમ અસંભવિત લાગતી હોય છે તેમ આ વાર્તા અસંભવિત પણ હતી. મીડોની મેડોનાને કોણ સાચી

માને છે? બેલીનીની પ્રતિભાએ એને જીવંત કરી આપી માટે બધા સાચી માનતા થયા છે? એ તો 'ધ મેજિક ફ્લુટ' અશક્ય ઘટના હતી પણ મોઝાર્ટે વિદ્યુત પ્રવાહની જેમ તમને એનાથી સ્તબ્ધ કરી દીધા ને!

'હાં તો શ્રીમાન એટ્રિજ!'

તે તેની પાસે સર્યો. તેને બીક લાગી કે રખે ને પહેલાંની જેમ એના મોંમાંથી અત્યારે પણ આછો ફફડાટ જ બહાર આવશે. તેણે શ્રીમતી માતારા સામે જોઈને માથું હલાવ્યું – તે તેને મદદ કરવા તૈયાર થયો.

તે હોલમાંથી ઝડપભેર પસાર થયો, દાદર ચઢીને ઉપર ગયો. કારણ કે એક જ માળ ઉપર જવામાં લિફ્ટ કરતાં દાદર વધુ ઝડપી કહેવાય; તેના શરીરમાં હજુ પણ ઉત્તેજના વ્યાપેલી જ હતી. વાસ્તવમાં તો શ્રીમતી હાર્કોર્ટ એગનને કે બીજા કોઈને પણ તે આ વાત તો મહિનાઓ પછી કરવાનો હતો. અત્યારે તો આ વાત સાવ ખાનગી જ હતી.

તેણે દાદર ચઢતાં ચઢતાં સાવ ધીરેથી પૂછ્યું: 'એ સજ્જન કોણ હતા?'

'એટલે?'

'એટલે શો ધંધો કરતા હતા?' તે હવે વધુ અધીરો બન્યો હતો, એ સ્ત્રી કરતાં પણ વધુ. 'સેલ્સમેન હતા કે બીજું કંઈ?'

તેણે માથું હલાવ્યું: 'એ તો પ્રાચીન ચીજવસ્તુઓનો ધંધો કરતો હતો.' તે બોલી.

એ પણ યહૂદી જ હશે એમ તેણે માન્યું. પણ એ સાંભળીને તેને આનંદ થયો. પ્રાચીન ચીજવસ્તુઓનો ધંધો કરનારા કેટલાક તેને મળવા પણ આવતા હતા એટલે એ માણસ તેને મળવા પણ આવી ચઢયા હોત. મોર્ટન દંપતીએ કે બીજા કોઈએ પાર્ટી આપી હોય ત્યારે શ્રીમતી માતારાએ વાત કાઢી પણ હોય, 'આ અમારી નીચે રહેતા એટ્રિજ પણ ચિત્રોના અને એવી બધી વસ્તુઓના

સંગ્રાહક છે.' તેણે એટ્રિજને પણ કહ્યું હોત. 'હું એક માણસને ઓળખું છું. તેની પાસે કેટલીક વસ્તુઓ છે અને તમને ગમે પણ ખરી.' એ માણસે તેને ટેલિફોન કર્યો હોત અને મેં એકાદ બપોરે મળવા તેને બોલાવ્યો પણ હોત. અને એ માણસ લિફ્ટમાં જ ગબડી પડ્યો અને મરી ગયો.

તે સ્ત્રીના હાથમાં ચાવી હતી, ફ્લેટના તાળામાં એ ચાવી નાખવા જ જતી હતી. તેનો હાથ ધ્રૂજતો હતો. એટ્રિજે તેનો હાથ પકડી રાખ્યો, તેને પણ નવાઈ લાગી. તાળું ખોલતાં અટકાવીને તેણે પૂછ્યું : 'તમે મને એક વચન આપશો ? તમે આ ફ્લેટ ખાલી કરી નાખશો ? જેટલો બને તેટલો જલદી.'

'હા હા વળી ? અહીં હું રહી જ કેવી રીતે શકું ?'

'શ્રીમતી માતારા, અહીં તમારો ભેટો અવારનવાર થાય એ મને બહુ વિચિત્ર લાગે. એ વાત પાકી ને ?'

'હા—હા.'

તેણે ચાવી ફેરવી. એટ્રિજના ફ્લેટમાં જેવો હોલ હતો તેવા જ હોલમાં તેઓ દાખલ થયાં. એ હોલ બીજી રીતે જુદો હતો. તેને લાગ્યું કે એ હોલ બહુ અવ્યવસ્થિત હતો. ડારખેલ હતો. કોઈ નવા આફ્રિકન ચિત્રકારોનાં બે ચિત્ર હતાં. એકમાં રાતી રેતીમાં રમતાં નીગ્રો બાળકો હતાં અને બીજામાં નીગ્રો છોકરી બાળકને ધવડાવતી હતી.

એકાએક શ્રીમતી માતારાએ ચીસ પાડી—'હે ભગવાન !' તેઓ આગળ જઈ ન શક્યાં. તે એટ્રિજને ભટકાઈ પડી, તેની છાતીમાં તેનું અણિયાળું માથું ગોઠવાઈ ગયું, તેના ગ્રે સૂટના જાકીટને તેના હાથ વળગી પડ્યા.

રાતી રેતીમાં રમતાં બાળકોના ચિત્ર સામેથી નજરને વાળી લેતાં તે બોલ્યો : 'ચિંતા ન કરતાં.' એ સ્ત્રીનો એક હાથ જાકીટ પરથી સરી ગયો અને એટ્રિજના હાથમાં જકડાઈ ગયો. તે સાવ ઠંડો હતો અને જાણે એમાં કશું માંસ જ ન હતું.

તે બોલ્યો : 'આપણે એ કામ કરવું તો પડશે જ.'

ફરી તેણે પોતાની જાત ને એક ક્ષણ માટે કલ્પી જોઈ—તે આ યહૂદી સ્ત્રી સાથે એ સ્ત્રીના હોલમાં ઊભો છે અને તેને હિંમત આપવા તેનો હાથ પકડી રાખ્યો છે.

તેઓ હજુ તો ત્યાં જ ઊભાં હતાં અને એટ્રિજ તેને જરા આગળ કરવા માગતો જ હતો એટલામાં કશોક અવાજ આવ્યો.

શ્રીમતી માતારા બબડી—'બાપ રે!'

તેનો પતિ ઘેર આવી પહોંચ્યો હશે એમ તે વિચારતી હોવી જોઈએ એની તેને ખબર હતી, અને તે પણ એવું જ માનતો હોવો જોઈએ. તેનો પતિ નિયત સમય કરતાં વહેલો આવી ગયો લાગે છે. તેની નજરે પેલું શબ પડયું હશે અને તેની પત્ની કોઈ પડોશીનો હાથ પકડીને હોલમાં ઊભી છે એ દૃશ્ય હવે તે જોશે.

કોઈ બોલ્યું—'અરે!'

શ્રીમતી માતારાએ ચીસ જ પાડી—'ના...ના...' તે એક ઓરડામાં ધસી ગઈ. એ બેઠકખંડ હતો તેની જાણ એટ્રિજને હતી.

બીજો કશોક અવાજ આવ્યો અને પછી શ્રીમતી માતારાનાં ડૂસકાંનો અવાજ આવ્યો. એક અવાજ કોઈ પુરુષનો હતો પણ એ તેનો પતિ ન હતો. એ વાતાવરણ જરાય એ પ્રકારનું લાગતું ન હતું.

બેઠકખંડમાંથી અવાજ આવતો હતો. 'બસ હવે...બસ...બસ.'

માતારાના રડવાનો અવાજ તો ચાલુ જ રહ્યો અને પેલો પુરુષ બેઠકખંડ બારણા આગળ ડોકાયો. તેણે પૂરેપૂરાં વસ્ત્ર પહેર્યાં હતાં. તેનો ચહેરો ફિક્કો હતો. વાળ કાળા હતા અને દાઢી હતી. તે બોલ્યો. 'મને ખ્યાલ આવી ગયો કે શું બન્યું હશે. મેં જેવા અવાજો સાંભળ્યા એટલે ખાત્રી થઈ ગઈ કે માતારા કોઈની મદદ લેવા ગઈ હશે.' તેણે સાવ સહજ રીતે કહ્યું. 'મારી તબિયત બિલકુલ સારી છે. માત્ર જરા વાર માટે હું બેહોશ થઈ ગયો હતો એટલું જ. શ્રીમતી માતારા મારી ગ્રાહક છે. હું પ્રાચીન ચીજવસ્તુઓની

લેવડદેવડ કરું છું. હું માત્ર બેહોશ થઈ ગયો હતો.' એટ્રિજની સામે જોઈને હસ્યો. 'હમણાંહમણાં આમ અવારનવાર બેહોશ થઈ જાઉં છું. ડૉકટરે તો કશી ચિંતા કરવાની ના પાડી છે પણ હવે મારી રીતે કાળજી રાખવી પડશે. આમ કોઈ ગ્રાહકના બેઠકખંડમાં જ તમે બેહોશ થઈ જાઓ એ કેવું વિચિત્ર લાગે.'

શ્રીમતી માતારા બેઠકખંડના ઉંબરા પાસે આવી. તે બારણાને અઢેલીને ઊભી રહી. જાણે કે એના ટેકાની તેને જરૂર હતી. આંસુ સારતાં સારતાં પણ તે ખી–ખી હસવા લાગી. એ સ્ત્રી તો પોતાની ગ્રાહક જ છે એ વાત ભૂલી જઈને પેલો ઠપકો આપવા બેઠો. આમ આવેશમાં નહીં આવી જવાની ચેતવણી આપી.

શ્રીમતી માતારા બોલી. 'સાચું કહું છું. જો તમે આખી પરિસ્થિતિમાંથી પસાર થયા હોત તો તમે આવેશમાં આવી જાઓ.

'બસ...બસ...'

'ભગવાનના સોગંદ – બસ, મને એમ જ લાગ્યું કે તમે ઉપર પહોંચી ગયા, નહીં?' તેણે એટ્રિજની સામે જોયા વિના એટ્રિજને પૂછ્યું. એના ઉત્તરની રાહ જોયા વિના જ બોલ્યો, 'હું તો નીચે આ સજ્જન પાસે દોડી ગઈ. હું બહુ વિચિત્ર સ્થિતિમાં હતી.'

'હા.'

'અમે તમને કપડાં પહેરાવવાનાં હતાં અને તેમના ફ્લેટમાં ધકેલી દેત.'

એટ્રિજે ડોકું હલાવ્યું. 'એ વાત સાચી ન હતી, હું મારો ફ્લેટ આ વાપરવા દેવા જરાય તૈયાર ન હતો.' આ વાત તે કહેવા માગતો હતો. માટે પણ બેમાંથી એકે તેની વાત પર ધ્યાન આપતું ન હતું. પેલો પુરુષ જરા મુંઝાઈ ગયો હતો. શ્રીમતી માતારા કઠોર લાગતી હતી.

'તમારે મને પહેલેથી કહી દેવું હતું કે આવી રીતે અવારનવાર બેહોશ થઈ જાઓ છો.'

પેલાએ કહ્યું : 'હું દિલગીર છું. તમને મુશ્કેલી પડી એ બદલ હું દિલગીર છું.'

તેણે એટ્રિજને કહ્યું : 'તમે શ્રીમતી માતારાને માફ કરી દેજો.

તે બોલી : 'તમને માફ કરવાના. આવા ગમારવેડા કરવા બદલ તમને માફ કરવાના.'

'મરિયમ, જરા સ્વસ્થ થા.'

'મેં કહ્યું ને, તમને મેં મરી ગયેલા જ માન્યા હતા.'

'હા, પણ હું મરી ગયો ન હતો – હું માત્ર બેહોશ થયેલો.'

'બસ...બસ. આ બેહોશીની વાત હવે બંધ કરી દો.'

તે જે રીતે આ વાત બોલતી હતી તેનાથી એટ્રિજને પોતાની પત્ની યાદ આવી. તેને યાદ આવ્યું. એક વખત તેનું માથું દુઃખતું હતું. ત્યારે તેની પત્નીએ પણ આવી જ રીતે તેનો વિરોધ કર્યો હતો – એવી જ અધીરાઈભર્યા સૂરે અને લગભગ આ જ શબ્દોમાં. જો કે તે તો ફરી પરણી ગઈ હતી. આઈ.સી. આઈ.માં સોન્ડર્સ કરીને કોઈ પુરુષ સાથે.

પેલાએ શ્રીમતી માતારાને કહ્યું, 'થોડી સભ્યતા તો દાખવ.'

એટ્રિજને હજુ સુધી સુધી આવી સાવ કંટાળાજનક વ્યક્તિઓનો ભેટો થયો ન હતો. આ માણસ મરી ગયો ન હતો એ ભારે દુઃખની ઘટના ગણાય. એ કેટલો બધો જાડો હતો, ચરબીથી લથપથ. તેના જૅકેટ પર તો ખોડા જેવો કચરો હતો. તેનું ખમીસ પેટને કારણે ફાટફાટ થતું હતું, એક બટન તો તૂટી પણ ગયું હતું.

શ્રીમતી માતારાએ પોતાનો જમણો હાથ એટ્રિજ આગળ ધરીને કહ્યું, 'ચાલો, આભાર. તેણે માત્ર ફરજના ભાગ રૂપે આ વાત જરાય ઉષ્મા વિના કરી. આ જ હાથ વડે તેના ગાલે લપડાક પડી હતી અને પાછળથી આ જ હાથ તેના હાથમાં આશ્રય મેળવવા આવી

ચઢ્યો હતો-પહેલાંની જેમ અત્યારે પણ એવો જ નિર્જીવ લાગતો હતો. શ્રીમતી માતારા બોલી: 'હજુ આપણું રહસ્ય તો એવું જ છે.' ફરજના ભાગ રૂપે તે હસી. એનામાં હવે જરાય રસ તેણે બતાવ્યો નહીં.

પેલાએ હોલનું બારણું ઉઘાડ્યું અને પોતે હસતાં હસતાં બારણા આગળ ઊભો રહ્યો. એડ્રિજ જાય તેની તે રાહ જોતો હતો.

'એ તો બપોરનું રહસ્ય.' શ્રીમતી માતારા બબડી. નાનકડી છોકરીની જેમ આંખો ઢાળી દીધી. પોતાના મિત્ર તરફ ઇશારો કરીને તે બોલી, 'આ બધા માટે મેં તમને લપડાક મારી એ બદલ દિલગીર છું.'

'લપડાક!'

'અમે જરા ઝઘડી પડેલાં. નીચે હતાં ત્યારે મેં એમને થપ્પડ મારી દીધી.' તે બોલતી વખતે હસવું ખાળી ન શકી.

પેલો પણ હસ્યો. 'અરે કમાલ છે!'

એડ્રિજે કહ્યું: 'એનો વાંધો નહિ.'

પણ વાંધો હતો. જે રહસ્યની વાત તે કરતી હતી તે તો સાવ સામાન્ય હતું. જુગુપ્સાકારક હતું. એના ઉપર એકાંતમાં વિચાર કરી શકાય એવું ન હતું અને શ્રીમતી હાર્કોટ-એગનને કે બીજા કોઈને પણ કહી શકાય એવું તો જરાય ન હતું. આમ છતાં બીજી વાત તેની જૂની પત્ની સુધી પહોંચી શકે. એ કંઈ અશક્ય નહોતું. તેની પત્ની એ વાત સાંભળી રહી છે એવી કલ્પના તે કરવા માંડ્યો; એ સાંભળીને તેની પત્નીને આશ્ચર્ય થાય છે કે એક વખત જે પુરુષને સાવ નકામો માનતી હતી તે પુરુષ સહાનુભૂતિથી પ્રેરાઈને મૃત્યુના સંજોગો બદલી નાખવા તૈયાર થયો હતો.

તેની પત્ની પાછળથી જે પુરુષને પરણી હતી તે પુરુષ આવું કશું કરે તેની કલ્પના પણ એ કરી શકતો ન હતો; શ્રીમતી માતારાના પતિ કે આ ફ્લેટના દરવાજા આગળ ઊભા રહેલા ખોડાવાળા માણસે

પણ આવું કર્યું ન હોત. આવા માણસોના હાંજાં જ ગગડી જાય.

તે બોલી: 'આવજો.'

બારણા પાસે ઊભા રહેલા પેલાએ હસીને કહ્યું: 'આવજો.'

એડ્રિજ કશુંક કહેવા માગતો હતો. તે ત્યાં વધુ રોકાવા માગતો હતો અને તેની ભૂતપૂર્વ પત્નીની વાત કાઢવા માગતો હતો. બીજા કોઈને ય ન કહેલી એક વાત તે કહેવા માગતો હતો; તેની પત્નીએ ગુજારેલા જુલમોની વાત તે કરવા માગતો હતો કે મારી પત્નીને કારણે અને તેનામાં કશી સૂઝ ન હતી એ કારણે મને કોઈ યહૂદી ગમતો જ નથી. તેના જ કારણે મને લગ્ન પ્રત્યે તિરસ્કાર આવ્યો છે. મારી જીભ કુહાડા જેવી એના કારણે જ બની. એના કારણે જ હું ખારીલો બની ગયો છું.

તેણે બંનેના મોં સામે વારાફરતી જોયા કર્યું. તેઓ કશું સમજી શકે એમ ન લાગ્યું નહીં અને આ સ્ત્રીની આફત વખતે મેં જેવો પ્રયત્ન કર્યો તેવો કશો પ્રયત્ન આ લોકો કરે નહીં. હા, હું જરા ઠંડા સ્વભાવનો ખરો. પણ મારી એ પત્ની મારા સ્વભાવનાં બીજાં લક્ષણો ઉપર ધ્યાન આપીને મારા આ ઠંડા સ્વભાવની ઉપેક્ષા કરી શકી હોત. આજે જેવી રીતે એનામાં સહાનુભૂતિ અને અનુકંપા પ્રગટ્યાં તેવી જ રીતે એને જેવો પ્રેમ જોઈતો હતો તે પ્રેમ પણ સમય જતાં પ્રગટી શક્યો હોત. આ બે માણસોને તે કહેવા માગતો હતો કે કેટલીક વ્યક્તિઓમાં ઉષ્મા તેમના હૃદયમાં ઊંડે ઊંડે દટાયેલી હોય છે; પણ તેની પત્નીની જેમ આ બે માણસો પણ તેની વાત સમજી શક્યાં ન હોત.

જતાં જતાં તેણે બારણાનો અવાજ સાંભળ્યો અને હોલમાં હાસ્યનો અવાજ કલ્પ્યો. જો તે માણસ ખરેખર મરી ગયો હોત તો આજે તે રાજપાટમાં હોત.* □

---

* 'ધ સ્ટોરીઝ આવ્ વિલિયમ ટ્રેવર' (વાઈકીંગ પેંગ્વિન પ્રકાશન).

## આધુનિક સમયમાં સાહિત્યકાર / એલન ટેટ

જે સમાજમાં લક્ષ્ય વિના સાધનોનું વિપુલ સર્જન થતું હોય તે સમાજમાં આંતરિક કટોકટી ખૂબ જ ઘેરી બને છે. છેવટે તો માનવ નામે ઓળખાતા પ્રાણીએ જ્ઞાન પામવા માટે શ્રદ્ધા કેળવવી જ પડશે અને કાર્ય કરવા માટે જ્ઞાન પ્રાપ્ત કરવું જ પડશે. જ્ઞાન વિના કર્મ કરવું એ તો યાંત્રિક વર્તણૂક, સંકુચિત અને ગુલામી માનસ સૂચવે છે; સાથે જ માનવીની વિશિષ્ટ નિયતિ સાથે ખરેખરો સંબંધ નહીં ધરાવતા ભૌતિકવાદને સૂચવે છે. હું માની લઉં છું કે માનવી સંપૂર્ણપણે અને કાયમીપણે કદી પરતંત્ર નહીં બને. પેઢી દર પેઢીઓના ઇતિહાસો જુઓ, ખાતરી થશે. તે આવી કોઈ પણ ભૂમિકા સામે પોતાનો વિદ્રોહ પ્રગટ કરશે. જો તેની માનવીય પ્રકૃતિને એમ લાગશે તો સમાજ દ્વારા પુરસ્કૃત થતી નીતિઓથી દૂર જશે; તે પોતે પોતાના પ્રત્યે પાછો વળશે. તે બોલી ઊઠશે: 'કાં તો મને સ્વતંત્રતા આપો, કાં તો મૃત્યુ.' માનવી પોતાનો વિનાશ વહોરી લેશે પણ પોતાની માનવીય ઉપસ્થિતિથી ઓછું કશું સ્વીકારશે નહીં. આપણી પરિસ્થિતિની ભયાવહતા વિશે તો અનેક ચિંતકોએ ચર્ચા કરી છે. માનવીય સંદર્ભો સાથે સંબંધ નહીં ધરાવતા જગતમાંથી આણવામાં આવતા ઇન્દ્રિયપ્રત્યક્ષો આપણને હતાશાની ગર્તામાં લઈ જશે. બ્લેક, રિમ્બો, એલન પો, એલિયટ — કેટલા બધા કવિઓએ આવી હતાશાથી ઊભરાતા નગરની વાત કરી છે.

શું માત્ર સાહિત્યકારની નિયતિમાં જ આવા નગરવાસી બનવાનું નિર્માયેલું છે? ના, આપણે બધા એ નગરના વાસી છીએ. એને જે પ્રતીતિ થઈ છે તે બીજાઓને પણ થઈ છે. તે માત્ર બીજાઓની નાટકીય પરિસ્થિતિની વાત કરતો નથી. પોતાની વાત પણ કરે છે. જોકે તેણે પોતાની આ કરુણ પરિસ્થિતિની વાત કરીને બીજા માનવીઓને એવો ભ્રમ સેવતા કરી મૂક્યા કે તેમની પાસે નરકની વાત કરવા માટે ભાષા નથી એટલે તેમને તેમનું નરક જ નથી...પરંતુ સાહિત્યકારનું કર્તવ્ય છે કે પોતે જે જે જોઈ શકે છે તેની વાત બીજાઓને કરવી. અત્યાર સુધી અજ્ઞાત રહેલા પ્રદેશોને જ્ઞાત બનાવવા અને પોતાના જમાનામાં માનવની જે છબિ પ્રગટ થાય છે તેને વાચા આપવી. આધુનિક સાહિત્ય આપણને એક મહત્ત્વનો બોધપાઠ આપ્યો છે; માત્ર સાહિત્યકારે જ સમાજમાં સંપૂર્ણ રીતે ભાગ ભજવ્યો નથી એ વાત ખોટી છે, બીજા કોઈએ પણ આવો ભાગ ભજવ્યો નથી. આ બોધપાઠ ખૂબ જ ભયાનક પુરવાર થયો છે.'

('ધ મેન ઑવ લેટર્સ ઇન મોડર્ન વર્લ્ડ'ના એક અંશનો મુક્ત અનુવાદ)



*

## યાત્રાગીત / ટાડ્યૂસ ફ્રાઈફર

આપણે ચાલીએ છીએ વરસાદની વચ્ચે
તડકાની વચ્ચે
આપણે ચાલીએ છીએ સમયની વચ્ચે
અથવા સમય આપણી વચ્ચેથી પસાર થાય છે?
હવે વધારે નથી ચાલવું, વધારે નથી લખવું
ચૂપ. વરસાદ
તડકાથી
ઇન્દ્રધનુષ્ય રચે છે.

# અદ્ભુત માણસો / अलगारी

એ માણસો અદ્ભુત છે. એમને જોતાં પ્રસન્ન થઈ જવાય એવા રોબદાર, સોહામણી ડિઝાઈનના આકાર દેખાવના. એપ્રુવ્ડ શેઈપના. એમને જોઈને આનંદ થવો જોઈએ. તેઓ જે ખંડ, કેબિનમાં બેઠા હોય, એનો શાલીન પ્રભાવ ભારઝલ્લો ભાવ પ્રેરે, જુઓ તે સારું જ લાગે! પણ અંદર ગયેલો માણસ ભયયુક્ત પ્રસન્ન મુદ્રાએ દાખલ થાય, અને થોડી વાર પછી સામે જોવું પડે તો થાકની નજરે જુએ, કાઢી નાખેલા ધુમાડાનું એક ઠસકું અંદર રહી ગયું હોય અને ઓચિંતું નીકળે એમ, એકાદ બળવાન પણ કંટાળાસૂચક શબ્દ નીકળે!

એ અદ્ભુત પુરુષોની આસપાસ ખુશ થવા ને રહેવા જેવું અભરેભર્યું હોય છે, તે જાણે બીજાને જોવા માટે હોય તેમ, તે બધાંની વચ્ચે રહેવા છતાં વારંવાર એઓ કંટાળી જાય છે. એમની પ્રસન્નતાની નહીં, કંટાળાની દરકાર રાખે છે, છતાં પોતે પણ એમના કંટાળાનું નાનું કારણ બને છે, એ જાણે છે એટલે નાછૂટકે જ એમની પાસે જાય છે.

સાહેબ છે એટલે પ્યુન છે. પટાવાળો નહીં! આમ તો—તે સર્વાંગ હોવા છતાં તેને મુખ્યત્વે કાન, ઝડપથી જવાના પગ અને યાંત્રિક નમ્ર પ્રસન્નતાનો ચહેરો જ હોવાનું માની શકાય. ચીઢ અને કંટાળાનો ક્રમ એને માટે છે, બીજા આવનારા માટે કંટાળો પહેલો અને ચીઢ તે પછી હોય છે. ચીઢ પ્યુનનું જ સરનામું જાણતી હોય અને પોતે ડિલિવરીમેન હોય એમ વારંવાર એની પાસે પહોંચી જાય છે. કંટાળો દૂર કરવા સિગારેટ પીએ છે, પછી પોતે ધુમાડાના

ઉપાયો કરવા પડે છે. ઊંચામાં ઊંચું પસંદ કરીને તેની સુખ આપવાની શક્તિની મર્યાદા જાણી કંટાળી ફરી પ્રસન્ન થવા બીજી ચીજ, વ્યક્તિ, સાધનનો ઉપયોગ એવી સ્થિતપ્રજ્ઞતાથી કરે છે કે આ બધું પરિચિત, મર્યાદિત છે. છતાં એમની વચ્ચે જ એમના દિવસો પસાર થાય છે. એમને ચિરંતન આનંદ ન જ ગમે, તેઓ છે જ સુખવાદી! સુખની સમયમર્યાદા પૂર્ણપણે અનુભવવાની તૈયારી તજવીજ રાખો તો યે મર્યાદિત હોય છે, એટલે તેઓ સુખની સામગ્રી જ પસંદ કરે છે, એમની ખર્ચ કરવાની શક્તિને એથી મોભો મળે છે, ભૂખી નજરોનો આદર પણ મળે છે. અને ઉપભોક્તા સંસ્કૃતિના વિકાસ સાથે ટી.વી. સુંદરીઓ જેની જેની ભલામણો કરે તે તે ચીજોના ઉદ્યોગો પણ ચાલે છે. આપણે ઉપભોક્તા સભ્યતા અને લક્ઝરી ઉદ્યોગવાદ વિસ્તારવા હશે તો આ અદ્‌ભુત, વાતવાતમાં કંટાળનારા અને ખીજ કરનારા માણસોનો યે વિસ્તાર થવો જતો જોઈએ. આનંદ ઉત્પાદન પ્રવૃત્તિને મદદરૂપ નથી અને ચિરંતન આનંદ તો બેકારી જ વધારી મૂકે! □

---

# ઇકબાલી મુકતકો



અંજુમ વાલોડી

# કંકાવટી

માર્ચ ૧૯૯૧

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

**વર્ષ ૪૦ : અંક ૩૭૬ : મૂલ્ય : ૪ રૂપિયા**

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.


## વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૩૦, બે વર્ષના રૂ. ૫૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા સુરત–૩૯૫૦૦૨ સરનામે જ કરવો.


તંત્રી–મુદ્રક–પ્રકાશક

**રતિલાલ મૂ. 'અનિલ'**

માલિક : આર. આર. રૂપાવાળા

ફોન : ૪૫૦૨૮

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સુરત–૩૯૫૦૦૨

મુદ્રણસ્થાન : ૧૯, ભગવતી મુદ્રણાલય, દૂધેશ્વર રોડ, અમદાવાદ–૪

ગૂંગાપણું / બેલ્લા અખ્માદૂલીના

કોનામાં હતી એટલી શક્તિ અને વિવેક
કોણ છીનવી ગયું મારા ગળાનો અવાજ?
રડી નથી શકતા એને માટે
મારા ગળાના કાળા જખ્મો.

ઓ માર્ચ, સમ્માનોચિત છે તારી પ્રશંસા, તારો પ્રેમ,
સરળ, સહજ છે તારી હરેક કૃતિ.
પણ શ્વાસ તોડી ચૂક્યું છે મારા શબ્દોનું બુલબુલ
હવે શબ્દકોશ જ એકમાત્ર ઉદ્યાન છે.

બરફ, પહાડ અને ઝાડી
ઇચ્છે છે કે હું એમને ગાતી રહું
કોશિશ કરું છું કંઈક બોલવાની
પણ હોઠ પર વ્યાપી જાય છે ગૂંગાપણું

ગૂંગા મનની પ્રત્યેક ક્ષણ
હોય છે વધારે પ્રેરણાપ્રદ,
એમને ચાહે છે સાચવીને રાખવા
જ્યાં સુધી સંભવ હોય મારા શબ્દ.

દાબી દઈશ ગળું, મરી જઈશ, કહીશ જૂઠું
કે હવે રહેશે નહીં કોઈના યે મારા પર અહેસાન
પરંતુ બરફનાં ભારે ઝૂકેલાં વૃક્ષોનાં તો
થઈ શક્યાં નથી વખાણ હજી સુધી

બસ, કોઈ પણ રીતે રાહત મળે
તંગ તણાયેલી આ નસો ને
બધું જ રટી નાખીશ હું
જે ગાવાનો આગ્રહ મને કરવામાં આવશે.

એટલા માટે કે ગૂંગી હતી હું
અને પસંદ હતાં મને શબ્દોમાં નામ
અને અચાનક થાકી ગઈ, મરી ગઈ હું,
હવે તમે પોતે મને ગાતા રહેશો.

## રોટલો / રતિલાલ 'અનિલ'

તાવડી પર પડેલા કાચા રોટલાના લોટમાં રહેલી ભીનાશ સોડમસભર વરાળ થઈ જાય તે પહેલાં રોટલો ગર્વથી ફુલાઈને પછી શાંત થઈ જાય છે. પેટમાં પહોંચનારા રોટલાની વરાળી સોડમ તો હૃદય સુધી પહોંચે છે. રોટલો યે પડખાં ફેરવે છે, સમાન હૂંફ સિવાય સમગ્રની પરિપક્વતા શક્ય નથી. ગર્ભ એ પણ શું એક પક્વતાનો જ તબક્કો નથી? રોટલાનો ગર્ભ એવો જ હૂંફાળો હોય છે, પણ તેને મોટા ભાગના લોકો 'બફાયેલો લોટ' માણતા હશે...પડખાં ફરતાં ફરતાં રોટલો શેકાય છે અને એટલાથી અટકવું જોઈએ, પણ અતિ પક્વતાની આગ્રહી ગૃહિણી એને ફેરવી ફેરવીને શેકવાના પ્રયત્ને ઠેકઠેકાણે દઝાડે છે...એ દાઝયાની પણ એક ગંધ હોય છે...જે ઠેકઠેકાણેથી દાઝેલું છે તે પક્વ છે. અસત્ય સમજાતું નથી. જે દાઝેલો ભાગ છે તે તો જમતી વેળા ત્યજી દેવામાં આવે છે, પણ અતિપક્વ કહેવાતા વ્યક્તિત્વના દાઝેલા બળેલા ભાગને આપણે ત્યાગી શકીએ ખરા? રોટલા પર ઉછરતું વ્યક્તિત્વ રોટલા જેવું સરળ, વ્યવહારુ, ખપજોગું બની શકતું નથી. □

## એણે હોવું જોઈએ / ગુંટર કુનેટ

નિરુદ્દેશ અને સારગર્ભિત
હોવું જોઈએ એણે
નિરુદ્દેશ અને સારગર્ભિત
એણે નીકળવું જોઈએ માટીમાંથી
માટી, જેનાથી ભવ્ય મહેલોની ઈંટો
બને છે—પછી એક સારા દિવસે ધસી જઈને
એણે માટીમાં મળી જવું જોઈએ

નિરુદ્દેશ અને સારગર્ભિત
હોવું જોઈએ એણે,
અજાણ થવા જેવું કામ
હશે એ
ન આતંકના હેતુનું
ન આતંકમાં બદલવા લાયક
એટલે નિરુદ્દેશ
એટલે સારગર્ભિત
—જેમ કવિતા.

## પ્ર-પંચતંત્ર / પ્રાણજીવન મહેતા

જ્ઞાની ગધેડો નતમસ્તક
કશું વિચારતો ઊકરડા નજીક ઊભો હતો.
એવામાં ઊકરડો સૂંઘી એ અતિ હરખાયો.
શોધ–સંશોધન–નિબંધ–વિષય શું રાખવો
તે ત્યાં ઊભેઊભ નિર્ણય લીધો.
: ઉકરડો–અર્થ–અનર્થ–વ્યર્થ :
હરખમાં ને હરખમાં હોંચી જવાયું.

આ હોંચીહરખોલ્લાસથી આસપાસ ભમતાભટકતા
સહુ ગર્દભ એની કને એકઠા થઈ ઊભા.
લઘુગુરુ બંધુજનોને સ્વસમક્ષ ઊભેલાં ભાળી
જ્ઞાની ગધેડાથી ફરી એક વાર હોંચી જવાયું.

આ હરખહોંચીનો અરથ પૂછતાં
સહુ વારાફરતે પૂંછડી માથું હલાવતાં ઊભાં.
ગધેડાએ ફોડ પાડી કહ્યું :
અત્રે એકઠા થયેલા મારા મિત્રો;
મારું વિદ્યાસત્ર તો ક્યારનુંય પૂરું થયું.
આજ, બલ્કે હમણે જ આ ઉકરડો સૂંઘતાં
વધુ વિચાર સૂઝ્યો.
મિત્રો, આ ઉકરડા પર
એક શોધનિબંધ તૈયાર કરવા હું તત્પર થયો છું.
: ઉકરડો–અર્થ–અનર્થ–વ્યર્થ :
આ શોધનિબંધ સંદર્ભે

હું ઉકરડાનો ભૂત-વર્ત-ભાવિ તપાસવા ઇચ્છું છું.
ઉકરડાનો ઉદ્‌ભવ વિકાસ અને...
આટલું બોલી અટક્યો.
અન્ય ગધેડાગણની સમજમાં
આમાંનું કેટલું ઊતર્યું તે જોતો ઊભો.
ન હુંકાર ન પડકાર સાંભળી
સઘળું સઘળાને સમજાયું છે એમ સમજી
સમજણપૂર્વક આગળ ધપાવ્યું.
આ ઉકરડાના અર્થથી માંડી
અનર્થ સુધીના, તેમજ આગળ જતાં
વ્યર્થ લગીનાં સહુ પાસાં તપાસી
મારે આ ઉકરડાને તેના અસ્સલ ઉજાસમાં
તમારી સહુ સમક્ષ મૂકવો છે.
સઘળું સૂણીસાંભળી
જ્ઞાની ગધેડાની કક્ષાથી થોડું ઊતરતો એવો એક ગર્દભ
સહુ વતી વદ્યો :
આપની પ્રજ્ઞા પ્રજ્વલિત થાઓ
એવી અમારી સહુની શુભેચ્છાઓ.
વળી પાછા સહુ હરખમાં હોંચ્યા.
આ હોંચીહરખનાદથી ઉકરડા હેઠે ઊંઘતા ઉંદરો
એકાએક જાગી ગયા.
દરમાંથી બહાર ડોકિયું કરી
સઘળો તાલતમાશો પામી ગયા.
અંદરોઅંદર પૂછગાછ કરતાં વધુ માહિતગાર થયા.
ઉંદરગણને થયું; આ તો જાત ગધેડાની.
ધરી પર જરી આડી ફરતી ધરણીને

અલ્યા શિયાળ, ગાઢ જંગલમાં તે શું ગુડાયું છે
—તે ત્યાં જવાની જીદ માંડી છે વળી?
એલા શિયાળ, તું નથી જાણતો ત્યાં તો—
શિયાળ બન્નેને વચ્ચે વારી બોલ્યું :
જાણું, સમડી સસલા સઘળું જાણું.
સાંભળો, અહીં સીમમાં આપણે દિ આખો ભટકીએ,
શિકાર તો ક્યારેક મળે ન ય મળે; વળી.
સાંસાફાંફા પડે પેટ પૂરતું ભરવાને.
તમે બન્ને ક્યારેક કાંઈ માંડ શિકાર શોધી લાવો.
તેમાં આપણું ત્રણેયનું પૂરું ન થાય.
હું વિચારું, ગાઢ જંગલભ્રમણ કરી
જ્ઞાનીપશુઓની શિકારપ્રક્રિયા જાણું. જરી અભ્યાસું.
એ અભ્યાસના પીઠબળે
આપણે પણ આ સીમમાં પેટપૂરતું પામી શકીશું.
સ્વવચનઅસર પારખતું શિયાળ બન્નેને તાકી રહ્યું ઘડીભર.
થોડું અટકી આગળ ઉમેર્યું.
આ સમડી, આખો દિ ઊડઊડ કરી માંડ કશું મેળવે.
સસલા, તું પણ કેટલું કૂદકૂદ કરે? આખર તો સસલું.
આપણા સહુનો આધાર આખર તો મારી પર જ રહ્યો.
એટલે...
શિયાળ બોલતું અટક્યું.
સમડી-સસલાને શિયાળની વાત સાચી તો જણાઈ
પણ પેલા જ્ઞાની પશુઓનો ભય
યથાવત મનમાં ઘૂમી રહ્યો.

શિયાળકથન સાંભળી
થોડી વળે ત્રણે ગૂમસૂમ બેસી રહ્યાં.

/

છેવટ સસલું બોલ્યું :
ઠીક છે, કંઈક ગોઠવીએ.
એવું વિચારી ત્રણે છૂટાં પડ્યાં.
શિયાળ પાછું સીમ ભણી વંકાયું.
સસલું કેકલુંઠ વાડમાં પેઠું.
સમડી ત્યાં જ ખોડાઈ રહી.

શિયાળને દૂર જતું ભાળી
સમડી પાંખ વીંઝતી સસલા પાસે આવી ઊભી,
એકબીજા સામે જોઈ ફેર શિયાળપ્રશ્ન ઉખેડ્યો.
શિયાળને ગાઢવનજંગલ જતું રોકવા
ઉપાયશોધ વિચારવા લાગ્યાં.
છેવટ સસલાએ સમડીને કહ્યું.
જો, સાંભળ. હું ઢોંગોપચાર આદરું છું.
તું જાણ કે મને લોહી-વા થયો. અત્તરઘડી.
લોહીભ્રમણ શરીરશિરાઓમાં અટકી ચાલ્યું.
આનો ઉપચાર એકમાત્ર,
તાજી વીઆએલ સિંહણની કૂખ સૂંઘવી તે.
અથવા તો મૂવા ગીધના નખનો તાપ શરીરે કરવો.
જા સમડી, ઊડ. શોધી કાઢ પેલા વનઘેલા શિયાળને.
માંડીને બધી વાત કે' મેં કહી તે. જો તાલ-તમાશો.
શિયાળ શું બકે તે જાણ.

સમડી સસલાવાત સુણીસાંભળી
વળી સમજીય ખરી ને ઊડતી પાંખ વીંઝતી
શિયાળની શોધમાં ઉપડી.

શિયાળ ઝાડછાંયે વનવિચાર કરતું
અરધી આંખો મીંચી બેઠેલું.

સમડીએ સસલાએ કથેલ વાત શિયાળને કહી.
શિયાળ તો મિત્ર સસલાની
વ્યાધિ–ઉપાધિ વાત સાંભળી બેબાકળું બની ગયું.
ઉપચાર–આદેશ સાંભળી હોશહોશ ઊડી ગયા.
જીવતી જાગતી ને વળી તાજી વિયાએલ સિંહણને શોધવી—
—એ વિચારે જ ગાત્ર ગળી ગયાં.
ગૂઢ જંગલની વાત પર અંધારપિછોડી પથરાઈ.
સમડીની નજીક સરકી કહ્યું :
સમડી, મિત્ર સસલાને કોઈ પણ ભાગે બચાવવો રહ્યો.
સિંહણને ક્યાં શોધવી આ ઉપાધિ–વ્યાધિમાં?
ગાઢ જંગલને મેલ હમણાં ઉભડક.
હાલ, મૂવા ગીધની શોધ આદરીએ.
કર આંખ જરી ઝીણી ને ઊડ ઊંચે.
હું તારી પછવાડે આ હાલ્યો આવું.

શિયાળશબ્દ સાંભળી સમડી મનોમન હરખાતી
હળવે પાંખ પસારી ઊંચે ઊડી.
શિયાળ પણ આકાશમેર આંખ માંડતું
સમડી દિશામાં સરક્યું. □

## નવાં પ્રકાશનો

**રન્નાદે પ્રકાશન :** (૫૮/૨, બીજે માળે, મહાવીર સ્વામીના દેરાસર સામે, ગાંધીરોડ, અમદાવાદ–૩૮૦ ૦૦૧)નાં નવાં પ્રકાશનો.

**રઝિયા બેગમ :** નવલકથા : ડૉ. રફીક ઝકરિયા, અનુ. મેઘનાદ ભટ્ટ, મૂલ્ય રૂ. ૨૨–૫૦.

## બાળપણનો વિસ્મયલોક / રતિલાલ 'અનિલ'

**કોઈ પીંછું સફરને સંભારે,**
**ક્યાંક એવી ખબર મળે તમને!**

**—અ.**

શ્રીકૃષ્ણના માથે મુગટ સોહે એ કરતાં બાળકનૈયાને માથે મોરપીચ્છનું છોગું હોય તે વધારે ગમે. એ મોરપીચ્છની આંખ પણ ઘનશ્યામની ત્રીજી આંખ જ લાગે! બાળપણમાં આપણી આંખે મુગટ તો નજરે ચઢેલો ખરો, મંદિરમાં બાલાજીની મૂર્તિ પર, પણ તેનું કોઈ આકર્ષણ થયેલું નહીં. એમ લાગે કે એ આપણી આત્મીયતાની દુનિયાની બહારની ચીજ છે. ત્યારે દેવ પણ દૂરના લાગે અને એમના શણગાર પણ દૂરના લાગે. આજે પણ મંદિરના એ દેવ નજીક લાગતા નથી. પણ બાળકનૈયાની છબિમાં એમના માથે સોહતું મોરપીચ્છ દેખાય તેનું આકર્ષણ રહેતું, આજેય છે.

આ શહેરમાં મોર હોય તો વળી એનાં માર્ગમાં ક્યારેક તો મોરપીચ્છ પડેલું મળી આવે. બાળપણમાં મોરપીચ્છનાં દર્શન પ્રથમ ક્યારે કરેલાં તે કહું? (ભાઈ, હસવાની ગંધી છે!) નવરાત્રી આવે એટલે ગામડાના ઘેરૈયા શહેરમાં ગરબે રમવા આવે. એમનાં ભાતીગળ કપડાં, મોઢે મૂછ હોય પણ શરીરે કપડાં હોય સ્ત્રીનાં! (માતાના ભગત ખરા ને!) બહુ વિસ્મય ઊપજે! ગરબે ઘૂમે ત્યારે ધરતી ધ્રૂજે અને દિશાઓ એમના ગાનથી અને બિલાડીની ચીસોથી સભર થઈ જાય! ગરબાની વચ્ચે ગરબો ગવડાવનાર મોરપીચ્છના ઝુડાની પીંછી લઈને નાચે—બાળપણમાં મોરપીચ્છના એ પ્રથમ સંસ્કાર! હવે તો ગામડાના ઘેરૈયા શહેરમાં ગરબો રમવા આવતા નથી,

શહેરમાં રહેતા મૂળ ગામડાના લોકો પણ ઘેર રમતા એ પ્રથા પણ સાવ પાંખી પડી ગઈ છે. એમનો એકમાત્ર જાણીતો અને પોતીકો ઉત્સવ 'દિવાસો'. તે દિવસે ઢીંગલા–ઢીંગલીનાં લગ્ન એ પણ ગયા વર્ષના દિવાસાએ જોવા મળ્યો નહીં. બજારુ આનંદોએ આપણા સાહજિક, આપણામાંથી જ સર્જાતા આનંદો અસ્ત કરી નાખ્યા છે અને જીવતા તહેવારોને બદલે મમી તહેવારોમાં બજારુ મોજમજા વ્યાપી ગયાં છે. મોરપીચ્છની પીંછી જમણા હાથમાં લઈ ગરબા ગવડાવનાર નાચતો. હાથની હીંચે હીંચે મોરપીચ્છની પીંછી તાલ દેતી હોય—એ દૃશ્ય તો હવે કલ્પનામાં જ શક્ય રહ્યું છે.

કોઈવાર કોઈ આદિવાસી મોરપીચ્છનો પંખો અને પીંછી વેચવા આવતો ત્યારે એ દુનિયાનો ખૂબ શ્રીમંત ભાગ્યશાળી માણસ લાગતો! આવો કીમતી ખજાનો તે થોડા પૈસા માટે વેચે એ માન્યામાં આવે નહીં, છતાં પાસે પૈસા હોય તો તે લેવાનો લોભ પણ ખરો. પણ 'શ્રીકૃષ્ણ શરણમ્ મમઃ' એવો ગુરુમંત્ર મળેલો તે છતાં ઘરમાં કોઈએ મોરપીચ્છનો પંખો દેરાસરના કૃષ્ણને હવા નાખવા વસાવ્યો નહીં. વસાવ્યો હોત તો તેમાંનાં કેટલાંક પીચ્છ મેં અવશ્ય ચોરી લીધાં હોત! તાવતરિયો આવે ને તેને ગંગલી ઘાંચણને ત્યાં મોકલી આપવાનો ઇજારો લઈ બેઠેલા ભુવા–ભગતને ત્યાં લઈ જવામાં આવે તેણે મોરપીચ્છની પીંછીથી માથે નાખેલી હવા અત્યારે પણ અનુભવું છું! ત્યારે થતું કે એકાદ મિનિટ માટે પણ હાથમાં એ પીંછી આવે તો સારું! પણ આપણે થોડા ભુવા ભગત હતા કે આપણા હાથમાં એ પીંછી આવે! મોર તો આ શહેરમાં ત્યારે અઠવા લાઈન્સ બાજુએ હતા એવું અત્યારે લાગે છે. પાર્લે પોઈન્ટની આજની જગ્યાએ એક મોરને વર્ષો પહેલાં ચાલ્યો જતો જોયાનું સાંભરે છે. ઘરમાં સરસ્વતીની છબી હતી. મોરના વાહન પર સરસ્વતી બેઠેલાં – એવી. બસ મોર માત્ર એ છબિમાં દીઠેલો. ત્યારે લોકો પોપટ પાળતા, પેલા કલગીવાળા કાકાકૌઆને પણ શહેરમાં પાળતા,

પણ મોર થોડો પિંજરે પુરાય? એટલે શહેરમાં મોર ન દેખાય તે ન જ દેખાય!

મોરનો સાક્ષાત્કાર તો થયો ગિરનારના જંગલમાં – તે ય પૂરાં પાંચ વર્ષ સુધી! એને એકલો ફરતો જોયો, ઢેલ સાથે જોયો, હવામાં મોટો હલારો ઉપજાવીને ઊડીને આંબાડાળે બેસતો જોયો અને ટેહુક ...ટેહુક તો દરરોજ ગમે ત્યારે સાંભળવા મળે. જંગલમાં આંટો મારવા નીકળું અને રસ્તે મોરપીચ્છ પડેલું દેખાય કે પગ અટકી જાય, હાથ તે લેવા લંબાય જ! કેટલાંયે પીંછાં ભેગાં કર્યાં હતાં, ચોપડીનાં પાનાં વચ્ચે રાખ્યાં હતાં. દૂધ આપવા આવતો ભરવાડ મોરને 'દેવ' કહે, કુળદેવ! ઈશ્વરમાં જેટલી આસ્થા એટલી જ આસ્થા જીવતા મોરમાં! મને એ ભાવિક કરતાં યે સૌન્દર્યનિષ્ઠ કવિનો કુટુંબી લાગે.

ગઝલ તો લખી પણ આધુનિક ગઝલમાં ત્વચા, સ્પર્શ, ટેરવાં ને ટકોરા શબ્દો આવે છે–આગંતુક તરીકે, તે ન આવ્યા તે ન જ આવ્યા! પણ આ મોરપીચ્છના સ્મરણે વળ્યો છું ત્યારે ટચલી આંગળીનું ટેરવું જાણે સ્વરવે છે! જીવનમાં 'સ્પર્શ' શબ્દ મને આપ્યો હોય કે સમજાવ્યો હોય તો પ્રથમ મોરપીચ્છે! તે પછી કેસૂડાના ફૂલે! હા, તે પહેલાં સૂરતમાં બાળકોને જરકસભી નકશી કાઢી હોય એવી મખમલની ટોપી તહેવારે કે લગનના અવસર વખતે પહેરવા મળતી. એ ટોપી પહેરવાનો કોઈ જ આનંદ આજે તો સાંભરતો નથી, પણ ટોપીના મખમલ પર આંગળાંનાં ટેરવાં ફેરવેલાં તે યાદ છે! 'સ્પર્શ' શબ્દનો પહેલો અનુભવ જરિયાન ટોપીના મખમલે કરાવેલો! ટેરવાંને પણ એ દ્વારા ઓળખેલાં! શરીરે ઘા પડે અને લાલ લાલ સુંવાળી નવી ચામડી આવે ત્યારે આંગળાંનાં ટેરવાં તે પર ફેરવવાનું ચુકાય નહીં – વડીલો વારે તોય! એમાં ઘાને પંપાળવાની લાલસા કે લોભ નહોતાં. ગુલાબની પાંદડી પર આંગળીનાં

ટેરવાં ફર્યાં છે અને કેળના ગર્ભમાં જે અતિશય પાતળાં પડ આવે છે તે પર પણ નાનપણમાં આંગળીનાં ટેરવાં ફર્યાં છે, અને એની સુંવાળપ માણી છે. એવો નાજુક સ્પર્શ માણનારો હિંસક થઈ શકે એવો વિશ્વાસ પણ મનમાં બેસતો નથી. ચોર-આંબળાનું ફળ જોયું છે? સૂકાં ફળ પર આંગળી ફેરવી છે? એ પણ મખમલ પર આંગળી ફેરવ્યા જેવો જ અનુભવ કરાવે! મોરપીચ્છ પર આંગળીનાં ટેરવાં ફરે એ અધૂરું લાગે! એ મોરપીચ્છ મોઢા પર ફેરવીએ ત્યારે રોમેન્ટિક અનુભવ થાય! મને લાગે છે કે વૃંદાવનમાં શ્રીકૃષ્ણ ઘડીચપકો આંખ મીંચતા હશે ત્યારે રાધા એમને જગાડવા માટે એમના ગાલે અને કપાળે હળવેશથી મોરપીચ્છ ફેરવતાં હશે! આપણામાં એવો કોઈ સદ્ભાગી ખરો? 'એઈ ઊઠો, મોડું થઈ ગયું...ઘડિયાળમાં સાત થયા...' એવા સાદમાં કોઈ કવિતા હોવાનું અનુભવાતું નથી. પતિને જગાડવા માટે કોઈ સેવા સંસ્થાએ પ્રત્યેક ગૃહિણીને એકેક મોરપીચ્છ આપવું જોઈએ!

મેં ગિરનારમાં ચણોઠીઓ અને મોરપીચ્છનો ભરપુર અનુભવ કર્યો! ચણોઠીનાં પાન તો તોડીને મોઢામાં નાંખ્યા વિના રહેવાય નહીં, પણ મેં ચણોઠીમાં રણચણ્ડીની આંખ અને મોરપીચ્છની આંખમાં ઘનસ્યામને જોયા! મોરપીચ્છનાં દર્શન વિના ઘનસ્યામનાં દર્શન મને તો નર્યાં કાલ્પનિક લાગે છે!

તુલસી અને મોરપીચ્છમાં એક સમાનતા જોઈ! હા, એની સાથે પણ સ્પર્શનો સંદર્ભ જોડાયેલો છે! તુલસીનો પંદરેક દિવસ કે મહિના માસનો લીલો છોડ નજીકથી જોયો છે? એના ઊભા દંડ પર સુંવાળી રૂવાટી ઊગેલી હોય છે! રૂંવાટી શબ્દ અપર્યાપ્ત લાગે છે, પણ હું થોડો કવિ કાલિદાસ છું કે મને યોગ્ય શબ્દ મળે! મોરપીચ્છ લ્યો, તો એની ઊભી સળી કે દંડ પર પણ એવી જ ઝીણી રૂંવાટી દેખાશે. તુળસીને અને મોરપીચ્છને હાનિ ન પહોંચે

એ રીતે આંગળીના ટેરવાને ફેરવો—સમાન અનુભવ થશે. મોરપીચ્છની કલમ તો હું જન્મ્યો તે પહેલાંની બંધ પડી ગઈ હતી, બરૂના કત્તા અને તે પછી કલમ, પેન્સીલ અને પેન આવ્યાં! કાલિદાસે મોર-પીચ્છ વિશેનો લેખ પણ મોરપીચ્છની કલમે જ લખ્યો હોત!

બાળપણ માટે આ લોક જ વિસ્મયલોક હોય છે! માણસ માટે વિસ્મયલોક હોય ત્યાં સુધી તેનામાં નાનકડો કવિ કે કવિનો નાનકડો અંશ પણ જીવતો હોય છે. વિસ્મયલોક હોય ત્યાં નાનામાં નાની ચીજ આનંદ આપે છે. નાનપણમાં સંઘરેલી કોડી, છીપલાં, પેનના ટુકડા, પેન્સીલના ટુકડા, અબરખ, આંબલીના કચૂકા, સોડાની તૂટેલી બાટલીની કાચની ગોળી, ડિઝાઈનદાર કાચના કટકા, બાટલીના કાઉન બૂચ...મોટા થયા પછી વિસ્મયભાવ રહ્યો નહીં, તેણે આપણને નીરસ કરી નાખ્યા...આનંદ મોંઘી ચીજોમાં નહીં, વિસ્મય ફોરેઇન ચીજોમાં નહીં, આપણા પોતામાં રહેલો હોવો જોઈએ. જ્ઞાન આપણી સામે આખા જગતને તેના સાચા સ્વરૂપમાં પ્રગટ કરી દે ત્યારે ય આપણો વિસ્મયભાવ ટકવો જોઈએ. 'હું જાણું છું' એ અહંકાર આપણને નીરસ કરી દે છે, 'જાણું છું તે વિશે પણ અપરંપાર જાણવાનું છે' એ જે સ્વીકારે છે તે જ્ઞાની છે. જાણવું એ પામવું નથી. નહીં ટકતું સુખ તો ખરીદી શકાય છે, આનંદ ખરીદી શકાતો નથી, આનંદનો મૂળ આધાર તો આપણે છીએ. સામાજિક મૂલ્યોએ આપણા આંતરિક આનંદનાં મૂલ્યોને દબાવી દીધાં હોય છે, એ જ ખોટ આપણને બજારુ કમાણી અને બજારુ આનંદો તરફ ધકેલે છે...આપણને માટે કૃષ્ણનું/બાલકનૈયાનું કંઈ મૂલ્ય હોય તો મોરપીચ્છનું મૂલ્ય પણ હોવું ઘટે.

□

૨૩–૧૨–'૯૦

ટેરવાં ફર્યાં છે અને કેળના ગર્ભમાં જે અતિશય પાતળાં પડ આવે છે તે પર પણ નાનપણમાં આંગળીનાં ટેરવાં ફર્યાં છે, અને એની સુંવાળપ માણી છે. એવો નાજુક સ્પર્શ માણનારો હિંસક થઈ શકે એવો વિશ્વાસ પણ મનમાં બેસતો નથી. ચોર-આંબળાનું ફળ જોયું છે? સૂકાં ફળ પર આંગળી ફેરવી છે? એ પણ મખમલ પર આંગળી ફેરવ્યા જેવો જ અનુભવ કરાવે! મોરપીચ્છ પર આંગળીનાં ટેરવાં ફરે એ અધૂરું લાગે! એ મોરપીચ્છ મોઢા પર ફેરવીએ ત્યારે રોમેન્ટિક અનુભવ થાય! મને લાગે છે કે વૃંદાવનમાં શ્રીકૃષ્ણ ઘડીચપકો આંખ મીંચતા હશે ત્યારે રાધા એમને જગાડવા માટે એમના ગાલે અને કપાળે હળવેશથી મોરપીચ્છ ફેરવતાં હશે! આપણામાં એવો કોઈ સદ્ભાગી ખરો? 'એઈ ઊઠો, મોડું થઈ ગયું...ઘડિયાળમાં સાત થયા...' એવા સાદમાં કોઈ કવિતા હોવાનું અનુભવાતું નથી. પતિને જગાડવા માટે કોઈ સેવા સંસ્થાએ પ્રત્યેક ગૃહિણીને એકેક મોરપીચ્છ આપવું જોઈએ!

મેં ગિરનારમાં ચણોઠીઓ અને મોરપીચ્છનો ભરપુર અનુભવ કર્યો! ચણોઠીનાં પાન તો તોડીને મોઢામા નાંખ્યા વિના રહેવાય નહીં, પણ મેં ચણોઠીમાં રણચણ્ડીની આંખ અને મોરપીચ્છની આંખમાં ઘનશ્યામને જોયા! મોરપીચ્છનાં દર્શન વિના ઘનશ્યામનાં દર્શન મને તો નર્યાં કાલ્પનિક લાગે છે!

તુલસી અને મોરપીચ્છમાં એક સમાનતા જોઈ! હા, એની સાથે પણ સ્પર્શનો સંદર્ભ જોડાયેલો છે! તુલસીનો પંદરેક દિવસ કે મહિના માસનો લીલો છોડ નજીકથી જોયો છે? એના ઊભા દંડ પર સુંવાળી રૂવાટી ઊગેલી હોય છે! રૂંવાટી શબ્દ અપર્યાપ્ત લાગે છે, પણ હું થોડો કવિ કાલિદાસ છું કે મને યોગ્ય શબ્દ મળે! મોરપીચ્છ લ્યો, તો એની ઊભી સળી કે દંડ પર પણ એવી જ ઝીણી રૂંવાટી દેખાશે. તુળસીને અને મોરપીચ્છને હાનિ ન પહોંચે

એ રીતે આંગળીના ટેરવાને ફેરવો–સમાન અનુભવ થશે. મોરપીચ્છની કલમ તો હું જન્મ્યો તે પહેલાંની બંધ પડી ગઈ હતી, બરૂના કત્તા અને તે પછી કલમ, પેન્સીલ અને પેન આવ્યાં! કાલિદાસે મોરપીચ્છ વિશેનો લેખ પણ મોરપીચ્છની કલમે જ લખ્યો હોત!

બાળપણ માટે આ લોક જ વિસ્મયલોક હોય છે! માણસ માટે વિસ્મયલોક હોય ત્યાં સુધી તેનામાં નાનકડો કવિ કે કવિનો નાનકડો અંશ પણ જીવતો હોય છે. વિસ્મયલોક હોય ત્યાં નાનામાં નાની ચીજ આનંદ આપે છે. નાનપણમાં સંઘરેલી કોડી, છીપલાં, પેનના ટુકડા, પેન્સીલના ટુકડા, અબરખ, આંબલીના કચૂકા, સોડાની તૂટેલી બાટલીની કાચની ગોળી, ડિઝાઈનદાર કાચના કટકા, બાટલીના ક્રાઉન બૂચ...મોટા થયા પછી વિસ્મયભાવ રહ્યો નહીં, તેણે આપણને નીરસ કરી નાખ્યા...આનંદ મોંઘી ચીજોમાં નહીં, વિસ્મય ફોરેઇન ચીજોમાં નહીં, આપણા પોતામાં રહેલો હોવો જોઈએ. જ્ઞાન આપણી સામે આખા જગતને તેના સાચા સ્વરૂપમાં પ્રગટ કરી દે ત્યારે ય આપણો વિસ્મયભાવ ટકવો જોઈએ. 'હું જાણું છું' એ અહંકાર આપણને નીરસ કરી દે છે, 'જાણું છું તે વિશે પણ અપરંપાર જાણવાનું છે' એ જે સ્વીકારે છે તે જ્ઞાની છે. જાણવું એ પામવું નથી. નહીં ટકતું સુખ તો ખરીદી શકાય છે, આનંદ ખરીદી શકાતો નથી, આનંદનો મૂળ આધાર તો આપણે છીએ. સામાજિક મૂલ્યોએ આપણા આંતરિક આનંદનાં મૂલ્યોને દબાવી દીધાં હોય છે, એ જ ખોટ આપણને બજારુ કમાણી અને બજારુ આનંદો તરફ ધકેલે છે...આપણને માટે કૃષ્ણનું/બાલકનૈયાનું કંઈ મૂલ્ય હોય તો મોરપીચ્છનું મૂલ્ય પણ હોવું ઘટે.

□

૨૩-૧૨-'૯૦

શાળા અધિકારીઓનું બહુ જ માન થતું હોય, તેમાં એ મારા ઘરે આવે એ મારા કુટુંબ માટે મોટાઈ લેવા જેવી વાત ગણાવી જોઈતી હતી. પણ, આવા મોંઘેરા મહેમાનની સરભરા કેવી રીતે કરવી એ કમનસીબે મને કે મારી પત્નીને ખબર ન હતી. મને લાગ્યું કે એ મારાં વખાણ કરવા આવ્યા હતા. એમણે વખાણ કર્યાં. પણ, થોડી વાર પછી એમણે મને જણાવ્યું કે મારી શાળાના અધિકારીઓએ એવી ભલામણ કરી હતી કે બે વરસના ગાળા માટે 'ક' પરગણાનો મદદનીશ વડો બનાવવામાં આવે, અને પ્રાંતીય સરકારે એના ઉપર મંજૂરીની મહોર મારી હતી. પછી એણે ઉમેર્યું: 'નસીબ એકલું નથી આવતું.'

હું છક થઈ ગયો. મારી સાથે આવું કેવી રીતે થઈ શકે? હું એક સરકારી અધિકારી બની શકું એવો તો મને સપનામાં પણ ખ્યાલ ન હતો. મારા વિચારોને વાંચી લીધા હોય તેમ એમણે કહ્યું કે આ આપણી રાજકીય સુધારણાનો એક ભાગ છે. સરકારે વધુ ને વધુ શિક્ષકોને પરગણાંમાં મોખરાની જગ્યાઓએ ગોઠવવા માગે છે. મારા મોં ઉપરના ગભરામણના ભાવો જોઈને એમણે મને પ્રોત્સાહિત કરવા કહ્યું: 'અરે, તમે તો શુદ્ધ સોના જેવા છો, એટલે તમે બહુ સારું કામ કરી શકશો.' જતાં જતાં એમણે મને કહ્યું: 'તમે આના ઉપર પૂરતો વિચાર કરી લો અને મને વસંતોત્સવ પહેલાં જવાબ આપી દેજો.' મેં એમનો આભાર માન્યો.

ત્યાર પછી મેં મારી પત્ની સાથે એ વિશે અનેક વાર ચર્ચા કરી. પણ, અમે કંઈ નક્કી કરી શક્યાં નહીં. એણે સૂચવ્યું કે મારે મારા મિત્ર વાન્ગ પિન્ગની સલાહ લેવી કારણ કે આરોગ્યને લગતા કામની તપાસ કરવા એ અવારનવાર ગામડે જતો-આવતો રહેતો હતો.

મને એ વિચાર ગમ્યો. એને હું કાલે સવારે મળીશ.

# એક શિક્ષકની નોંધપોથી / યુ. અનફાઈ

અનુ૦ પવનકુમાર જૈન

જાન્યુઆરી ૨૦, શુક્રવાર

હવામાન : ખુશનુમા, વાયરો નથી, ૮ ડિગ્રી સેન્ટિગ્રેડ

છાપામાં આવેલો લેખ વાંચ્યા પછી હું વધુ ને વધુ બેચેન થતો જાઉં છું.

## બીજો લાઈ ફેન્ગ

શ્રી યુ મિન્ગને પૈસાની એક ઘણી મોટી રકમ મળી હતી. પણ, એ એમણે એના માલિકને પાછી વાળી દીધી. એ લાઈ ફેન્ગ જેવા માણસ છે. શાળાના અધિકારીઓ બધા શિક્ષકોને એમની પાસેથી પ્રેરણા લેવાની સલાહ આપે છે.

આ મથાળાના સમાચાર વાંચીને હું આભો બની ગયો. મારા જેવા એક સાધારણ શિક્ષકનાં જાહેરમાં ક્યારેય વખાણ થયાં ન હતાં, અને હવે અચાનક જાણે કે હું રાતોરાત એક પૂજનીય દેવ બની ગયો. એ તો અકસ્માત જ આવું બની ગયું, અને મારા જીવનમાં ફરી આનો મોકો નથી આવવાનો. જો કે મારી પત્ની ઝાન્ગા ફાન્ગનો મત જુદો છે. એ માને છે કે હું નિરાશાવાદી છું. આ એક સારો બનાવ છે, અને ગમે તેમ તોય એ વરસની સારી શરૂઆત સૂચવે છે, એવો એનો ચોક્કસ મત છે. કદાચ એની વાત ખરી છે.

જાન્યુઆરી ૨૧, શનિવાર

હવામાન : વાદળિયું, વાયરો નથી, ૬ ડિગ્રી સેન્ટિગ્રેડ

આજનો દિવસ અસાધારણ હતો. મેં નાસ્તો કર્યો એ પછી પ્રમુખ ચેન મને મારા ઘરે મળવા આવ્યા. જે સમાજમાં શક્તિ-

શાળા અધિકારીઓનું બહુ જ માન થતું હોય, તેમાં એ મારા ઘરે આવે એ મારા કુટુંબ માટે મોટાઈ લેવા જેવી વાત ગણાવી જોઈતી હતી. પણ, આવા મોંઘેરા મહેમાનની સરભરા કેવી રીતે કરવી એ કમનસીબે મને કે મારી પત્નીને ખબર ન હતી. મને લાગ્યું કે એ મારાં વખાણ કરવા આવ્યા હતા. એમણે વખાણ કર્યાં. પણ, થોડી વાર પછી એમણે મને જણાવ્યું કે મારી શાળાના અધિકારીઓએ એવી ભલામણ કરી હતી કે બે વરસના ગાળા માટે 'ક' પરગણાનો મદદનીશ વડો બનાવવામાં આવે, અને પ્રાંતીય સરકારે એના ઉપર મંજૂરીની મહોર મારી હતી. પછી એણે ઉમેર્યું: 'નસીબ એકલું નથી આવતું.'

હું છક થઈ ગયો. મારી સાથે આવું કેવી રીતે થઈ શકે? હું એક સરકારી અધિકારી બની શકું એવો તો મને સપનામાં પણ ખ્યાલ ન હતો. મારા વિચારોને વાંચી લીધા હોય તેમ એમણે કહ્યું કે આ આપણી રાજકીય સુધારણાનો એક ભાગ છે. સરકારે વધુ ને વધુ શિક્ષકોને પરગણાંમાં મોખરાની જગ્યાઓએ ગોઠવવા માગે છે. મારા મોં ઉપરના ગભરામણના ભાવો જોઈને એમણે મને પ્રોત્સાહિત કરવા કહ્યું: 'અરે, તમે તો શુદ્ધ સોના જેવા છો, એટલે તમે બહુ સારું કામ કરી શકશો.' જતાં જતાં એમણે મને કહ્યું: 'તમે આના ઉપર પૂરતો વિચાર કરી લો અને મને વસંતોત્સવ પહેલાં જવાબ આપી દેજો.' મેં એમનો આભાર માન્યો.

ત્યાર પછી મેં મારી પત્ની સાથે એ વિશે અનેક વાર ચર્ચા કરી. પણ, અમે કંઈ નક્કી કરી શક્યાં નહીં. એણે સૂચવ્યું કે મારે મારા મિત્ર વાન્ગ પિન્ગની સલાહ લેવી કારણ કે આરોગ્યને લગતા કામની તપાસ કરવા એ અવારનવાર ગામડે જતો-આવતો રહેતો હતો.

મને એ વિચાર ગમ્યો. એને હું કાલે સવારે મળીશ.

જાન્યુઆરી ૨૨, રવિવાર

હવામાન : વાદળિયું, વાયરો નથી, ૩ ડિગ્રી સેન્ટિગ્રેડ

સવારે નવ વાગ્યે હું વાન્ગ પિન્ગને ઘરે પહોંચ્યો. મહિનાઓથી અમે એકબીજાને મળ્યા ન હતા, એટલે મને મળીને એ બહુ રાજી થયો. પણ, મેં એને મારી વાત જણાવી ત્યારે એણે ભવાં ચડાવ્યાં. એનો મત એવો હતો કે મારા જેવા એક શિક્ષક માટે એક પરગણાના વડા થવાનું સરળ ન હતું. એની ધારણા એવી હતી કે મને વૈજ્ઞાનિક રીતે જરદાળુ અને નાસપાતી ઉગાડતાં આવડતાં હતાં, પણ, સામાજિક સંબંધોની અટપટી ગૂંથણી સાથે કેવી રીતે પાર પાડવું તે મને ન પણ ફાવે.

એણે મને જે કહ્યું તેથી મારી ચિંતા વધી ગઈ. મને એની વાત સાચી લાગતી હતી. પણ, હું શાળાના અધિકારીઓની વાતને પણ અવગણવા નહોતો માગતો.

એને મારી મુશ્કેલી સમજાઈ. થોડો વિચાર કરીને એણે મને કહ્યું કે થોડા સમય પછી એ 'ક' પરગણામાં આરોગ્યની તપાસ કરવા જવાનો હતો. હું કંઈ નક્કી કરતાં પહેલાં એની સાથે 'ક' પરગણાની મુલાકાતે જઈ શકું તેમ હતો. મેં એની સલાહ માની લીધી.

અમે મંગળવારે જવાનું નક્કી કર્યું. હું મંગળવારની રાહ જોઉં છું. એણે મને આવતી કાલે કરવાનાં બે કામ સોંપ્યાં છે. મારી ગાડીની બે ટિકિટો ખરીદવી અને નાહી લેવું. આવતી કાલે મારે આ બે કામ સહુથી પહેલાં કરવાનાં છે.

જાન્યુઆરી ૨૩, સોમવાર

હવામાન : વાદળિયું, વાયરો નથી, ૩ ડિગ્રી સેન્ટિગ્રેડ

બે ટિકિટો ખરીદ્યા પછી હું ફિવંગ્લાઓના જાહેર સ્નાનાગારમાં ગયો. કમનસીબે સ્નાનાગાર ચિક્કાર હતું. એટલે એ રસ્તા

પર હું થોડું આગળ ચાલ્યો. ત્યાં એક સ્નાનાગાર ખાલી હતું અને સસ્તું પણ હતું. નળ નીચે નહાવાના એંસી સેન્ટ. નહાવાની ઓરડી તરફ ધીમે ધીમે આગળ વધતી એક હરોળમાં હું ગોઠવાઈ ગયો. મને એ જોઈને નવાઈ લાગી કે બધાના હાથમાં નળ ખોલવાનું એક-એક પાનું હતું. શું એ બધા પ્લમ્બરો હતા? એવું ન બની શકે. મારો વારો ન આવ્યો ત્યાં સુધી મને ખબર ન પડી કે એ શું હતું. ગરમ પાણીને વેડફાતું અટકાવવા માટે સ્નાનાગારના મેનેજરને મોટો નળ કાઢીને ત્યાં ત્રણ બહુ નાના નળ ગોઠવવાની સૂચના અપાઈ હતી. એ નળને ચકલીઓ ન હતી એટલે નળ ખોલવા માટે નહાવા આવનારાઓ પોતપોતાનાં પાનાં સાથે લઈને આવ્યા હતા. પાનું ખસેડતાં જ નળ જાતે બંધ થઈ જતા હતા. હરોળમાંના કેટલાક લોકો ફરિયાદ કરતા હતા કે આ દેશમાં કેટલાક લોકોને તરવાનો શોખ છે એટલે એમણે મોટા હોજ બનાવડાવ્યા છે અને એમાં તેઓ રોજ તરે છે. જનતાને ખર્ચે એ લોકો એક-એક વાર તર્યા પછી એ હોજનાં પાણી બદલે છે. મને થયું કે આ એક અફવા જ હોય તો સારું.

મારી પાસે પાનું ન હતું એટલે મારે નળ નીચે નહાવાનો વિચાર માંડી વાળવો પડ્યો. જોડા, મોજાં અને કપડાં ઉતારીને હું હોજમાં નહાવા ઊપડ્યો. એ બાર ચોરસ મીટરના હોજમાં ચાળીસ જેટલા નાનામોટા નાગા માણસો નહાતા હતા એ જોઈને મને દુઃખ થયું. બીજા દસ-બાર જણા હોજની પાળ પર બેસીને શરીર ચોળતા હતા, શરીર ઉપર પાણી રેડતા હતા, વાતો કરતા હતા અને હસતા હતા. હોજ પાસે પહોંચતાં મને દેખાયું કે હોજનું પાણી ગંદા તપકીરી રંગનું થઈ ગયું હતું અને એની સપાટી ઉપર ફીણનું એક પાતળું પડ તરી રહ્યું હતું. એ હોજમાં ઝંપલાવતાં હું અચકાઈ રહ્યો હતો ત્યારે એક યુવાન અને ડોસા વચ્ચેની બોલાચાલી મારે કાને પડી. ડોસાએ આરોપ મૂક્યો હતો કે યુવાન

ત્યાંથી પાછો વળ્યો. ટિકિટબારી ઉપર એક ઢળતી ઉંમરની ભલી અને મૃદુ અવાજવાળી સ્ત્રી બેઠી હતી.

'કૉમરેડ, મનેય દુ:ખ થાય છે. પણ, અમે લાચાર છીએ. અહીં રોજ હજારેક જેટલા લોકો નહાવા આવે છે. પણ, અમારી પાસે ફક્ત એક હોજ અને એક નહાવાની ઓરડી છે. તમે જાણતા હશો કે આપણા શહેરમાં ૦.૧ લોકો પાસે જ ઘરમાં ગરમ પાણીથી નહાવાની ઓરડી છે...'

એને મેં જે ફરિયાદ કરી હતી તે બદલ મને પસ્તાવો થયો. એની માફી માગી.

જાન્યુઆરી ૨૪, મંગળવાર

હવામાન: વરસાદી, વાયરો નથી, ૪ ડિગ્રી સેન્ટિગ્રેડ

વાન્ગ પિન્ગ સાથે હું સ્ટેશને પહોંચ્યો. પોણા આઠ વાગ્યા હતા. અમને થયું કે આઠ વાગ્યે આવતી અને આઠ ને વીસે રવાના થતી ગાડી માટે અમે સમયસર પહોંચ્યા હતા. પણ પ્લૅટફૉર્મ ઉપરનું દૃશ્ય જોઈને હું છળી મર્યો. ત્યાં મુસાફરોનો દરિયો લહેરાતો હતો. થેલા, ટોપલા કે બાળકોને લઈને લોકો ઊભા હતા. ગાડીની રાહ જોતાં તેઓ એકબીજા સાથે ધક્કામુક્કી, રાડારાડ અને ગાળાગાળ કરતાં હતાં. શું કરવું તેની મને કંઈ ગતાગમ પડતી ન હતી. પણ, વાન્ગ પિન્ગે મને એની સાથે આગળ ધપવા કહ્યું. અમે ટોળાની વચ્ચે પહોંચ્યા ત્યારે રાહતની એક ગર્જના સંભળાઈ. તદ્દન ધીમે ધીમે ગાડી આવતી દેખાઈ. બધા ડબ્બાઓનાં બારણાં પાસે કેટલાક ઊતરનારા મુસાફરો ઊભા હતા. ગાડી ઊભી રહી. બધા ઊતરનારાઓ ઊતરી શકે એ પહેલાં તો ટોળું ડબ્બાઓમાં ઘૂસવા માટે ધસી ગયું. લોકો બારણાંમાં અટવાઈ ગયા હતા અને ભારે ધમાલ મચી ગઈ હતી. ટોળા સાથે અમે પણ બારણા તરફ ધકેલાઈ રહ્યા હતા

તેથી અમને રાહત થઈ. વીસ મિનિટ પૂરી થઈ હતી તે સૂચવવા અચાનક સીટી વાગી ઊઠી. હું, વાન્ગ પિન્ગ, અને બીજા અનેક લોકો બારણાથી હજી ઘણા મીટર દૂર હતા. બીજી અને ત્રીજી વાર પણ સીટી વાગી ગઈ. અમને મૂકીને ગાડી ચાલવા લાગી. ઘણો ચિંતિત થયેલો ગાડીનો એક કર્મચારી પ્લેટફોર્મ ઉપર ઊતર્યો. બારણા વચ્ચે ઊભેલા લોકોને એણે ધમકાવ્યા અને અમને એ અંદર ધકેલવા લાગ્યો. છેવટે અમે ગાડીના પગથિયા ઉપર પહોંચી ગયા. ગાડી ઝડપ પકડી રહી હતી, છતાં બારણાં બંધ નહોતાં થઈ રહ્યાં. જોખમ સમજતાં મારી પાછળના ત્રણ મુસાફરોએ ચીસો પાડી. સદ્ભાગ્યે બે યુવાન સૈનિકોએ બારણાં બંધ કરવામાં મદદ કરી. એ એક અગવડભરી મુસાફરી હતી. ગાડીમાં એટલી તો ગીરદી હતી કે અમે જરાય ચસી શકતા ન હતા. બેસવા મળવાનો તો સવાલ જ નહોતો આવતો. હકીકતમાં ડબ્બામાં પેક કરેલી સાર્ડીન માછલીની જેમ મોટા ભાગના મુસાફરોને સિગરેટના ધુમાડામાં પાંચ કલાક સુધી ઊભા રહેવાનું હતું.

અમને ઊતરવામાં બહુ ઓછો સમય લાગ્યો, એટલે અમે ખુશ થયા. બહાર એક યુવતી અમારી રાહ જોતી ઊભી હતી. એણે એક મોટું પાટિયું પકડી રાખ્યું હતું જેના ઉપર મારા મિત્રનું નામ લખેલું હતું. અમે ઉતાવળે એની પાસે પહોંચ્યા. વાન્ગ પિન્ગે એને પોતાની ઓળખ આપી. પછી પોતાના મદદનીશ તરીકે મારી ઓળખાણ કરાવી. અમારું અભિવાદન કરીને એણે જણાવ્યું કે એ પરગણાના સુખાકારી વિભાગની સેક્રેટરી હતી. અમારા માટે ભાડે રખાયેલા ઓરડાઓમાં અમને પહોંચાડવા માટે આવેલી જીપમાં બેસવા એણે કહ્યું.

પાંચ મિનિટમાં અમે હોટેલ ઉપર પહોંચી ગયા. જતાં પહેલાં એણે અમને અમારો કાર્યક્રમ સમજાવ્યો : આજે આરામ. આવતી કાલે પૂર્વના ગામની તપાસ. પરમ દિવસે પશ્ચિમના ગામની તપાસ.

હોટેલ સાહેબીવાળી હતી. મને નવાઈ લાગી કે એણે અમારો ઉતારો અહીં રાખ્યો હતો. અહીં એક રાત માટે રોકાવાનો વીસ યુઆન જેટલો ખર્ચ આવતો હશે. શું અમારે ખજાનચીની કચેરીમાં એનો હિસાબ આપવાનો હતો? મારા ભોળાપણા ઉપર દયા ખાતાં વાન્ગ પિન્ગે સમજાવ્યું કે 'ક' પરગણાનો સુખાકારી વિભાગ એ હિસાબ પતાવી લેશે. કેમ? કેમ કે અમે તપાસ–અધિકારીઓ હતા અને અહીંનું આરોગ્યને લગતું કામ કેવું હતું એ ઠરાવવાની અમને સત્તા હતી.

ટૂંકમાં આવું છે.

જાન્યુઆરી ૨૫, બુધવાર
હવામાન: આછી ઝરમર, વાયરો નથી,
૪ ડિગ્રી સેન્ટિગ્રેડ

સેક્રેટરી કાબેલ સ્ત્રી પુરવાર થઈ. એણે બધું વ્યવસ્થિત રીતે ગોઠવી દીધું હતું. સવારે અમે પૂર્વના ગામના વડાઓને મળ્યા. બપોરે અમે ગામડાનું નિરીક્ષણ કર્યું. એ ગરીબીમાં ખૂંપેલું હતું. મને એવું લાગ્યું કે ત્યાં સુખાકારીની સગવડો બરાબર ન હતી, પણ વાન્ગ પિન્ગે સેક્રેટરીને કહ્યું કે બધું સંતોષકારક હતું. ચાર વાગ્યે અમે પાછા ફરવાની તૈયારી કરતા હતા ત્યારે ગામના મુખીએ અમને ત્રણેને સાંજે ત્યાં જમવા રોકાવા કહ્યું. વાન્ગ પિન્ગ એ નોતરાને પાછું ઠેલવા બહાનાં શોધવા લાગ્યો, પણ, સેક્રેટરીએ નોતરું સ્વીકારવાની સલાહ આપી. એ અચકાયો. પછી, એણે હા પાડી દીધી. એણે મુખીને સાદું, તદ્દન સાદું જમણ ગોઠવવા કહ્યું. મુખીએ હકારમાં ડોકું ધુણાવ્યું.

ગામનો મુખી અને એનો મદદનીશ જ્યારે અમને જમવાના ઓરડામાં લઈ ગયા ત્યારે ત્યાં બીજા ત્રણ જણ અમારી રાહ જોતા બેઠા હતા. એણે એમની ઓળખ ગામના પ્રમુખ અને બે ઉપપ્રમુખો તરીકે કરાવી. મોટા ગોળ ટેબલ ઉપરની સામગ્રી જોઈને હું હચમચી ઊઠ્યો. એ સાદું ભાણું ન હતું. એ તો ભાતભાતની

વાનગીઓ અને ઉત્તમ દ્રાક્ષના દારૂવાળું ભવ્ય ચીની ભોજન હતું. પહેલાં તો હું એવો છોભીલો પડી ગયો કે ભૂખ લાગી હોવા છતાં મને જમતાં સંકોચ થયો. પણ, એમની પરોણાગત એવી તો સારી હતી કે છેવટે હું ધરાઈને જમ્યો. જ્યારે છેલ્લી વાનગી પીરસાઈ ત્યારે મને બિલ ચૂકવવા બાબત ચિંતા થવા માંડી. વાન્ગ પિન્ગ અને હું સાથે વધારે પૈસા લઈને નહોતા નીકળ્યા. જો અમે બિલ ન ચૂકવી શકીએ તો શું થાય? મેં વાન્ગ પિન્ગને ઘુસપુસ કરીને પૂછ્યું કે: આપણે કેટલા પૈસા આપવા પડશે? એણે મને મારા ડાબા પગની એડી ઉપર લાત મારી અને મેં કહ્યું તે સાંભળ્યું ન હોવાનો ઢોંગ કર્યો. મારી જમણી બાજુએ બેઠેલા ઉપપ્રમુખે એના વતી જવાબ આપ્યો: 'તમારે આ જમણના પૈસા ચૂકવવાની જરૂર નથી.' શરમાઈને મેં કહ્યું કે: 'ના, એ ન ચાલે,' અને હું મારું પાકિટ ફંફોસવા લાગ્યો. એણે માથું ઝટકાર્યું, મને ઉપરથી નીચે સુધી જોયો, અને હળવું સ્મિત કરતાં કહ્યું: 'સરકારે એક ભાણાનો જે ભાવ ઠરાવ્યો છે એ મુજબ પૈસા આપી દો. એક ભાણાના એંસી સેન્ટ્સ્ છે ને?' નવાઈ પામતાં મેં એને અમારા ત્રણે વતી ત્રણ યુઆન આપ્યા. એણે એ લઈને બહુ આભાર માનતાં માનતાં મને સાઠ સેન્ટ્સનું પરચૂરણ પાછું આપ્યું.

ગામના પ્રમુખ અને ઉપપ્રમુખોએ કહ્યું કે એ પોતાની સાથે પૈસા લાવવાનું ભૂલી ગયા હતા, એટલે એ પોતાનાં ભાણાંના પૈસા પછી ચૂકવી દેશે. અમે હોટેલ ઉપર પાછા વળ્યા ત્યારે વાન્ગ પિન્ગે મને કહ્યું કે દરેક ભાણા દીઠ ઓછામાં ઓછો ચારસો યુઆનનો ખર્ચ થયો હશે.

'તો, બાકીના પૈસા કોણ ભરશે?'
મેં પૂછ્યું.

'એ ગામની સરકાર ભરશે,' એણે ટૂંકમાં કહ્યું.

જે ભાણાની કિંમત મારા ત્રણ મહિનાના પગાર જેટલી થાય, તેવું ભાણું જમવા હું એમની સાથે ગયો તેનું મને ઊંડું દુઃખ થયું.

જાન્યુઆરી ૨૬, ગુરુવાર
હવામાન : ઉઘાડવાળું, વાયરો છે,
૫ ડિગ્રી સેન્ટિગ્રેડ

આજે અમે પશ્ચિમના ગામમાં ગયા. ત્યાં પણ એવું જ બન્યું : ગામના વડાઓને મળ્યા. સુખાકારીનું કામ તપાસ્યું અને ત્રણ મોટા માણસો સાથે ભવ્ય ભોજન કર્યું. મેં જમવાની ના પાડવાનો પ્રયત્ન કર્યો. પણ, વાન્ગ પિન્ગે મને સમજાવ્યો : 'આપણે જમવું જ પડે, નહીં તો આપણે કરેલી તપાસ બાબત ગામના વડાઓને ચિંતા થાય. વળી સેક્રેટરી પણ આપણો સાથ આપવાનું છોડી દેશે...'

કમને હું એમની સાથે જમવા બેઠો. જનતાને ખર્ચે ભવ્ય ભોજનો ગોઠવનારાઓને મન તપાસની પદ્ધતિની શું કિંમત હોય?

જાન્યુઆરી ૨૭, શુક્રવાર
હવામાન : ઝીણી ઝરમર, વાયરો છે,
૩ ડિગ્રી સેન્ટિગ્રેટ

વાન્ગ પિન્ગનું કામ પૂરું થઈ ગયું. વહેલી સવારે હોટલમાંથી નીકળીને અમે ઘરે જતી ગાડી પકડવા સ્ટેશન તરફ રવાના થયા. સેક્રેટરીએ અમને જીપમાં બેસીને સ્ટેશને જવા કહ્યું, પણ, અમે ના પાડી.

નદીની લગોલગ આવેલા રસ્તા ઉપર ચાલતાં અમે 'ક' પરગણામાં જે બન્યું એની વાતો કરી રહ્યા હતા. અચાનક અમને એક છોકરાનો ઉત્તેજિત સ્વર સંભળાયો : 'બચાવો, બચાવો.' એ અમારાથી વીસેક મીટર જેટલો દૂર હતો. અમે એની પાસે દોડ્યા. એણે પોતાનો પોકાર વધુ ચોક્કસ બનાવ્યો : 'કાકા, સાથીઓ, બચાવો. એને બચાવો.' પાણીની ઉપર રહેવા હવાતિયાં મારતી એક છોકરીને અમે નદીમાં જોઈ. એ ડૂબી, ઝઝૂમી, ઉપર આવી,

પાછી ડૂબી, તરફડી અને પાછી ઉપર આવી.

અમારે એને ડૂબતી બચાવવાની હતી. પણ, હું સારો તરવૈયો નથી અને વાન્ગ પિન્ગને જરાય તરતાં નથી આવડતું. હું મારો કોટ, જૅકેટ વગેરે ઉતારવા લાગ્યો...એટલામાં મેં એક ધબાકો સાંભળ્યો. એક ડોસાએ નદીમાં ઝંપલાવ્યું હતું અને મુશ્કેલીથી તરતો તરતો એ ડૂબતી છોકરી તરફ ધપી રહ્યો હતો. હું પણ કપડાં ઉતારીને એને સાથ આપવા નદીમાં કૂદી પડ્યો. થોડી વારમાં અમે એ છોકરીને કિનારે લઈ આવ્યા. છોકરી તદ્દન સ્વસ્થ હતી. છોકરાએ અમારો આભાર માન્યો અને છોકરીને ઘરે પહોંચાડવા એ એની સાથે ગયો. ડોસો બહુ ધ્રૂજતો હતો અને માંડ માંડ ચાલી શકતો હતો. મારો મિત્ર એને મદદ કરવા ગયો. ડોસાએ અમને કહ્યું કે એ ત્યાંથી એકાદ માઈલ દૂર આવેલા એક માળના એક મકાનમાં એની પત્ની સાથે રહેતો હતો. એણે અમને કપડાં બદલાવવા એને ઘરે આવવા આમંત્રણ આપ્યું. અમે એનું આમંત્રણ આનંદથી સ્વીકારી લીધું. મારો ઓવરકોટ અને પેન્ટ પહેરીને હું એમની સાથે જોડાઈ ગયો.

અમને મળીને એની પત્ની રાજી થઈ. વાતચીત કરતાં અમને ખબર પડી કે એ બન્ને રિટાયર થયેલાં મજૂરો હતાં. એમને ત્યાં રાત ગાળવાનો એમણે અમને આગ્રહ કર્યો. અમે એમને જણાવ્યું કે અમારે એ જ દિવસે ઘરે પાછા વળવાનું હતું. એ લોકો અમને સ્ટેશન સુધી વળાવવા આવ્યાં. નદીકિનારાના રસ્તા ઉપર થઈને જ અમે સ્ટેશને ગયા. મારું માથું શરમથી ઝૂકેલું હતું: એ વૃદ્ધ હતો અને હું યુવાન; એણે નદીમાં ઝંપલાવી દીધું અને હું અચકાતો હતો. પ્લૅટફૉર્મ ઉપર એમણે કહ્યું કે તેઓ ક્યારેક અમને ચોક્કસ મળવા આવશે. આવા સારા દિલના મિત્રો મેળવવા બદલ મેં ગૌરવ અનુભવ્યું.

હવે હું 'ક' પરગણાથી વધારે પરિચિત છું, છતાં શાળાના અધિકારીઓએ આપેલું કામ સ્વીકારવું કે નહીં તે હું નક્કી નથી કરી શકતો. કદાચ, વધારે સમય મળે તો હું આ બાબતમાં કંઈ નિર્ણય લઈ શકું, પણ, વસંતોત્સવને હવે બે જ અઠવાડિયાંની વાર છે. મને ત્યાં તપાસ માટે પ્રવાસ કરવાની તક મળે તો બહુ સારું થાય.

(ચીની વાર્તા) □

# સભ્ય સમાજનો અંત

'અર્થહીનતા', જીવંત શ્રદ્ધાનો અભાવ, શિથિલ ચારિત્ર્ય તરફનો વધતો જતો ઝોક, લોભી વપરાશવૃત્તિ, નાણાકીય બેજવાબદારી અને અસંયમિત કુ–સ્વભાવ; સ્વમતાગ્રહી અને જિદ્દી વ્યક્તિવાદ; હિંસા, વધ્યતા તથા જીવન અને સમૃદ્ધિ (પોતાનાં સુદ્ધાં) પ્રત્યેનો અનાદર; જાતીય વૃત્તિઓનો અતિરેક; વિજ્ઞાપન અને પ્રચાર દ્વારા ભાષાને વિકૃત, કુત્સિત બનાવવાના પ્રયત્નો, સામૂહિક હિસ્ટીરીઆ અને બધા જ પ્રકારના સ્થૂળ અદ્ભુત રસના નિદર્શન દ્વારા ધર્મનું વ્યવસાયીકરણ, અંધશ્રદ્ધાનો પ્રસાર, લોકોના મનને યાંત્રિક બનવવાની પ્રક્રિયા; જાહેર જીવનમાં ભ્રષ્ટાચાર અને એકબીજાના પગ ખેંચવાના પ્રયોગો; ભૌતિક સ્તરે અપ્રામાણિકતા, બૌદ્ધિક અપ્રામાણિકતા, વિગ્રહોને ઉત્તેજન (વર્ગવિગ્રહ, દેશ દેશ વચ્ચેના વિગ્રહ); બધા જ પ્રકારનાં સંક્રમણનાં સાધનોનાં વિનાશ અને વિકૃતીકરણ; સાવ હીન અને તુચ્છ લોકલાગણીઓને બહેકાવવાના પ્રયત્નો; છેતરપિંડી – સ્વજનો પ્રત્યે, દેશ પ્રત્યે, મિત્રો પ્રત્યે અને વફાદારીના સોગંદ જેમની સાથે લીધા હતા તેમના પ્રત્યે – આ અને આવી બધી પારખી શકાય એવી લાક્ષણિકતાઓ આપણા સમાજને ધીમે ધીમે કોરી ખાશે અને બધા જ પ્રકારના સભ્ય સંબંધોનો ખાત્મો બોલાવશે.'

(દાન્તેની 'ડીવાઈન કૉમેડી'ની અનુવાદિકા ડોરોથી સેયર્સે ૧૯૫૪માં લખેલા લેખનો એક અંશ) □

## બારી / મુક્ત રૂપાન્તર : સતીશ વ્યાસ

**દૃશ્ય પહેલું :** (કોઈ દવાખાનાના સેમી–સ્પેશ્યલ રૂમનું દૃશ્ય. રૂમની વચ્ચે એક બારી. બારી પાસેના ખાટલા પર વિશાલ અકળાતો બેઠો છે. બીજો એક ખાટલો, ત્યાંથી થોડે દૂર, ખાલી પડયો છે. દવાખાનાની નર્સ વિશાલના ખભા પર હાથ ફેરવી રહી છે.)

વિશાલ : ના, મારે હવે નથી જીવવું. પ્લીઝ, મને અહીંથી જવા દો.

નર્સ : આમ અકળાઓ નહીં, જુઓ, તમારે માટે ખાસ આ બારી પાસે જ ખાટલો મુકાવડાવ્યો છે. એમાંથી આવતી હવા તમને રાહત આપશે.

વિશાલ : નથી જોઈતી હવે મારે કોઈ રાહત! હું તો કંટાળી ગયો છું આ મારા વાઈના દર્દથી, આ દવાઓથી ને આ ઇન્જેક્શનોથી! મોત, હા, મોત જ હવે તો મને ઉગારી શકે એમ છે.

નર્સ : આમ હતાશ ન થાઓ. હજી તો તમે યુવાન છો. કાલ સાજા થઈ જશો. ડૉક્ટર સાહેબની દવા અને અહીંની હવાથી તમે ઘોડા જેવા થઈ જશો, ઘોડા જેવા.

વિશાલ : થયા ઘોડા જેવા! આ વાઈના હુમલા વખતે હું તો લાકડા જેવો થઈ જતો હોઈશ. હવે તો લાકડા ભેગો થાઉં તો સારું જેથી આમાંથી તો છૂટું.

નર્સ : જુઓ પાછા! (દવા આપતાં) આ દવા પી લો ને કંઈક મૂંઝવણ જેવું લાગે તો પલંગ પાસેનો આ બેલ દબાવજો.

એટલે અમે આવી જઈશું. (જાય)

(વિશાલ ઊભો થઈ બારીની બહાર જુએ. પલંગ પાસેના સ્ટૂલ પર બેસે. એવામાં નર્સ અને ડૉક્ટર બીજા દર્દી–આંગિક–ને લઈને દાખલ થાય.)

ડૉક્ટર : વિશાલબાબુ, કેમ છો? જુઓ હવે તો તમને યે આ કંપની મળી. તમને આ વૉર્ડમાં એકલું નહીં લાગે. આ છે આંગિક. બિચારાનો એક પગ અકસ્માતમાં ઘવાયો છે. ચાલવામાં મુશ્કેલી પડે છે. એનો ખાટલો અહીં તમારા વૉર્ડમાં જ રાખીએ છીએ.

(આંગિક ડૉક્ટરનો ખભો પકડી, ઘસડાતો–ખેંચાતો ખાટલા પર ગોઠવાય.)

ડૉક્ટર : તમારે બિલકુલ ચાલવાનો પ્રયાસ સુદ્ધાં કરવાનો નથી સમજ્યા આંગિક! જો ભૂલેચૂકે ય ચાલ્યા તો સમજો કે તમારી સારવારમાં મહિનાઓ ઉમેરાઈ જશે. માટે તમારે શાંતિથી આ એક જ સ્થળે સૂઈ રહેવાનું. હા, જરૂર લાગે તો આ ખુરશી કે સ્ટૂલ પર થોડી વાર બેસી શકશો પણ વધારે નહીં ને તમે તો પાછા હાર્ટના પેશન્ટ છો એ ભૂલતા નહીં.

આંગિક : ભલે ડૉક્ટર. અમે તો તમારે ચરણે અને તમારે શરણે છીએ.

ડૉક્ટર : ધેટ્સ નાઈસ. ચાલો સિસ્ટર.

(જતાં અટકી, પાછા ફરી)

ડૉક્ટર : (આંગિકને) અને હા. જુઓ આ વિશાલ. વાઈના દર્દી છે. એમનું દર્દ અત્યન્ત નાજુક તબક્કામાં છે. જો ભૂલેચૂકેય એમને વાઈનો હુમલો આવે તો તમારે આ પલંગ પાસેનો બેલ દબાવી દેવાનો જેથી અમે તરત જ એમને ઇન્જેક્શન

આપવા આવી જઈએ. ક્ષણનો યે વિલંબ એમનો જીવ લઈ શકે એમ છે.

આંગિક : ઓ.કે., ડૉક્ટર. હું જરૂર ધ્યાન રાખીશ.

(ડૉક્ટર–નર્સ જાય)

આંગિક : વિશાલ! કેટલું સરસ નામ છે તમારું! કામ શું કરો છો?

વિશાલ : મોતની રાહ જોવાનું!

આંગિક : બહુ દુઃખી લાગો છો.

વિશાલ : દુઃખ તે કંઈ એક વાતનું છે. એક તો આ વાઈનો ત્રાસદાયક રોગ અને...

આંગિક : અને?

વિશાલ : જવા દો ને! મારી રામકહાણી વળી તમને ક્યાં સંભળાવું?

આંગિક : કહો ને! કહેવાથી, કદાચ, ભાર હળવો થાય.

વિશાલ : ના, ના. આપણો બોજ આપણે જ ઉઠાવવો રહ્યો. ને તમે યે ક્યાં નરવા દેખાઓ છો? તમને કહેવાથી શું?

આંગિક : તમારી સાથે તમારાં કોઈ સગાંવહાલાં નથી?

વિશાલ : ના. મારે નથી કોઈ સગું કે નથી કોઈ વહાલું?

આંગિક : એકલા જ છો?

વિશાલ : હા.

આંગિક : આવ ભાઈ હરખા, આપણે બે સરખા. મારે યે કોઈ કરતાં કોઈ નથી.

વિશાલ : માતાપિતા? પત્ની? મિત્રો?

આંગિક : હતાં ત્યારે બધાં હતાં. માતાપિતા તો એમના વિખવાદમાં છૂટાં પડી ગયાં. પત્ની અપંગ એવા મને છોડીને એના પ્રેમી સાથે ભાગી ગઈ ને પંગુને તે વળી મિત્રો શેના હોય? અધૂરામાં પૂરું આ આઘાતોએ અને એકલતાએ મારા હૃદય પર ગોબો પાડી દીધો છે. મને પણ આ દુનિયા જીવવા

જેવી લાગતી નથી. બસ ઇચ્છા થાય છે કે એક જ થડકારો આ હૃદય બેધ્યાન બનીને ચૂકી જાય ને...પણ બેરહમ દિલ એવી મહેર વરસાવે ત્યારે ને? ખેર, જવા દો એ વાત. તમારે કોઈક તો સગાંવહાલાં હશે. કંઈ પ્રેમબેમ કર્યો છે કે નહીં જિંદગીમાં?

વિશાલ : પ્રેમ! કર્યો તો હતો એક કાચી ઉંમરે, એવી જ એક કાચી કળી જેવી કન્યા જોડે.

આંગિક : યે હૂઇ ન બાત! અચ્છા, પછી? પરણ્યા કે નહીં એની જોડે?

વિશાલ : ના.

આંગિક : કેમ?

વિશાલ : બસ, એમ જ.

આંગિક : પણ માંડીને વાત તો કરો. ક્યાં અટક્યું બધું?

વિશાલ : બસ, સામાન્ય પ્રેમકથાઓમાં બને છે એમ એનાં માબાપ નડયાં. મારી સ્થિતિ તો હતી સામાન્ય અને એ હતી શ્રીમંત કુટુમ્બની!

આંગિક : પણ એ છોકરીને તમારા પ્રત્યે કંઈ લાગણી નહોતી?

વિશાલ : ના. એ યે સરેરાશ શ્રીમંત કુટુમ્બની હોય એવી ગણતરીબાજ જ નીકળી. મારો પ્રેમ એને માટે હતું સમય પસાર કરવાનું સાધન. મેં મારું સર્વસ્વ જેની ખાતર ન્યોછાવર કરવાનું નક્કી કર્યું હતું એ આમ ક્ષણમાં જ મારા બધા સ્વપ્નમહેલ કડડભૂસ કરતાંકને ભાગી ગઈ. બસ ત્યારથી કમબખ્ત આ વાઈનું દર્દ...

(એકાએક વાઈનો હુમલો. આંગિક બટન દબાવે એટલે ડૉક્ટર-નર્સ આવીને એને ઇન્જેકશન આપે. થોડી શાન્તિ.)

'દૃશ્ય બીજું'

આંગિક: દોસ્ત, આ બેત્રણ દિવસમાં તો જાણે આપણે વર્ષોથી એકબીજાને ઓળખતા હોઈએ એટલા નજીક આવી ગયા નહીં! મને પણ જાણે ઘણી રાહત થાય છે. કોઈક પોતાનું મળી ગયું હોય એવી લાગણી થાય છે.

વિશાલ: મને પણ લાગે છે કે જાણે આપણી વચ્ચે પૂર્વજન્મનો કોઈ નાતો હશે. હવે મારી મોતની ઇચ્છા જાણે દૂર ધકેલાઈ ગઈ છે.

આંગિક: મારી પણ. હવે તો ઇચ્છા છે કે થોડું ચાલી શકું ને બહારની દુનિયા જોઈ શકું તો કેટલું સારું. આ બંધ ઓરડામાં તો હવે ગૂંગળામણ થાય છે. મારા પગ જાણે સદીઓથી ચાલવાનું વીસરી ગયા છે. મારે જોવી છે બહારની દુનિયા.

વિશાલ: કંઈ મઝા નથી આ બહારની દુનિયામાં. એના કરતાં તો આ કોટડી સારી.

આંગિક: તું તો થોડો યે નસીબદાર છે! તને આ બારી તો મળી છે બહાર જોવા માટે! એય, જરા કહે તો ખરો, બહાર શું અને કેવું દેખાય છે?

વિશાલ: બહાર! હા, સામે ઝૂમી રહ્યું છે એક ગરમાળાનું વૃક્ષ. તને ખબર છે આ ગરમાળો એટલે જ આપણું સંસ્કૃત નામ ધરાવતું કર્ણિકાર? એની આસપાસ લીલું લીલું નાજુક ઘાસ પથરાયેલું છે. ત્યાંથી થોડે દૂર એક ઘટાદાર આંબો છે અને હા, એ આંબાની નીચે એની છાંયમાં બેઠી છે એક અહીંની આદિવાસી યુવતી.

આંગિક: યુવતી? કેવી દેખાય છે?

વિશાલ: કાચા આમ્રફળ શી ઘાટીલી! સવારના કુમળા તડકા જેવી કાંતિમય!

આંગિક: કાશ, મારો ખાટલો પણ બારી પાસે હોત...ખેર, બીજું શું દેખાય છે?

વિશાલ: દૂર ક્ષિતિજ અવરોધતી દેખાય છે ડુંગરોની એક હારમાળા!

આંગિક: (થોડો બેઠો થઈ) એમ? ડુંગરો દેખાય છે? મને ડુંગરો બહુ ગમે. એક વાર તો...કહું?

વિશાલ: હા, હા. કહે ને!

આંગિક: એક વાર હું ને નીલુ...

વિશાલ: નીલુ?

આંગિક: નીલુ...ભણતી મારી સાથે કૉલેજમાં. રોજ સાંજે નીકળી પડતાં અમે દરિયાકાંઠાની રેતીમાં ઘૂમવા. માઈલોના માઈલો સુધી અમે ચાલતાં રહેતાં ને સાંજ ક્યાં ઢળી જતી એનું ભાન સુદ્ધાં રહેતું નહીં. ઘરે પાછાં ફરીએ ત્યારે ધરતી પર અંધારાં ઊતરી ચૂક્યાં હોય.

વિશાલ: તે આ નીલુ?

આંગિક: એક વાર તો હું ને નીલુ પહોંચી ગયાં ગિરનાર. એક પછી એક ટૂંક દોડતાં ચઢતાં જઈએ. વલસાડનો પારનેરા, પાલિતાણાનો શેત્રુંજો, વડોદરાનો પાવાગઢ ને રાજસ્થાનનો આબુ. દરિયા જેટલા જ વહાલા લાગતા ડુંગરા. બસ પણ એ ગિરનાર ચઢ્યાં તો ખરાં ચાલતાં ચાલતાં, દોડતાં દોડતાં પણ...

વિશાલ: પણ શું? અટકી કેમ ગયો?

આંગિક: ગિરનાર ચઢ્યો તો ખરો ચાલતાં ચાલતાં પણ ચાલતાં ચાલતાં ઊતરી શક્યો નહીં.

વિશાલ: એટલે?

આંગિક: કમોસમી માવઠું થયું એ દિવસે. હું ને નીલા ગાંડાંતુર બની ચોમાસું મ્હાલ્યાં. ગિરનારની ભીની ભૂમિમાં ને મત્ત

મોસમમાં અમે પણ મત્ત બનીને દોડવા માંડ્યાં ને ક્યારે, અચાનક, પગ લપસ્યો એનું મને ભાન ન રહ્યું: ભાનમાં આવ્યો ત્યારે...

વિશાલ: ત્યારે?

આંગિક: ત્યારે નહોતો ગિરનાર, નહોતી નીલા ને નહોતો...

વિશાલ: ન્હોતો?

આંગિક: ન્હોતો રહ્યો સાજો મારો આ પગ...ને...

વિશાલ: પછી નીલાનું શું થયું?

આંગિક: ને ન્હોતી રહી પછી નીલા યે!

વિશાલ: શું?

આંગિક: હા, ગિરનાર અને એનું માવઠું અમને છેતરી ગયું, ફસાવી ગયું.

વિશાલ: ઓહ! દોસ્ત! હવે લાગે છે કે તું કેમ ઘેરો વિષાદયોગ અનુભવે છે! પણ પછી...તો...તારાં લગ્ન?

આંગિક: થયાં. માબાપની ઇચ્છાથી થયાં. એકનો એક વારસદાર હતો હું એમનો. પરણાવ્યો. પણ નસીબમાં નિરાંત નહીં તે મેં કહ્યું એમ પત્ની એના પ્રેમી સાથે ભાગી ગઈ. માતા-પિતા તો છૂટાં પડી જ ગયાં હતાં એમના ઝઘડાને લીધે ને હું ગિરનારની ખીણમાં ઊભેલા કોઈ ખીજડા જેવો રહ્યો એકાકી, સંગીહીન.

વિશાલ: (બારી તરફ જોઈ) ચાલ, જવા દે એ વાત. ભૂતકાળનું કામ જ પીડવાનું. ભૂતકાળ પીડા છે ને ભવિષ્ય આશા. જો આ બારીની પેલે પારની દુનિયા કેટલી રંગીન છે?

આંગિક: ચાલ, તું જરા બતાવ, બહાર શું શું બીજું દેખાય છે એ.

વિશાલ: પેલી આદિવાસી કન્યાના હાથમાં ફૂલોનો ગુચ્છો છે. શકુન્તલાની જેમ એણે એના કાનમાં કર્ણિકારનાં ફૂલો ગૂંથ્યાં છે. પાસે જ એક તળાવ છે નાનું. એનાં જળ પર લીલી લીલી

ઝાંય પડે છે. પોયણાં બપોરી નિદ્રા લઈ રહ્યાં છે. એ ય. આંગિક, એય, જો...Sorry...તું તો ક્યાંથી જોવાનો? પણ હવે પેલી કન્યા...

આંગિક: નિર્વસ્ત્ર થઈ રહી છે ને?

વિશાલ: તને ક્યાંથી ખબર?

આંગિક: બિન્ધાસ્ત રીતે તળાવમાં ઊતરી રહી છે ને?

વિશાલ: પણ તને ક્યાંથી...?

આંગિક: સૂતેલાં પોયણાંની વચ્ચે કસમયે ઊઘડી ગયેલા પૂર્ણ પ્રફુલ્લિત નીલકમલ જેવી ગુલાબી ગુલાબી લાગે છે ને?

વિશાલ: પણ કહું છું તને કયાંથી ખબર?

આંગિક: વિશાલ, મને આ બધું દેખાય છે તારી આંખોના આયનામાં. જાણે તું નહીં, પણ હું જોઈ રહ્યો ન હોઉં એને! જો હવે એ ચત્તીપાટ સૂરજને આહ્વાન કરતી કુન્તીની જેમ ઊર્ધ્વ-બાહુ બની તરી રહી છે જળ-સપાટી પર, સરી રહી છે કોઈ સાક્ષાત્ મત્સ્યકન્યા શી!

વિશાલ: અરે વાહ, તું તો જાણે કોઈ કવિની જેમ...

આંગિક: એય વિશાલ, આ તો રોજ આમ આવા સમયે આ નિર્જન સ્થળે આવતી હશે ને?

વિશાલ: કાલે જોઈશું આપણે! જો કાલે પણ આ સમયે આવે તો માનવું કે એ રોજ આવતી હશે.

આંગિક: આસપાસ બીજી કોઈ વસ્તી દેખાય છે?

વિશાલ: હા, દૂર થોડાં ઝૂંપડાં છે. ડાબી બાજુ લહેરાય છે બાજરી-ઊગ્યું લીલું ખેતર! ખેતરમાં કોઈની અવરજવર હોય એમ લાગે છે ખરું. પણ દોસ્ત! ક્ષિતિજની ધારે જે વાદળાંની રંગોળી છે એ તો અનુપમ છે. પેલા ડુંગરાઓની ટોચને સ્પર્શવા ન આવતાં હોય આ વાદળો જાણે! જાણે કોઈ

કોડભરી મુગ્ધાની નવી ફૂટી રહેલી છાતી-ઉપર પહેલી વાર રચાતું કોઈ અંતઃવસ્ત્રનું આવરણ!

આંગિક : કેમ થઈ ગયોને તુંયે કવિ? અનાઘ્રાત, નિર્વ્યાજ સૌન્દર્ય કોઈપણ સંવેદનશીલને કવિ બનાવ્યા વિના રહે જ નહીં. દોસ્ત, મને અદેખાઈ થાય છે તારી. સંભાળજે જરા હું મારા આ દ્વેષથી. ક્યાંક એ તારા લ્હાવાને મારા બદઇરાદાની નજર ન લાગી જાય! ક્યાંક છીનવાઈ ન જાય આ તારું સુખ મારાથી.

વિશાલ : અરે મિત્ર, એ શું બોલ્યો? મિત્રોએ છીનવેલું તો લહાણું કહેવાય, ને લઈ લઈને યે તું લેવાનો છે શું?—હું? હલાતું-ચલાતું તો છે નહીં તારાથી?

આંગિક : ધાર કે આમ આપણે વાતોમાં હોઈએ ને અચાનક યમદૂતો આવી ચઢે તો?

(બે યમદૂતોનું—કાલ્પનિક—આગમન)

યમદૂત—૧ : ચાલો જીવ, જવાનો સમય થયો.

વિશાલ : પણ ક્યાં?

યમદૂત—૨ : કેમ? હવે તમારે અમારી સાથે આવવાનું છે.

યમદૂત—૧ : તમારો મૃત્યુલોક પરનો ફેરો પૂરો થયો.

વિશાલ : પણ મને આમ મારા મિત્રથી...પ્લીઝ, મારી એક છેલ્લી ઇચ્છા છે. સાંભળો.

યમદૂત—૨ : બોલો.

વિશાલ : મને મારા આ મિત્ર સાથે પેલા સામેના ડુંગરની ટૂંકે એક વાર ચઢી લેવા દો. બસ પછી મને લઈ જજો.

યમદૂત—૧ : તથાસ્તુ.

(યમદૂતો હવે આંગિક પાસે જાય)

યમદૂત—૧ : ચાલો જીવ, જવાનો સમય થયો.

આંગિક : પણ ક્યાં?

યમદૂત–૨ : કેમ ? હવે તમારે અમારી સાથે આવવાનું છે. તમારો મૃત્યુલોક પરનો ફેરો પૂરો થયો.

આંગિક : પણ મારે ચાલતા આવવાનું છે ? મારાથી તો...

યમદૂત–૧ : ના, તમારે ચાલવું નહીં પડે. અમે તો તમને ઊંચકીને લઈ જઈશું.

આંગિક : ક્યાં ? પેલી ટેકરીઓ પર ?

યમદૂત–૨ : ના, એનાથી યે પાર !

યમદૂત–૧ : એ પહેલાં તમારી કોઈ ઇચ્છા છે ?

આંગિક : મારી ? (ધીમેથી) હા, તમે...તમે મને આ બારી પાસેની જગા ન અપાવો ? મારાથી મિત્રને કહેવાતું નથી. એ જુએ છે એ હું જોઈ શકતો નથી. મારે એ બારી પાસેનો ખાટલો જોઈએ છે. પ્લીઝ તમે મને...

(યમદૂતો પરસ્પરની સામે જુએ ને એકાએક નતમસ્તકે ત્યાંથી બહાર નીકળી જાય. આંગિકને હૃદય પર દુખાવો ઊપડે. એ મોટેમોટેથી કણસે. વિશાલ ઊઠીને પાસે આવે. બેલ દબાવે. ડૉક્ટર-નર્સ આવે. મસાજ–ઇન્જેક્શનની સારવાર)

દૃશ્ય ત્રીજું : (રાત્રિ)

વિશાલ : દોસ્ત, બપોરે તો એમ જ લાગ્યું કે હવે તું મને છોડીને ગયો. માંડ આ ક્ષણનું સખ્ય લાધ્યું હતું એ યે જાણે કે છીનવાઈ ગયું. દોસ્ત, એક વિનંતી કરું ? મારા પહેલાં ન જતો તું આ દુનિયામાંથી, નહીંતર હું એ અભાવ કોઈ જન્મારે પૂરો નહીં કરી શકું !

આંગિક : મરવું–જીવવું ક્યાં આપણા હાથમાં છે ભલાભાઈ ? અરે વિશાલ ! જોને આ બારીમાંથી ચાંદની અંદર આવી રહી છે. તું કહે તો ખરો, બહાર કેવું દૃશ્ય છે એ ?

વિશાલ : ચન્દ્ર અત્યારે કોઈ અતિ પ્રગલ્ભ નારીની જેમ પોતાનું મુખ ખુલ્લું કરીને પ્રકાશી રહ્યો છે. એનું પ્રતિબિમ્બ પેલા તળાવ પર પડે છે ત્યારે કોઈએ તળાવ પર રૂપેરી અબરખી કિનખાબ પાથરી દીધું હોય એમ લાગે છે. પોયણાં પણ હવે તો બધાં જ ખીલી ચૂક્યાં છે. દૂર ઝૂંપડામાં દીવાઓ ટમટમે છે ને ટેકરીઓ પણ જાણે હળવા હળવા શ્વાસ ભરતી લહેરાતી હોય એમ લાગે છે.

આંગિક : હં ! (નિસાસો)

વિશાલ : કેમ નિસાસો નાખ્યો ?

આંગિક : કંઈ નહીં અમસ્તો જ...(વિશાલની નજર બારી બહાર. આંગિકની નજર દ્વેષપૂર્ણ)

વિશાલ : ના, ના. કંઈક તો છે. તારો ચહેરો જ કહી આપે છે. કહે જોઈએ.

આંગિક : મને, બસ એક વાર આ બારીની બહાર જોવા મળે તો... દોસ્ત તું મને એક વાર જોવા દેને ત્યાંથી...(ઊભો થવા મથે)

વિશાલ : હં, હં. ઊઠીશ નહીં ત્યાંથી. તારે જરાયે હલનચલન કરવાનું નથી, એ યાદ છે ને ?

આંગિક : તો હું સિસ્ટરને બોલાવું. એ મને ત્યાં આવવામાં મદદ કરશે.

વિશાલ : પણ તેં એમ કેમ માની લીધું કે હું તને આ બારી પાસે આવવા દઈશ ?

આંગિક : મારે ક્યાં કાયમ માટે જોઈએ છે ? મારે તો એક વખત જ.

વિશાલ : ને હું એટલી વાર બારીથી દૂર રહું ને એવામાં જ મારો શ્વાસ...ના, હોં. તું યે ખરો છે. હું જલદી મરું એમ તું ઇચ્છે છે.

આંગિક : એવું તે હોય, પણ આ બારી મને જાણે એના તરફ ખેંચે છે. તું નહીં માને પણ મને બારી એટલી બધી ગમે છે ને !

નાનપણમાં જ્યારે રેલવે ટ્રેઈનમાં જવાનું થતું ત્યારે હું મારા પિતા સાથે ઝઘડીને પણ બારી પાસે જ બેસતો. અરે, ભર શિયાળામાં પણ બારી ખુલ્લી રાખીને જ સૂતો હું. રાત્રે મારી માતા કોઈકવાર બારી બંધ કરી ગઈ હોય અને મને બીજે દિવસે ખબર પડે તો હું એની સાથે યે ઝઘડતો. પ્લીઝ, તું મને એક વાર...

વિશાલ : ના, એ મારા ભાગમાં આવી છે. એના પર મારો અધિકાર છે. એ તો હું તને ન જ આપું.

આંગિક : પણ હું ક્યાં હંમેશને માટે...?...હું તો એક જ વાર...

વિશાલ : એક વાર પણ નહીં. નહીં એટલે નહીં વળી. ને હા, જો રાત ઘણી વીતી ગઈ છે. માટે સૂઈ જા.

આંગિક : તું જોજે ને, તું ઘસઘસાટ ઊંઘતો હશે ને ત્યારે તને ખબર સુદ્ધાં ન પડે એમ હું બારી પાસે આવીને બહાર જોઈ લઈશ.

વિશાલ : ખબરદાર જો એમ કરવા પ્રયાસ કર્યો છે તો, મારા જેવો બૂરો કોઈ નથી હોં. તું શા માટે એમ ચાલવાનું જોખમ લેવા માગે છે હેં ?–જો તને મારા સોગંદ છે તું તારી જગા પરથી ઊઠે તો, આ તને કહી દીધું.

આંગિક : સારું ભાઈ, તું કહે એમ, બસ ?

વિશાલ : હા, બસ, એમ જ. ચાલ, હવે સૂઈ જઈએ.

આંગિક : હા, ચાલો સૂઈ જઈએ.

**સ્વપ્નદૃશ્ય :**

(આંગિક પથારીમાંથી ઊભો થાય છે સ્લોમોશનમાં. બહાર જાણે જવા માગતો હોય એમ નીકળે. ર[illegible] પાછળના ભાગમાં [illegible] પર ચઢતો [illegible] ચાલે. સાથે એક મ[illegible] તો નસ[illegible] [illegible] કરવો] છે).

આંગિક : નીલા, જોયું? કેવું સરસ દશ્ય છે આ નહીં. આ મધરાતે ડુંગરાઓની ધાર પરથી ચન્દ્ર કેટલો નજીક લાગે છે નહીં? જાણે કૂદીને અડકી લઈએ. (કૂદે) પકડી લઈએ આપણા આ હાથના ઘેરાવમાં, સમાવી લઈએ આપણી આ છાતીમાં. નીલા, જો અહીંથી પેલાં ખીણનાં વૃક્ષો કેટલાં રમણીય લાગે છે, નહીં? ને પેલું આપણા ઘર પાછળનું પોયણાંભર્યું તળાવ... જાણે રાત્રે સૂઈ રહેલી કોઈ પદ્મિનીના કપાળ પરનું એક પ્રસ્વેદબિન્દુ! વાહ! અદ્ભુત! ભવ્ય! (થોડી વાર પછી) ચાલ, આ છેલ્લી ટૂક પણ ચઢી લઈએ. જો દૂર ક્ષિતિજ પર વાદળો ઘેરાવા માંડયાં છે. ક્યાંક વરસાદ પડશે તો પલળી જઈશું. એ પહેલાં આપણે આ છેલ્લી ટૂક ચઢી લઈએ. (આ દરમ્યાન અચાનક આંગિકનો પગ લપસે અને એક મોટી ચીસ ...આંગિક હવે સ્વપ્નદશ્યમાંથી જાગે. એની ચીસ સાંભળી નર્સ આવી ચઢે)

નર્સ : શું થયું આંગિક તમને?

આંગિક : હં...કંઈ નહીં, કંઈ નહીં.

નર્સ : તમે ચીસ પાડીને?

આંગિક : મેં...હા, એક દુઃસ્વપ્ન જોયું. સારું થયું વિશાલ જાગ્યો નથી.

નર્સ : એ તો ઊંઘે પછી જાગતા જ નથી, દવાનું ઘેન એમને ઘણું રહે છે.

આંગિક : સિસ્ટર, એક ઇચ્છા છે. તમે, પ્લીઝ, મારો ખાટલો આ આ બારી પાસે કરી દોને!

નર્સ : પણ ત્યાં તો વિશાલ...એમને ત્યાં જ રાખવા પડે એમ છે જો એમને ત્યાંથી હટાવીએ તો તો...

આંગિક : પણ તમારે વધારે બારીઓવાળો રૂમ રાખવો જોઈએ ને? આમ કોઈ એકને એનો લાભ મળે એ કેવું? ડોકટરસાહેબને કહી એક બીજી બારી પડાવી દો આ દીવાલમાં...પ્લીઝ!

નાનપણમાં જ્યારે રેલવે ટ્રેઈનમાં જવાનું થતું ત્યારે હું મારા પિતા સાથે ઝઘડીને પણ બારી પાસે જ બેસતો. અરે, ભર શિયાળામાં પણ બારી ખુલ્લી રાખીને જ સૂતો હું. રાત્રે મારી માતા કોઈકવાર બારી બંધ કરી ગઈ હોય અને મને બીજે દિવસે ખબર પડે તો હું એની સાથે યે ઝઘડતો. પ્લીઝ, તું મને એક વાર...

વિશાલ: ના, એ મારા ભાગમાં આવી છે. એના પર મારો અધિકાર છે. એ તો હું તને ન જ આપું.

આંગિક: પણ હું ક્યાં હંમેશને માટે...?...હું તો એક જ વાર...

વિશાલ: એક વાર પણ નહીં. નહીં એટલે નહીં વળી. ને હા, જો રાત ઘણી વીતી ગઈ છે. માટે સૂઈ જા.

આંગિક: તું જોજે ને, તું ઘસઘસાટ ઊંઘતો હશે ને ત્યારે તને ખબર સુદ્ધાં ન પડે એમ હું બારી પાસે આવીને બહાર જોઈ લઈશ.

વિશાલ: ખબરદાર જો એમ કરવા પ્રયાસ કર્યો છે તો, મારા જેવો બૂરો કોઈ નથી હોં. તું શા માટે એમ ચાલવાનું જોખમ લેવા માગે છે હેં?–જો તને મારા સોગંદ છે તું તારી જગા પરથી ઊઠે તો, આ તને કહી દીધું.

આંગિક: સારું ભાઈ, તું કહે એમ, બસ?

વિશાલ: હા, બસ, એમ જ. ચાલ, હવે સૂઈ જઈએ.

આંગિક: હા, ચાલો સૂઈ જઈએ.

**સ્વપ્નદૃશ્ય:**

(આંગિક પથારીમાંથી ઊભો થાય છે સ્લોમોશનમાં. બારીની બહાર જાણે જવા માગતો હોય એમ નીકળે. રંગભૂમિના પાછળના ભાગમાં જાણે એ ટેકરીઓ પર ચઢતો હોય એમ ચાલે. સાથે એક મુગ્ધા–નીલા પણ [અહીં તો નર્સનો ઉપયોગ કરવો] છે).

આંગિક : નીલા, જોયું ? કેવું સરસ દૃશ્ય છે આ નહીં. આ મધરાતે ડુંગરાઓની ધાર પરથી ચન્દ્ર કેટલો નજીક લાગે છે નહીં ? જાણે કૂદીને અડકી લઈએ. (કૂદે) પકડી લઈએ આપણા આ હાથના ઘેરાવમાં, સમાવી લઈએ આપણી આ છાતીમાં. નીલા, જો અહીંથી પેલાં ખીણનાં વૃક્ષો કેટલાં રમણીય લાગે છે, નહીં ? ને પેલું આપણા ઘર પાછળનું પોયણાંભર્યું તળાવ... જાણે રાત્રે સૂઈ રહેલી કોઈ પદ્મિનીના કપાળ પરનું એક પ્રસ્વેદબિન્દુ ! વાહ ! અદ્ભુત ! ભવ્ય ! (થોડી વાર પછી) ચાલ, આ છેલ્લી ટૂક પણ ચઢી લઈએ. જો દૂર ક્ષિતિજ પર વાદળો ઘેરાવા માંડ્યાં છે. ક્યાંક વરસાદ પડશે તો પલળી જઈશું. એ પહેલાં આપણે આ છેલ્લી ટૂક ચઢી લઈએ. (આ દરમ્યાન અચાનક આંગિકનો પગ લપસે અને એક મોટી ચીસ ...આંગિક હવે સ્વપ્નદશ્યમાંથી જાગે. એની ચીસ સાંભળી નર્સ આવી ચઢે)

નર્સ : શું થયું આંગિક તમને ?

આંગિક : હં...કંઈ નહીં, કંઈ નહીં.

નર્સ : તમે ચીસ પાડીને ?

આંગિક : મેં...હા, એક દુઃસ્વપ્ન જોયું. સારું થયું વિશાલ જાગ્યો નથી.

નર્સ : એ તો ઊંઘે પછી જાગતા જ નથી, દવાનું ઘેન એમને ઘણું રહે છે.

આંગિક : સિસ્ટર, એક ઇચ્છા છે. તમે, પ્લીઝ, મારો ખાટલો આ આ બારી પાસે ફરી દોને !

નર્સ : પણ ત્યાં તો વિશાલ...એમને ત્યાં જ રાખવા પડે એમ છે જો એમને ત્યાંથી હટાવીએ તો તો...

આંગિક : પણ તમારે વધારે બારીઓવાળો રૂમ રાખવો જોઈએ ને ? આમ કોઈ એકને એનો લાભ મળે એ કેવું ? ડૉક્ટરસાહેબને કહી એક બીજી બારી પડાવી દો આ દીવાલમાં...પ્લીઝ !

નર્સ : હા, હા, કહીશું ને કરીશું. તમે હવે સૂઈ જાઓ નિરાંતે.

આંગિક : ક્યાંથી સૂએ? તમે બારી તો આપી નથી સૂવા મને... જાણો છો, મારા ઘરમાં તો હું શિયાળામાં પણ ખુલ્લી બારી પાસે ખાટલો રાખીને જ સૂતો...ને...તમે...અહીં...અહીં... તમે...આ...

નર્સ : હવે આ અડધી રાત્રે ઘરને યાદ કરી દુઃખી થવાને બદલે, ભગવાનનું નામ લઈ શાંતિથી સૂઈ જાઓ. ઘેનની ટીકડી આપી દઉં?

આંગિક : ના, ના. એમ જ સૂઈ જ જઈશ.

નર્સ : ને હા, પાછા ઊંઘમાં ને ઊંઘમાં જો વિશાલને વાઈ ઊપડે તો આ બેલ દબાવવાનું ન ભૂલતા હોં...

આંગિક : બેલ? હા...હા! બેલ...

(નર્સ જાય આંગિક બેલ પર હાથ ફેરવ્યા કરે)

દૃશ્ય ચોથું :

(વિશાલને વાઈનું દર્દ ઊપડ્યું છે. એ કણસતો તરફડે છે. આંગિક બેલ પર હાથ દબાવવા જાય છે પણ બારી તરફ નજર નાખી ક્રૂર, ખંધું હસીને બેલથી હાથ દૂર રાખે. વિશાલનો તરફડાટ પહેલાં વધે, આંગિકનું હાસ્ય વિકૃત થતું જાય. ધીમે ધીમે વિશાલની તરફડાટ શમે. એને મૃત્યુ પામેલો જોઈ આંગિક હસે, ખડખડાટ.)

દૃશ્ય પાંચમું :

નર્સ : તે દિવસે બારી પાસે સ્થાન ન મળ્યાનો અફસોસ કરતા હતા ને? લો, હવે આજથી અહીં! (આંગિકને બારી પાસેના ખાટલા પર ગોઠવવામાં આવી રહ્યો છે. ડૉક્ટર અને નર્સ એને બેસાડે છે. એને ગોઠવીને નર્સ એના ટેબલ તરફ જાય છે.)

ડૉક્ટર : થોડી વાર બેસો. પછી બારીની પાસે ઊભા રહી જોજો. નહીં તો પાછા થાકથી ક્યાંક બ્લડપ્રેશર હાર્ટ...

આંગિક : ના, ના, ડૉક્ટર મને જરા જોઈ લેવા દો ને બહાર, પ્લીઝ મને કંઈ નહીં થાય.

(ઊભો થાય, થોડો લડખડે)

ડૉક્ટર : તમે ધ્રૂજો છો આંગિક. હમણાં ઊભા ન થાઓ. પછી જોજો.

આંગિક : પ્લીઝ, ડૉક્ટર, મને થોડીવાર પકડી રાખો પણ મારે જોવું તો છે બારી બહાર. મારી અનંતકાળની ઇચ્છા હતી આ બારીમાંથી જોવાની. પ્લીઝ મને રોકતા નહીં.

(નર્સ-ડૉક્ટર પકડી રાખે)

આંગિક : સિસ્ટર, ડૉક્ટર...આ બારીની બહાર તો બધે આંધી જ ફેલાયેલી દેખાય છે. આમ કેમ?

નર્સ : અહીં તો આવી આંધી વારંવાર ચઢે છે. ધૂળની ડમરીઓ અહીં કલાકો સુધી ઊડ્યા કરે છે.

આંગિક : એ ક્યારે શમશે?

ડૉક્ટર : કેમ, તમારે શું જોવું છે?

આંગિક : આ શમે તો મારે પેલાં કર્ણિકાર, તળાવ અને ટેકરીઓ જોવાં છે.

નર્સ : કર્ણિકાર? તળાવ? ટેકરીઓ?

આંગિક : કેમ આમ પૂછો છો?

નર્સ : અહીં વળી કર્ણિકાર કેવાં ને કેવાં તળાવ–ટેકરીઓ?

આંગિક : એટલે?

નર્સ : અરે અહીં તો છે વિશાળ રણ. અહીં રેતના ઢગલા સિવાય કશું નથી. નાખી નજર પહોંચે ત્યાં સુધી બસ કેવળ રણ રણ ને રણ.

આંગિક : હેં સાચ્ચે જ?

## મગનલાલ / ઇલા નાયક

## અસાધારણ માનવીની સાધારણમાં રૂપાન્તરની મનીપાની કથા

આધુનિક વાર્તાકારોમાં પ્રચલિત આકૃતિના નિર્માણ માટેની ટેકનિકની પ્રયોગખોરી કે એને અંગેનો કેવળ કસબ : આ બેથી અનુઆધુનિક વાર્તાકારોએ મોં ફેરવવા માંડ્યું છે છતાં તેઓ પ્રયોગશીલ તો રહ્યા જ છે, એની પ્રતીતિ રમેશ ર. દવેની 'મગનલાલ' વાર્તા (પરબ–ડિસે. ૧૯૯૦) કરાવે છે. આ વાર્તા સ્થિતિગ્રસ્ત આધુનિક માનવીની વાત કહે છે ત્યારે વસ્તુ પરત્વે આધુનિકતાનો સંસ્પર્શ તો અનુભવાય જ છે, એ સાથે સમાંતરતાથી બે સ્તરે ચાલતી વાર્તામાં ટેકનિકની પ્રયોગશીલતાનો પરિચય પણ થાય છે. માત્ર અભિધાસ્તરે જોઈએ તો પણ વાર્તા સુરેખ ઊતરી છે. અહીં આધુનિકતાનો શોરબકોર નથી કે હેતુપૂર્વકની ક્લિષ્ટતા નથી, પણ દેખાતી સાદગી નીચે કલાત્મક સંકુલતા જોવાય છે.

નર્સ : હા, હા, સાચ્ચે જ.

આંગિક : તો પછી...તો પછી વિશાલ જે કહેતો હતો...નહીં, નહીં...નહી...

(એક દર્દનાક ચીસ અને હૃદયરોગનો હુમલો. ડૉક્ટર–નર્સના પ્રયાસો નિષ્ફળ. ડૉક્ટર એના પર અંતિમ ચાદર ઓઢાડે.) *

---

* (સેમ્યુઅલ બેકેટના 'ધ એન્ડ ગેઇમ'ના વિચારને આધારે)

રજૂઆતની સંમતિ લેવાનું સ્થળ :
૧૧, રવિકિરણ સોસાયટી, જીવરાજ પાર્ક,
અમદાવાદ–૩૮૦ ૦૫૧

---

## 'કંકાવટી' માસિક માટે નિયમ (ફોર્મ જ મુજબ)

૧ પ્રકાશનસ્થાન : ૩, આનંદનગર સોસાયટી, સગરામપરા, આનંદનગર, સૂરત–૩૯૫ ૦૦૨.

૨ મુદ્રકનું નામ : રતિલાલ મૂ. 'અનિલ'
નાગરિકત્વ : ભારતીય.

૩ પ્રકાશકનું નામ : નાગરિકતા : સરનામું : નં. ૨ મુજબ

૪ સંપાદકનું નામ : રતિલાલ 'અનિલ'.
નાગરિકતા : ભારતીય
સરનામું : ૩, આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨.

૫ માલિકનું નામ : રજનીકાન્ત રતિલાલ રૂપાવાલા.
૩, આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨.

હું, રતિલાલ મૂ. 'અનિલ' જાહેર કરું છું કે ઉપરની વિગત મારી જાણ અને સમજ મુજબ સાચી છે.

સહી : **રતિલાલ મૂ. 'અનિલ' પ્રકાશક**

## મગનલાલ / ઈલા નાયક

## અસાધારણ માનવીની સાધારણમાં રૂપાન્તરની મનીષાની કથા

આધુનિક વાર્તાકારોમાં પ્રચલિત આકૃતિના નિર્માણ માટેની ટેકનિકની પ્રયોગખોરી કે એને અંગેનો કેવળ કસબ: આ બેથી અનુઆધુનિક વાર્તાકારોએ મોં ફેરવવા માંડ્યું છે છતાં તેઓ પ્રયોગ-શીલ તો રહ્યા જ છે, એની પ્રતીતિ રમેશ ર. દવેની 'મગનલાલ' વાર્તા (પરબ–ડિસે. ૧૯૯૦) કરાવે છે. આ વાર્તા સ્થિતિગ્રસ્ત આધુનિક માનવીની વાત કહે છે ત્યારે વસ્તુ પરત્વે આધુનિકતાનો સંસ્પર્શ તો અનુભવાય જ છે, એ સાથે સમાંતરતાથી બે સ્તરે ચાલતી વાર્તામાં ટેકનિકની પ્રયોગશીલતાનો પરિચય પણ થાય છે. માત્ર અભિધાસ્તરે જોઈએ તો પણ વાર્તા સુરેખ ઊતરી છે. અહીં આધુનિકતાનો શોરબકોર નથી કે હેતુપૂર્વકની ક્લિષ્ટતા નથી, પણ દેખાતી સાદગી નીચે કલાત્મક સંકુલતા જોવાય છે.

ઉપલા સ્તરે વાર્તા મુખ્યપ્રધાન અને મગનલાલની મુલાકાતની જ કથા છે. મુખ્યમંત્રી અને એક અદના માનવી મગનલાલની મુલાકાતની લાક્ષણિક ક્ષણો અહીં અનાયાસ સજીવ બની છે. અનેક પ્રકારની મહત્ત્વપૂર્ણ પ્રવૃત્તિથી વીંટળાયેલા મુખ્યમંત્રીને કોઈ પણ રેફરન્સ વિના, જેની આગળપાછળ કંઈ જ નથી એવા મગનલાલ માત્ર મગનલાલ, કોઈ પણ કામ વિના, લહેરથી વાતો કરવા માટે જ મળવા આવે છે અને તેમની સાથે ઇધરઉધરની વાતો સહજ રીતે અને રસપૂર્વક કરે છે પછી ચાલ્યા જાય છે. આ અકલ્પ્ય ઘટનાથી મુખ્યમંત્રીને થાય છે; "દુનિયા, શું હજુ આવી ભલી–ભોળી રહી છે?" મગનલાલની સર્વિસ–ટી અંગેની, સચીન તેંડુલકરના છક્કાની, ટી.વી. સીરિયલમાં આવતી ગિનેસ રેકોર્ડની, એક

જ પ્લાન્ટ ઉપર થતાં વિવિધરંગી ગુલાબોની, લીલીછમ સુંવાળી લોનની, એવી સીધીસાદી વાતો સાંભળીને મુખ્યમંત્રી પણ તેમના અતીતના દિવસોના નિર્દોષ આનંદમાં ડૂબે છે. મગનલાલની આ મુલાકાતે તેમને તળે-ઉપર કરી નાંખ્યા છે. અનેક કામો વચ્ચે પણ તેમની સમક્ષ મગનલાલનો ભલોભોળો ચહેરો તરવરી રહે છે. કપાળે કામ લખીને આવતા અનેક ચહેરાઓ વચ્ચે મગનલાલનો કામ વગરનો હળવોફૂલ ચહેરો તેમના મનમાં કોતરાઈ ગયો છે. આ ઘટના તેમના માટે ઉત્તેજનાભરી બની જાય છે. તેમના વર્તમાન જીવનની વ્યસ્તતા અને જટિલતાને લીધે જીવનના સહજ અને નિકટ અનુભવથી તેઓ દૂર ચાલ્યા ગયા છે એવા સમયે તેમને આવી સહજક્ષણો મળે છે તેથી તેઓ આશ્ચર્યમુગ્ધ બને છે. પણ પોતે મગનલાલનું પૂરું નામઠામ પૂછવાનું પણ ભૂલી ગયા તેનો અફસોસ અનુભવે છે. અને કહ્યા વિના જ આવ્યા હતા તેમ ફરી ક્યારેક આવી ચડશે એવી તેમની આશા સાથે વાર્તા દેખીતી રીતે પૂરી થાય છે, પણ વાસ્તવમાં વાર્તા અહીંથી આગળ ચાલે છે અને ભાવકનો વાચ્યપ્રદેશમાંથી અન્ય પ્રદેશમાં પ્રવેશ થાય છે. 'એમ જ ફરી નહીં આવી ચડે કોઈ વાર?' વાર્તાના આ અંતિમ વાક્યમાં મુખ્યમંત્રીની ઝંખનાનું ઇંગિત પડેલું જોઈ શકાય છે. આ આધારતંતુએ વાર્તાના અંદરના સ્તરે પહોંચી શકાય એમ છે. અને એ રીતે વાર્તાને ફરીથી આરંભથી જોવામાં આવે તો એમાંથી આંતરવાર્તા ઊપસે છે.

મુખ્યમંત્રીના સ્મરણકથનરૂપે પ્રગટેલી આ વાર્તાની આવી નિરૂપણરીતિમાં 'વાર્તામાં મુખ્યમંત્રી જ માત્ર સંડોવાયેલા છે, અન્ય કોઈ નહીં'નો સૂક્ષ્મ તંતુ જોઈ શકાય છે. મગનલાલની ક્રિકેટની વાતો સાંભળીને મુખ્યમંત્રીને આટલાં વર્ષ પછી પોતે સેવાદળમાં હતા ત્યારે ક્રિકેટકોમેન્ટરી સાંભળ્યા કરતા એ દિવસો યાદ આવે છે, ત્યાં મગનલાલ એ મુખ્યમંત્રીની કિશોરાવસ્થાનું જ વિકસિત રૂપ છે એનો અણસાર મળે છે. એક જ પાત્ર અહીં ત્રણ

સ્તરે ત્રણ સ્વરૂપે જોવાય છે. એક મુખ્યમંત્રી, બીજું એમનું કિશોર-રૂપ અને ત્રીજું એનું વિકસિત રૂપ મગનલાલ. મગનલાલ દ્વારા તેઓ પાછે પગે કિશોરાવસ્થામાં જાય છે. આમ અહીં મુખ્યમંત્રીની મગનલાલ સાથેની મુલાકાતને વાર્તાકારે સ્પ્રિંગબોર્ડ–સામગ્રી તરીકે પ્રયોજીને વાર્તા નિપજાવી છે. મગનલાલ મુખ્યમંત્રીના ઇપ્સિતનું જ પ્રતીક છે. આ દૃષ્ટિએ મગનલાલ શીર્ષક પણ સૂચક બને છે.

વાર્તાકારના અભિપ્રેતને વ્યક્ત કરવા માટે ભાષા પણ નોંધપાત્ર છે. મુખ્યમંત્રી અદીઠ ભાવક સમક્ષ માંડીને વાત કહે છે તે ભાષા, અને કથાંતર્ગત મુખ્યમંત્રી અને મગનલાલના સંવાદની ભાષા. આમ ત્રિવિધ પરિમાણે ભાષાવિનિયોગ છે. મુખ્યમંત્રી અને મગનલાલની ભાષા વચ્ચે નજરે તરી આવે એવો તફાવત નથી. બન્નેની ભાષામાં અંગ્રેજી શબ્દોયુક્ત આધુનિક બોલચાલની લઢણ જોવા મળે છે. મુખ્યમંત્રીનાં વાક્યો જુઓ : 'બાકી કંઈ જબરી ઓરેટરી તો ન જ કહેવાય.' 'કોણ એટલે આઈ મીન મગનલાલ શાહ, પટેલ, ઠાકોર કે દેસાઈ?' 'સચીન વિશે વાત કરતાં એના મોઢા પર કંઈ એક્સાઈટ-મેન્ટ હતું.' આ સાથે મગનલાલનાં વિધાનો જુઓ : 'વન ટાઈપ ઑફ સર્જરી જ ને?' 'પેલા ખૂણામાં એક ગુલાબનો છોડ જોયો, બાકી વન્ડરફુલ.' બન્નેની ભાષામાં બીજું પણ સામ્ય છે. મુખ્યમંત્રી મગનલાલ સાથેની મુલાકાતની વાત કહે છે તે વાક્યો અને મગન-લાલ સચીન તેંડુલકરના છક્કાની કે લાકડું ખાતા માણસની વાત કહે છે એ વાક્યોની તરેહ એકસરખી છે. આ ભાષાસામ્ય બન્નેની એકરૂપતા સૂચિત કરે છે. આમ છતાં કેટલોક સૂક્ષ્મ તફાવત પણ ધ્યાનપાત્ર છે. મગનલાલની ભાષા એક કિશોરના સંવિદ્‌ની ઉત્તેજનાને સૂચિત કરે છે. જ્યારે મુખ્યપ્રધાનની ભાષાઉત્તેજનામાં એક પ્રૌઢની સ્વસ્થતાની છાંટ વર્તાય છે. સચીન તેંડુલકરના છક્કા વિશે મગન-લાલ વાત કરે છે કે, 'અરે વાત ન પૂછો, સાહેબ! સચીન તેંડુલકર-વાળો લેખ તો અફલાતૂન છે. બેટમજી છે તો આવડો અમથો

'આપણી પાસે તો ફળ આવી ચૂક્યું છે.' એણે કહ્યું હતું.

'આવી ચૂક્યું ?'

'હંઅ...'

એને એનો અર્થ સમજાયો ત્યારે એના પર પાણીની બોછાર વરસાવી હતી.

પરંતુ, આ ત્રણ વર્ષ પહેલાંની વાત છે. એ નોકરી માટે ગામથી ઊપડયો એ સવાર યાદ આવી. ગામલોકોએ કહ્યું હતું. 'હવે કસબાની નોકરીમાં માળો બનાવવા જાય છે. પણ અહીં પાછા ફરવાનું ભૂલતો નહીં. સમય મળતાં વહુને મળવા આવતો રહેજે.' ગામના લોકો મોંફટ હોય છે. પણ એ એવો નહોતો, એને ગામ પ્રત્યે સાચે જ પ્રેમ હતો પત્રમાં એની એ ખૂબી તરી આવતી હતી અને ભીંત પરની છબીમાં એ જોડા પહેરતો દેખાતો હતો.

સૂર્ય હજી આથમ્યો નહોતો, પણ બીજનો ચન્દ્ર એના સ્મિત પર ફિદા હતો. એણે ચિંગચિંગને હલબલાવ્યો, 'તું કોને વધારે ચાહે છે. પપ્પાને કે મમ્મીને ?'

'મમ્મીને !' પોતાની મોટી, પારદર્શી આંખો પલકારતા એ બોલ્યો.

'મતલબ કે પપ્પા !' એ બોલી અને સફરજન જેવા એના ગાલે એણે ચુંબન ચોઢ્યું. □

---



With Best Compliments From

# Hiralal Manchharam & Sons Ltd

Hiralal Colony.
A. K. Road,
SURAT-395 006
Tele. No. : 24935/36/37/

# સંસ્કૃતિ

એપ્રિલ : ૧૯૯૧

રાધેશ્યામ શર્મા

બાહુભાઈ પટેલ

આહમદ મકરાણી

જયન્ત પાઠક

રતિલાલ 'અનિલ'

શિરીષ પંચાલ

રતિલાલ 'અનિલ'

લુઈજી પિરાંદેલો

અઝીઝ ઉલ્-અઝરી

કલ્કી

જયન્ત પાઠક

કેદારનાથસિંહ

# કંકાવટી

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

એપ્રિલ ૧૯૯૧

વર્ષ ૪૦ : અંક ૩૦૭ : મૂલ્ય : [illegible] રૂપિયા

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.


## વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૩૦, બે વર્ષના રૂા. ૫૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા સુરત—૩૯૫૦૦૨ સરનામે જ કરવો.

*


તંત્રી—મુદ્રક—પ્રકાશક

**રતિલાલ મૂ. 'અનિલ'**

માલિક : આર. આર. રૂપાવાળા

ફોન : ૪૫૦૨૮

*

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત—૩૯૫૦૦૨

મુદ્રણસ્થાન : ૧૯, ભગવતી મુદ્રણાલય, દૂધેશ્વર રોડ, અમદાવાદ—૪



શરીફ઼બાણાને—

કવિ : ડો. એન. એસ. લક્ષ્મીનારાયણ ભટ્ટ

(૧)

ભલે એક ધર્મમાં અંકુરિત અન્ય ધર્મે થાય ફળીભૂત
આપે ઘોષણા કરી કે સર્વનો સાર માત્ર એક છે;

જેમ બિન્દુ થઈ એકત્ર ગતિ કરે સિન્ધુમાં
ગગને પહોંચવાને આપ બન્યા વાદળ

ઉદ્યાનમાં આ વિહરતાં અને વિપુલ પુષ્પો પર
ભ્રમણ કરી આપે રચી દીધો એક મધપૂડો.

અહો શરીફ઼! કહો મને, કયો ભમતો ધરમનો
દેવીપુત્ર ગાયક છે આપ સમાન
જે રહસ્યોને કવિતામાં સાકાર કરે?

સર્જન દ્વારા પ્રચ્છન્ન જે માર્મિક રહસ્યો
સાત સૂરોની પાર રહેલી એ તરજો
આપે બોલાતા શબ્દને, વાણીને અર્થથી મઢી
ગાયાં આપે જ્યારે વ્યથાગીતો

અહો શરીફ! કહો મને, આપ સરીખો
કોઈ મઝહબી ખલીફા છે જે સુવર્ણ મેરુ પર
પહોંચી શબ્દોની ટેકરીને ઝૂડી આપે?

શો હોઈ શકે જીવનસિદ્ધાન્ત, શું હોય સૃષ્ટિનું રહસ્ય
શું-ક્યાં-કેમને પહોંચવા આવ!

આપે ટેકરીઓને હલબલાવી સાગરોને મથી મેલ્યા
અને જીવનના પ્રત્યેક સ્રોતમાંથી હીંચ લીધા

અહો શરીફ! કહો મને કયો પુરાકાલીન યોદ્ધો
છે આપ સમો જે કથનીકરણીમાં પાકો હોય
અને કિનારાની પારના તારા સાથે હોય પ્રતિબદ્ધ?

રોટી, ધરતી, બોલી અને મતપંથ અથવા
જે કાંઈ હતું એને પ્રેમમાં ભેળવી દીધું આપે

ઇન્દ્રધનુષ્યી ઉલ્લાસમાં, સાતે રંગોને
ભેળવી, આપે જિન્દગી જોગવી

નિર્બન્ધ, શિષ્ટાચરણોથી મુક્ત આપે ભરી છલાંગ
અને આકાશ-ઊંચેરા પવનોમાં ચગાવ્યો જીવન-પતંગ

અહો શરીફ! કહો મને, કયા સિદ્ધાન્ત-સૂત્રથી
મુક્તિને આપે કરી સાકાર અને અમથા
જળબુંદને તીર્થસલિલમાં પલટી દીધું?

અનુ૦ રાધેશ્યામ શર્મા

## ગઝલ / બાલુભાઈ પટેલ

ચાળખાના સોરડા ટૂંકા પડ્યા,
સૌને લાગ્યું કોરડા ટૂંકા પડ્યા.

કરવાં'તાં પાથરણાં આખા ગામનાં,
ઘરવચાળે ઓરડા ટૂંકા પડ્યા.

પ્રશ્ન, કૂવાના નથી ઊંડાણનો,
વાત એ છે, દોરડાં ટૂંકાં પડ્યાં.

આંગણું સાજનતણું આંખે ચડ્યું,
માવતરનાં ખોરડાં ટૂંકા પડ્યાં.

મન અચાનક ઠેકીને ચાલ્યું ગયું,
'બાલુ', વાડે થોરડા, ટૂંકાં પડ્યા.

## હશે / આહમદ મકરાણી

હોઠ પર 'હેલો' હશે,
પગ તળે રેલો હશે.

આવડે ના કોઈને,
દાખલો સ્હેલો હશે.

આ સંબંધો એટલે–
વાડનો વેલો હશે.

હું પચાવું ઝેરને,
ઘૂંટડો છેલ્લો હશે.

પત્ર જેવી વેદના,
વ્હેંચવા થેલો હશે.

## સ્મૃતિને અજવાળે / જયન્ત પાઠક

**સ્મૃતિ એ જ તો જીવન છે.** (ઉમાશંકર)

અંગ્રેજી બીજી–ત્રીજીમાં ભણતો હતો ત્યારે 'ન્યૂ મેથડ રીડર'ના અમારા પાઠ્યપુસ્તકમાં એક કવિતા વાંચેલી, મોંઢે કરેલી. એનું શીર્ષક હતું : 'The Miller of The Lee.' કવિનું નામ યાદ નથી. અમારા સરે (શિક્ષકે) કહેલું કે 'ડી' નામની નદી; એને કાંઠે એક મિલ છે. આ મિલ શેની હશે તે તો કોણ જાણે પણ એક ગોળ ચીમની જેવા આકારનું બાંધકામ ને પંખાવાળી ચકરડી દેખાય છે. કદાચ પવનચક્કી હશે, કે પછી જળચક્કી હશે.

જે હોય તે; વાત તો કવિતાની કરવાની છે. એ કૃતિ ત્યારે તો મોંઢે, પણ આજે લગભગ સાઠ વર્ષ પછી તો એની, ઘણું કરીને અંતની, બે પંક્તિઓ જ સ્મૃતિમાં બચી છે. મિલર, કાવ્યનો નાયક કહે છે :

I envy nobody, no, not I
And nobody envies me.

પેલો નાનકડી 'ડી' નદીને કાંઠે નાનકડી ચક્કીનો માલિક નાનકડો ધંધો કરતો હશે, ખાવાપીવા પૂરતું રળતો હશે ને સંતોષથી રહેતો હશે. નથી તો એને ધનવાન થવાની ઇચ્છા કે નથી તો એનામાં ધનવાનો ભણી ઈર્ષ્યા. એને તો વળી એવી ય ખાતરી છે કે એની પણ કોઈ ઈર્ષ્યા કરતું નથી. પોતે હરીફાઈ કે અદેખાઈ કરતો નથી એટલે બીજા પણ એને વિશે એવું ન કરે એવો એનો ખ્યાલ છે.

કાવ્ય શીખવે એટલે એમાંથી મધ્યવર્તી વિચાર તો કાઢવો ને કહેવો જ પડે ને! સાહેબે કહેલું કે Contentment is the best happiness (સંતોષી નર સદા સુખી.)

વારુ; આ તો થઈ મધ્યવર્તી વિચારની વાત. પણ એનાથી તો કેટલીક આકર્ષક ને આહ્લાદક વાત મારે માટે તો બીજી જ હતી. સાહેબે વિલાયતમાં 'ડી' નામની નાનકડી નદી છે એમ કહ્યું એટલે મારી આંખ આગળ એક નદી વહેવા લાગી—આપણે હાલ તો કાવ્ય વાંચતા જઈએ ને નદીને કાંઠે ટહેલતા રહીએ! મિલ તો ત્યારે જોયેલી જ નહીં. એટલે સ્મૃતિચિત્રમાંથી એની તો બાદબાકી જ થઈ ગઈ. રહી ગઈ તે માત્ર નદી. પેલી ડી નદીમાં ધોળીફૂલ રેતી છે; વચ્ચેથી શ્વેત-ભૂરાં પાણીની સેર વહે છે; નદીના પુલિન-પ્રાન્તે નાનકડા બેટ ઉપર દરુંગડાના છોડ ઊગ્યા છે; એક છોકરો એવો છોડ ઉખાડીને એનાં મૂળમાંથી સ્ફુરતી પ્રસન્નકર મંદ સુગંધને માણી રહ્યો છે! નદીને આરા છે—ગંગાજી આરો, સામેનો આરો, ખળખળિયો આરો, હાથિયો ધરો, ભાંણી ધરો, બે કાંઠે કણઝીનાં ઝાડ છે. ઝાડને ઘેરાં લીલાં પાન છે; શ્વેત, જાંબલી રંગની છાંટ-વાળાં તિક્ત વાસવાળાં ફૂલ છે; પાપડી જેવાં ફળ છે; ચપટાં ગોળ બી છે. કિશોર-કિશોરીઓ નદીના ધરામાં ઘુબાકા મારે છે. ગોવા-ળિયા બપોરે પાસેના જંગલમાંથી ઢોરને પાણી પાવા લઈ આવે છે, પાણી પીને ઢોર કાંઠાનાં ઝાડ હેઠે અધનિંદરમાં ઢળ્યાં છે. કોઈ ઘોડો પાવા આવનારો સિસોટીઓ વગાડીને ઘોડાને પાણી પીવા પ્રેરે છે. તો કોઈ વળી ઢોરને 'પોહે પોહે' કહીને. લો, આ તો ડી નદીને બદલે મારા ગામની કરડ નદીનું વર્ણન થઈ ગયું! કરડ ને ડી વચ્ચે તો હજારો માઈલનું અંતર! પણ હવે તો, કરડ, એટલે ડી ને ડી એટલે કરડ.

પહાડોમાં વરસાદ પડ્યો છે; નદી બે-કાંઠે જાય છે, ને...લો, આ ઋષિ વિશ્વમિત્ર પધાર્યા! બે હાથ જોડી તેઓ નદીમાતાને

પ્રાર્થના કરે છે: "કૃપા કરી, માતા બાળકને ધવરાવતાં નીચી નમે તેમ તમે જરા નીચાં નમો, તમારું પૂર હળવું કરો, તો હું આ કવિ, વિશ્વામિત્ર મારા સાથીઓ ને સામાન લઈ પેલે કાંઠે જઈ શકું." ×

વિશ્વામિત્ર ને એમનો રસાલો સામે કાંઠે ભલે પહોંચે; એમને તો આગળ જવું છે, દૂર જવું છે. મારે તો બાની ઊંચીનીચી થતી છાતીને વળગી રહેવું છે; પાણીનું બેડું માથે લઈને નદીનું ધડકું ચઢતી બાની કેડે ચઢીને ઘેર પહોંચવું છે. આવજો મિલરભાઈ! આવજો મારા પૂર્વજ ઋષિ વિશ્વામિત્ર, તમારો ગોત્રી તો આ ચાલ્યો ઘેર;—મેં તો મેરે જાતે, ચલો કોઈ આતે...

શાળાનો ઘંટ વાગે છે; અંગ્રેજીનો પીરિયડ—કવિતાનો સમય પૂરો થાય છે. નદીમાં રખડતું મન પાછું પાટલી ઉપર આવીને બેસી જાય છે; ગણિતની ગૂંચવણમાં પડી જાય છે. □

૧૩–૩–૧૯૯૧

× અવતરણચિહ્નમાંનું વાક્ય શ્રી વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીનું છે.

## જિંદગી

આપણું છે આ જગતમાં એ જ મૂલ,
શબ્દના પ્રત્યય વિના સઘળું જ ડૂલ!
બારણાની બહાર એ બેસી રહી,
જિંદગી છે જાણે ચપરાશીનું સ્ટૂલ!

—રતિલાલ 'અનિલ'

## કવિ સુન્દરમ્ / રતિલાલ 'અનિલ'

ના, આ સૂર્યને આકાશમાંથી ઉપાડી કોઈ ભવ્ય સોનેરી મંદિરમાં લઈ જઈને સ્થાપો તો એ મને નહીં ગમે. આપણે દર-રોજ સૂર્યના સંપર્કમાં રહીએ એ માટે એ આકાશમાં જ હોવો જોઈએ. આપણે તો એની સામે આંખ માંડી શકીએ નહીં, પણ એ પોતે તો પોતાના પ્રકાશમાં આપણને જોતો રહે, અને આપણે એની સામે આંખ માંડવાની યે શી જરૂર? એના પ્રકાશ દ્વારા આપણે એને સતત અનુભવીએ એ જ સૂર્યનો સાક્ષાત્કાર છે. એનો તાપ કોઈ વાર અકળાવે, સતત અકળાવે એ પણ સાક્ષાત્કાર છે અને કોઈ વાર એનો પ્રકાશ, તડકો હૂંફ આપે એય સાક્ષાત્કાર જ છે. એના સાક્ષાત્કારમાં કેટલું બધું વૈવિધ્ય છે! શિયાળે માત્ર એને મોઢું જ બતાવીએ, બાકી આખા અંગને જાડામસ કપડાથી ઢાંકી દીધું હોય! છતાં શિયાળે તડકે બેસવું જ ગમે! આપણને સૂર્ય વિના ન ચાલે, એ આપણને પક્વ બનાવે છે.

**કવિશ્રી સુંદરમ્‌નો વિચાર આવે છે અને મને પેલો સૂર્ય જ સાંભરે છે!**

આમ તો એમની નિકટ આવવાનો નહીં પણ સ્થૂળ રીતે પણ નિકટ રહેવાનો પ્રસંગ જીવનમાં એક જ વાર આવ્યો! હું ગિરનારમાં હતો. એક સુખી સ્થિતિના શ્રી અરવિંદભક્ત, જૂનાગઢમાં એમને ત્યાં એ આવેલા, મહેમાન થયેલા. વકીલ યજમાન એમને લઈને રૂપાયતન, ગિરીતળેટીમાં આવ્યા. ત્યાં હું બેઠેલો, પરિચય થયો.

કવિ છું એવું જાણ્યું અને એમણે સ્થિર નજરે જોયું. કેટલીક વાત કરવાનો પ્રયત્ન કર્યો તો કહ્યું કે, 'જૂનાગઢ ચાલો, પછી આવતા રહેજો.' એક પ્રશ્ન એમણે પૂછેલો : 'અહીં બેઠા તો છો, કંઈ પુરસ્કાર મળે છે?' મેં કહ્યું : 'સો રૂપિયા મહિને.' એ કંઈ બોલ્યા નહીં. ગાંધીજી અમદાવાદ કોચરબ આશ્રમમાં રહેલા. રામનારાયણ પાઠક તો વિદ્યાપીઠમાંયે હતા. એમણે 'ધમ્મપદ'નો કરેલો અનુવાદ હમણાં બીજી વાર અનાયાસ જોવા મળ્યો અને એ રસિક પંડિત વિશે વિચારે ચઢ્યો ત્યારે મને સુન્દરમ્ અનાયાસ યાદ આવેલા! કારણ, નવલકથાને બાદ કરતાં એ બંનેએ ખાસ કરીને કવિતા, વિવેચન અને નવલિકા – ત્રણમાં એકસરખું સામર્થ્ય પુરવાર કરેલું, સુન્દરમે મર્માળી નિબંધિકા ન લખી, પણ લખી શક્યા હોત. ગાંધીયુગમાં ધૂમકેતુની વાર્તાનો દોર ચાલતો હતો. મારી વય તો વિદ્યાર્થીની યે નહીં, તે છતાં એ અવસ્થાએ મને નવલિકાકાર તરીકે પાઠક સાહેબ અને સુન્દરમ્ વધારે સમર્થ, યાદ રહી જાય એવા લાગેલા નહીં, 'અનુભવેલા!' આજે પણ નવલિકાકાર રૂપે એમના સમયના એ શ્રેષ્ઠ નવલિકાકાર. તે સાથે 'અર્વાચીન કવિતા' વિવેચન વાંચતાં એ સમયના વિવેચકો અને વિવેચનો કરતાં સાવ જુદા, પોતીકા સામર્થ્યથી નિર્ભિક ચોકસાઈ અને સ્પષ્ટતાથી સાવ જુદા પડે છે. સુન્દરમ્‌ના વ્યક્તિત્વનું એક તરી આવતું પાસું એ કે એ જેને સ્પર્શ્યા તેને ઊંડી સહજતાથી લાગ્યું તે, સ્વીકાર્યું તે, પોતાની મુદ્રાથી અંકિત કર્યું, યાદ રહી જાય એ રીતે! જેમાં પોતાની મુદ્રા પાડી એ સાહિત્ય-પ્રકારનું દોહન એમણે ન કર્યું. કોઈ લાઈન, કોઈ કારકિર્દીના લોભે એમણે જેમાં નામ કાઢ્યું એ સાહિત્યપ્રકારને પોતાને માટે લંબાવ્યો નહીં! એ અલગારી વ્યક્તિત્વ એમનું બહુ આકર્ષક પાસું મારી નજરે તો છે. 'અર્વાચીન કવિતા'ના વિવેચને આપેલી કીર્તિ એમણે સતત વિવેચન કરતાં રાખે એવી, તે છતાં છોડ્યું! નવલિકાકાર તરીકેની એમની ઊંચી મુદ્રા એમને છેવટ સુધી નવલિકાકાર રાખે

એવી, છતાં તેનું ય વળગણ નહીં! એમણે કશાનું દોહન ન કર્યું! ગદ્યકાર રૂપે પણ સુન્દરમ્‌નો અભ્યાસ કરવા જેવો છે. એમણે ક્યાંય એક અરવિંદભક્ત સિવાય અડ્ડો દ્વારિકા કહીને બેસવાનું રાખ્યું નહીં! બસ, બધું એક વારની પુરવાર થયેલી પ્રાપ્તિને ત્યાં જ છોડી અલગારીપણે આગળ વધી ગયા! આવા સાહિત્યકારો ગુજરાતમાં તો વિરલ જ! મારો વિષાદ એટલો જ કે આકાશનો સૂર્ય મંદિરમાં જઈને બેઠો. એમાં એમને તો આંતરિક એવું બહુ મળ્યું હશે, પણ એમના દ્વારા આપણને, સમાજને, સાહિત્યને જે મળવાનું હતું તે ન મળ્યું. કેટલાયે અધ્યાત્મ પુરુષો આત્માના કલ્યાણના માર્ગે હતા જ પણ એમણે સમાજના હિતમાં, સમાજની ઉન્નતિ અને વિકાસ માટે લોકો વચ્ચે જ રહેવાનું રાખ્યું. એમ કહો કે એમણે સમાજના માણસોને પોતાનો પ્રકાશ આપતા રહીને એ રીતે ઈશ્વરનો પરમ પ્રકાશ વધારે ને વધારે મેળવી છેવટે પોતે આકાશમાં ભળી ગયા! સુન્દરમ્ આપણા માણસ હતા ત્યારે યે ઈશ્વરના માણસ હતા જ, પણ એમણે તો છેવટે મંદિરે બેસી જવાનું કર્યું! સાહિત્યિક કારકિર્દીનો લોભ નહીં, એ ઊજળું પાસું. પણ એમાંથી પ્રગટ થાય છે એ જુદી વાત, એમણે કારકિર્દીનું દોહન ન કર્યું એ પણ સ્મરણમાં રહી જાય એવો એમના જીવનનો વિશેષ. નહિતર શ્રી ઉમાશંકર કરતાં એમનું સાહિત્યિક પ્રદાન વિપુલતાની દૃષ્ટિએ ઓછું ન હોત! ઉમાશંકરભાઈ સમગ્ર પ્રદાને સાહિત્યમાં વધારે માર્ક લઈ જાય છે, પરંતુ જેટલું ય સુન્દરમે કવિતા, વાર્તા, વિવેચનમાં કર્યું છે તે ઉમાશંકરભાઈ કરતાં વધારે ઊંચા મૂલ્યનું છે. ગુજરાતમાં રહ્યા ત્યાં સુધી ઉમાશંકર—સુન્દરમ્ સાથે સાથે હોવા છતાં મૂઠી ઊંચેરા સાહિત્યકાર હતા. મારો વિષાદ એટલે જ છે: આપણને પ્રકાશ આપતો તેજપુંજ મંદિરનો દીવો થઈ ગયો! એમાં એમની ધન્યતા હશે, પણ આપણાથી એ છેટે થઈ ગયા એ વિષાદ મને એમના વિશે સતત રહ્યો છે.

એમ તો અંગ્રેજી કવિતા વિશે શ્રી અરવિંદે સમર્થ વિવેચન આપ્યું છે અંગ્રેજીમાં, તેના ગુજરાતી અનુવાદનો ગ્રન્થ પણ વાંચ્યો છે પણ એ જાણે એક જુદી કક્ષાની માગણી કરે છે. શ્રી અરવિંદ કવિ યે ખરા એટલે યે કવિ સુન્દરમ્ પોંડિચેરી જઈ બેઠા. આકર્ષણનું એ એક તત્ત્વ પણ હશે જ! પણ કહેવું જોઈએ કે અરવિંદ સૂર્ય ખરા, પણ તે બીજા લોકના, અલબત્ત, એમની પ્રકાશઆભા આપણા લોક સુધી પહોંચે છે ખરી, પણ પૂર્ણ પ્રકાશ કદાચ નહીં. તેઓ આપણા સુધી આવે તે નહીં, આપણે એમની પાસે જઈએ એ અપેક્ષિત હતું.

સુન્દરમને જ્યારે જે યોગ્ય લાગ્યું તે કર્યું—એમના વ્યક્તિત્વના એ પાસાની નોંધ લેવી જ રહી. એમણે કારકિર્દીનો ચતુરાઈભર્યો દીર્ઘ વિચાર કરી જેમ કશાનું દોહન નથી કર્યું, તેમ વિકાસની યાત્રામાં વચ્ચે આવ્યું તેની ઉપેક્ષા યે નથી કરી। 'તને મેં ઝંખી છે, યુગોથી ધીખેલા પ્રખર સહરાની તરસથી' એમ એ કહે છે તેની પ્રતીતિ એમના જીવનમાં મળે છે.

આપણા સાહિત્યપુરુષો ચતુર અને કેટલેક અંશે કારકિર્દીની બાબતમાં ચાલાક પણ છે. સુન્દરમ્‌માં એનો અભાવ છે!

જયન્તી દલાલ 'રેખા' માસિક પ્રગટ કરે છે. એ ગાળામાં સુન્દરમ્ અને ઉમાશંકર જે ચીલાબહારની વાર્તા, કવિતા લખે છે, ખાસ તો સુન્દરમ્ , તેની સાથે જયન્તી દલાલ અને 'રેખા'નો સંદર્ભ અવશ્ય જોડાયેલો છે. સુન્દરમ્‌ની ઉત્તમ વાર્તા 'રેખા'માં આવે છે. 'કોયા ભગતની વાણી' કે 'ખોલકી ને નાગરિકા' વાર્તાસંગ્રહ એમાં પ્રાકટતરી રીતે કે મિત્રરૂપે 'રેખા' અને જયન્તી દલાલ સંકળાયેલા . વિદ્રોહનો એ સ્વર ઊંચે ઊઠે છે, એક પ્રભાવ છોડે છે, અને સ સાધુએ જ્યાં ચાતુર્માસ ગાળ્યા તે ગામમાં એમની કાયમી સુવાસ રી ગઈ—એવું સુન્દરમ્ વિશે બન્યું. સુન્દરમ્ ઉમાશંકરની જેમ

શિક્ષણાચાર્ય પણ નહીં, એટલે એમને રોકી રાખતું કોઈ કારકિર્દી-ક્ષેત્ર પણ નહીં...

સંપાદક અને અરવિંદ-વાણીના ગુજરાતી અનુવાદક રૂપે 'દક્ષિણા'માં સુન્દરમ્ પ્રગટ થાય છે. એક જુદા જ પ્રકારનું ગદ્ય આપણને મળે છે. એમના એ પાસાની સગવડિયા સાહિત્યિક વિવેચન કરનારાઓએ તપાસ જ કરી નથી! યુનિવર્સિટીમાં જે કંઈ ચાલે છે, પુછાય છે એમાં એ આવવાનું નહીં, તો પછી વૃથા શ્રમ શા માટે?

સંદિર, મઠ, સમ્પ્રદાય બહારની એવી યે અધ્યાત્મિકતા હોય છે, તે સમાજ વચ્ચે રહે છે, સમાજનાં સુખ-દુઃખ સાથે સંલગ્ન રહે છે, પોતાને, પોતાના લક્ષ્યને ભૂલી જાય છે એમ નહીં, પણ લોકોના ઉત્થાન માટે, એ જોડાય છે અને પોતાના અધ્યાત્મભાવને ઓર વિસ્તારે છે, સઘન કરે છે અને સક્રિયપણે સમાજને અનાયાસ જ, હોય ત્યાંથી ઊંચે લઈ જાય છે, ગાંધીયુગના સુન્દરમે એ કામ સાહિત્યમાં કર્યું છે. સમાજચિંતનમાં આત્મચિંતન આવી જાય છે, લોકસંવેદનામાં જ આત્મા વધારે ને વધારે વિકસતો જાય છે—અધ્યાત્મનું સાધારણીકરણ થતું જાય છે—એવું કબીર, અખા જેવા ઘણા અધ્યાત્મપુરુષોનાં ઉદાહરણોમાં જોવા નહીં, અનુભવવા મળે છે. સુન્દરમ્‌માં એ શકયતા હતી, પણ તેઓ પ્રકાશ મેળવવા દીવો મંદિરમાં જાય એવું બન્યું. પોતે સ્વયં પ્રકાશ છે, પોતાના સ્વરૂપ અને કદનો અને ખુલ્લામાં, સમાજમાં રહીને તેનો પ્રકાશ અને કદ વધતાં જાય છે—આ પણ એક સત્ય છે. સુન્દરમ્‌ના ઉદાહરણમાં એમ બની શક્યું હોત. અલબત્ત, એ આપણો લોભ બોલે છે. પોંડિચેરીમાં જઈને રહેતાં થયેલો આત્મવિકાસ એ એમની પ્રતીતિ હશે જ, પણ સાહિત્યકૃતિએ ઊંચાં શિખર સર કરવા સાથે સાધારણીકરણ સાધવાનું લક્ષ્ય પણ રાખવાનું હોય, તેવું પ્રતિભાઓ માટે પણ નહીં હોય તો, ગ્લાનિ પ્રવર્તે ત્યારે ઈશ્વર શા માટે

'માણસ' થયા વિના રહેતા નથી? 'માણસ થયા વિના હું રહીશ નહીં' એવું વચન શા માટે આપે છે?

'યાત્રા' સંગ્રહનું પેલું એક જ ગીત, એ મીરાંની કોટિએ પહોંચી ગયાની પ્રતીતિ કરાવે છે!

મેરે પિયા મેં કછુ નહીં જાનું,
મેં તો ચૂપ ચૂપ ચાહ રહી.
મેરે પિયા તુમ કિતને સુહાવન.
તુમ બરસો જિમ મેહા સાવન,
મેં તો ચૂપ ચૂપ નાહ રહી.

અદ્‌ભુત છે આ ગીત! આ કોઈ 'શબ્દના સ્વામી'નું સર્જન નથી, નથી જ! ચરમ પ્રતીતિ કે સાક્ષાત્કાર વિના આ 'વાણી' સંભવે નહીં! મીરાં–સુન્દરમ્, સુન્દરમ્–મીરાં એવા રટણ આવર્તન એ ગીતનો આસ્વાદ કરતાં અનાયાસ મનમાં થતાં રહે છે.

ગિરિ તળેટીથી એ જૂનાગઢ સાથે લઈ ગયા. છ-આઠ કલાક સાથે રહ્યા. 'ડમરો–તુલસી'ના બધા ફરમા આવેલા, જોયા, ઝૂલણા છંદમાં લખેલી બે કવિતા આગળ રોકાયા, થોભ્યા. ઠીક સમય લીધો. કહે: "આવી કવિતા લખો.' ગઝલો વિશે બોલ્યા નહીં' પણ પેલી બે કવિતા જેવી કવિતા તે પછી મેં લખી જ નહીં! □

૨–૩–'૯૧

*

## પન્નાલાલ પટેલની વાર્તાઓ વિશે* / શિરીષ પંચાલ

વીસમી સદીના ત્રીજા દાયકામાં ધૂમકેતુ દ્વારા સાચા અર્થમાં ટૂંકી વાર્તા ગુજરાતમાં પ્રતિષ્ઠિત થઈ અને બહુ થોડાં જ વર્ષોમાં એ પરિપક્વ કક્ષાએ પહોંચી ગઈ. આ વાર્તાને ત્રીસી-ચાળીસીના ગાળામાં નવું પરિમાણ અર્પવામાં ઉમાશંકર જોશી અને સુંદરમ્‌ની વાર્તાકલાએ મહત્ત્વનો ભાગ ભજવ્યો. ઉમાશંકર જોશીએ જે સ્થાનિક પરિવેશ ટૂંકી વાર્તા અને એકાંકીમાં પ્રગટાવ્યો એ જ પરિવેશ પન્નાલાલ પટેલની વાર્તાઓમાં જોવા મળે છે. માત્ર કોઠાસૂઝ દ્વારા વિરલ સાહિત્યિક પ્રતિભા દાખવનારા સર્જકોમાં સહજ રીતે પન્નાલાલ પટેલનો સમાવેશ કરી શકાય. પરંપરાગત ઉચ્ચ શિક્ષણનો અભાવ તેમને ભાગ્યે જ નડયો છે. આમ છતાં એમના સમગ્ર સર્જનના સંદર્ભે કહી શકાય કે આરંભની કૃતિઓમાં જોવા મળેલું વિત્ત ધીમે ધીમે ઓછું થવા માંડે છે. કેટલાક સર્જકોમાં ઉત્કર્ષની ભૂમિકાઓ ધીમે ધીમે પ્રગટે; આરંભના ગાળાની મર્યાદાઓ ધીમે ધીમે દૂર થવા માંડે; પરંતુ પન્નાલાલ પટેલ જેવાની બાબતે ઊંધું જોવા મળ્યું. તેમને કવિતાએ યારી ન આપી, ટૂંકી વાર્તાના આલેખનમાં સફળતા મળી અને નવલકથા સ્વરૂપમાં તેમની પ્રતિભા પૂર્ણરૂપે પ્રગટ થઈ. આપણે એમ ન કહી શકીએ કે પન્નાલાલ પટેલ ટૂંકી વાર્તામાંથી કથા સાહિત્યના જે પાઠ શીખ્યા તેનો ઉપયોગ

* ફેબ્રુઆરી, ૧૯૮૭માં ઈડર મુકામે યોજાયેલા સર્જકસત્ર નિમિત્તે લખાયેલો નિબંધ.

નવલકથાઓમાં કર્યો, તેમ છતાં આ ટૂંકી વાર્તાઓ નવલકથાઓની પૂર્વભૂમિકા તો બની જ રહી.

સપાટી પરથી તો એમ લાગે કે 'ગોવિંદનું ખેતર', 'કંકુડી ને કાનિયો', 'ખેમી' જેવી વાર્તાઓનો વિસ્તાર પન્નાલાલ પટેલમાં જોવા મળે છે. પણ ધ્યાનપૂર્વક જોતાં આવાં વિધાનોમાં રહેલી ભ્રાન્તિ તરત ઉઘાડી પડી જાય છે. ધૂમકેતુની વાર્તાઓનો પ્રગટ અને અપ્રગટ આશાવાદ તેમની વાર્તાઓને વણસાડી મૂકે છે જ્યારે પન્નાલાલ પટેલની વાર્તાઓ પરથી આવા આશાવાદના મોહક વાઘા ઉતારી નાખવામાં આવ્યા છે. દા.ત., ધૂમકેતુની 'પૃથ્વી અને સ્વર્ગ' જેવી વાર્તાને ધરી શકાય. અહીં સ્વર્ગમાંથી પૃથ્વી પરના પતનની વાત કૃત્રિમ રોમેન્ટિક શૈલીમાં કરવામાં આવી છે અને પછી એની સાથે નિરાશા, હતાશા, વેદના પણ આલેખાય છે. પન્નાલાલ પટેલની વાર્તાઓમાં આવા કોઈ સ્વર્ગની વાત આવતી નથી, એટલે પછી હતાશા-વેદનાનો એવો કોઈ પ્રશ્ન ઉપસ્થિત થતો નથી.

ધૂમકેતુ પછી આટલી મોટી સંખ્યામાં ટૂંકી વાર્તાઓ લખનારા એક માત્ર લેખક પન્નાલાલ પટેલ છે. અનેક વાર્તાસંગ્રહોમાંથી એમની ઉત્તમ વાર્તાઓનાં ત્રણેક સંકલનો 'પન્નાલાલનો વાર્તાવૈભવ', 'પન્નાલાલની શ્રેષ્ઠ વાર્તાઓ', 'વીણેલી નવલિકાઓ' જોઈએ ત્યારે આપણને એક અચરજ થાય છે. આપણા જમાનાની પ્રતિનિધિરૂપ કહી શકાય એવી કેટલી ઓછી વાર્તાઓ અહીં જોવા મળે છે. 'સાચાં સમણાં', 'સાચી ગજિયાણીનું કપડું', 'વાત્રકને કાંઠે', 'મા', 'પીઠીનું પડીકું', 'કંકુ', 'મોરલીના મૂગા સૂર', 'ધરતી આભનાં છેટાં', 'ઓરતા', 'એળે નહિ તો બેળે'...બસ, આપણે અટકી જવું પડે છે. 'વળામણાં', માનવીની ભવાઈ', 'મળેલા જીવ' જેવી દીર્ઘ-રચનાઓ કોઈ પણ જમાનાની કસોટીઓ સામે ટકી રહેશે એમ જેટલી પ્રતીતિથી કહી શકીએ તેટલી પ્રતીતિથી આ વાર્તાઓ વિશે ન પણ કહી શકાય. તળપદી ગુજરાતી ભાષાએ જે ગજું નવલ-

કથામાં કાઢ્યું છે તે ટૂંકી રચનાઓમાં જોવા મળતું નથી. સામાન્ય પ્રજા નવલકથાની સરખામણીમાં ટૂંકી વાર્તાઓ ઓછી વાંચે છે એટલે પન્નાલાલ પટેલ નવલકથાકાર તરીકે વધારે લોકપ્રિય થયા, ટૂંકી વાર્તાના લેખક તરીકે સામાન્ય પ્રજામાં જાણીતા ન થયા એમાં આંશિક તથ્ય છે પણ એનું બીજું સાચું કારણ એ છે કે તેમને નાના પરિમાણવાળી રચનાઓ ઝાઝી ફાવતી નથી. એની સામે સંખ્યાની દૃષ્ટિએ બહુ ઓછી વાર્તાઓ લખનારા ઉમાશંકર જોશીની વાર્તાઓ એવો જ પરિવેશ ધરાવતી પન્નાલાલ પટેલની વાર્તાઓ કરતાં નિઃશંક ચઢિયાતી સાબિત થાય છે. ટૂંકી વાર્તાઓમાં તળપદી ભાષાનું જોમ પ્રમાણમાં વધારે દાખવનાર ઉમાશંકર જોશી નવલકથાના સ્વરૂપમાં નિષ્ફળ ગયા જ્યારે પન્નાલાલ પટેલે ટૂંકી વાર્તામાં રહી ગયેલી ઊણપોનું સાટું નવલકથા દ્વારા વાળી આપ્યું. આ ઘટના પાછળ રહેલાં સંભવિત કારણોની ચર્ચા અહીં અભિપ્રેત નથી એટલે એ મુદ્દાને બાજુ પર રાખીએ.

પન્નાલાલ પટેલને કેટલીક વાર્તાઓમાં આંતરમનનો સંઘર્ષ નિરૂપવામાં ભારે સફળતા મળી છે. આવી કૃતિઓમાં 'મા', 'સાચાં સમણાં', 'વાત્રકને ખોળે', 'સાચી ગજિયાણીનું કપડું' જેવી ઉત્તમ કૃતિઓનો; 'ઓરતા', મોરલીના મૂગા સૂર' જેવી મધ્યમ કક્ષાની કૃતિઓનો સમાવેશ કરી શકાય. પણ જે અર્થમાં આપણે 'કોદર', 'બુદ્ધિવિજય', 'છેલ્લો દાંડકયભોજ' જેવી વાર્તાઓને કે ફ્રોઈડનો પ્રભાવ ઝીલીને લખાયેલી આધુનિક વાર્તાઓને મનોવૈજ્ઞાનિક વાર્તાઓ કહીએ છીએ તે અર્થમાં આ વાર્તાઓ મનોવૈજ્ઞાનિક નથી. આધુનિકતાની દીક્ષા પામેલા લેખકે આ વાર્તાઓને આંતરચેતના પ્રવાહની ટેકનિકથી આલેખીને આધુનિકો દ્વારા પુરસ્કૃત સાહિત્યજગતમાં બહુ ઊંચું સ્થાન મેળવી લીધું હોત. પરંતુ પન્નાલાલ પટેલ આધુનિકતાની એવી કોઈ દીક્ષાભિક્ષા વિના જ, મનોવૈજ્ઞાનિક વાર્તાઓમાં પ્રગટતા સામર્થ્યથી પણ વધારે માત્રાવાળું વિશ્વ ઊભું કરે છે અને એનો

કોઈ ભાર આપણને વરતાતો નથી – સાવ સહજ રીતે, ધરતીમાંથી ફોરતી માટીની ગંધની જેમ માનવમનની લીલા પ્રગટી ઊઠે છે. આ નૈસર્ગિકતા નબળી વાર્તાઓને પણ થોડેઘણે અંશે તારી લે છે.

આના સમર્થન માટે 'મા' વાર્તા લો. ગરીબીનો ભોગ બનેલા અને ગાભણી ભેંસ વિયાય ક્યારે, એનું દૂધ પીવા ક્યારે મળે તેની આતુરતાથી રાહ જોતા બચરવાળ કુટુંબની કારમી વ્યથાનું નિરૂપણ અહીં કરવામાં આવ્યું છે ખરું પણ આ પરિસ્થિતિને કોઈ સામાજિક વિષમતા, વર્ગભેદ સાથે સાંકળીને વાચકોની સહાનુભૂતિ મેળવવાનો પ્રયત્ન અહીં નથી તેમ જ બીજે પણ નથી. 'આ બિચારી માને તો ભેંસના ચાર આંચળ પર ઘરના આઠ આઠ માનવીઓનાં જીવન વણવાં હતાં'—ની વાત કેન્દ્રસ્થાને હોવા છતાં લેખક એ દરિદ્રતાની વાત કરવાને બદલે માના હૃદયની ભીતર લઈ જાય છે. જાલમ ખાંટના ઘરમાં ગયા વર્ષે પણ પાડો જન્મ્યો હતો, થોડા દિવસોમાં જ એ મરી ગયો અને ભેંસ દૂધ આપતી બંધ થઈ ગઈ. આ વર્ષે પણ પાડો આવે તો એ પરિસ્થિતિનું પુનરાવર્તન જ થાય. પણ હવે બીજું વરસ કોઈ રીતે કાઢી શકાય એમ નથી, આ પરિસ્થિતિમાંથી ઊગરવાનો એકમાત્ર ઉપાય છે અને તે પાડાને ઉકરડે નાખી આવવાનો, બધા સૂઈ જાય ત્યારે. એટલે મા બધાને વહેલા સુવડાવી દે છે પણ પોતાના મનને તો છેતરી શકાતું નથી. 'અરે ભગવાન! શા માટે હું બધાયને જ પાડી દઉં છું!' નેરેટર દ્વારા આપણને જાણ થાય છે કે મા પોતે જ પોતાનામાં ચાલતા કોઈ ભયંકર તરકટથી અજાણી બની પોતાને પૂછી રહી. આ જાણ નેરેટર દ્વારા આપણને ન થઈ હોત તો પણ એ આપણા ધ્યાનબહાર ન જ રહેત. ઊલટું, એ જાણ ન થઈ હોત તો ટૂંકી વાર્તાની વ્યન્જનાત્મકતા વધારે પ્રગટત. આ નિર્દયતા, આ ઘાતકીપણું પાત્રના વ્યક્તિત્વનું વિરોધી છે કે પાત્ર સાથે, એ જે પરિસ્થિતિમાં મુકાય છે તેની સાથે સુસંગત છે એનો ઉત્તર શોધવા માટે વાર્તામાં પ્રયોજાયેલી

વિગતો મદદરૂપ થઈ પડે એમ છે. જાલમ ખાંટના ઘરની અન્નપૂર્ણા એવી મા ભેંસના દૂધ વડે જ આઠ જણને જીવતા રાખી શકે એમ છે. એના જીવનમાં પસંદગી કરવાની વિકટ સમસ્યા ઊભી થઈ. મા હોવાને નાતે કોઈની હત્યા પણ ન થાય અને એ જ નાતે એને આઠ જીવને બચાવવા પણ છે. મા જ આવો નિર્ણય લઈ શકે–'પણ પેલી અડધો ડઝન છોકરાંની મા તો પ્રતિક્ષણે એના માનવહૈયા પર જાણે મક્કમતાનો કાળમીંઢ પથરો એક ઉપર બીજો ચઢાવી રહી હતી.' પણ ઘરની બિનઅનુભવી વહુને આ ન સમજાય. કેમ કરીને પેટના લોચા ઉછેરાય, રાજના વેરા ભરાય ને વાણિયાના વે'વાર થાય એની સમજ એ અબુધને હોય કેવી રીતે? વાર્તા ત્રીજા પુરુષમાં કહેવાઈ છે અને છતાં માના કથનકેન્દ્ર દ્વારા પ્રથમ પુરુષમાં કહેવાતી હોય એવો આભાસ ઊભો થાય છે. આ બે કેન્દ્રો ક્યાંક જુદાં પડે છે. ક્યાંક મળી જાય છે અને છતાં એવો સાંધો અહીં વરતાતો નથી.

પણ આવો સાંધો બે વખત પતિ ગુમાવી બેઠેલી નવલને કેન્દ્રમાં રાખતી 'વાત્રકને કાંઠે' વાર્તામાં વરતાયા કરે છે. આઠ વરસ પર રિસાઈને ચાલ્યો ગયેલો પતિ અને ત્રણ વરસ પર મુખીના દીકરાનું ખૂન કરીને ભાગી ગયેલો પતિ–આ બંનેના વિરહે સોરાતી, ઝૂરતી નવલની વેદનાને અત્યંત સંયત રીતે અહીં આલેખાઈ છે. વજનદાર ઘટનાઓની સ્થૂળતાને ગાળી નાખવા નવલના મનોજગતને અને તેની દ્વિધાને આલેખવામાં આવી છે. આ વાર્તામાં બનનાર ઘટનાઓ બની ચૂકી છે, અને આ બંને પતિ એક દિવસ નવલને ઘેર આવી ચઢે છે અને વાર્તા ઉકેલાવા માંડે છે. સાધુ થઈ ગયેલો પતિ અને ખૂન કર્યા પછી ભાગવાનો પ્રયત્ન કરવા જતાં પગ ગુમાવી બેઠેલો પતિ બંને ગુનો કબૂલી લેવા તૈયાર થાય છે પણ ખૂનીની કબૂલાત કોઈ માનતું નથી અને નિર્દોષને જન્મટીપ થાય છે; છેવટે પેલો લંગડો નવલ પાસે આવે છે. આ ઘટના વાત્રકને

કાંઠે બને છે એટલું જ નહીં પણ વાત્રક તથા નવલ એકાકાર થઈ જાય છે. 'પરંતુ નવલને – વાત્રકને એના ડાબા જમણા કાંઠા માટે પક્ષપાત હોય તો આ બેમાંથી એકના પર હોય! એને તો ડાબી ફૂટે તોય ને જમણી ફૂટે તોય, આંખ તો પોતાની જ હતી ને!' નવલ લંગડો પતિ ઘેર આવ્યો ત્યારે એને આવકારી ન શકી એનું કારણ એ ન હતું કે તે ખૂની હતો. આમ તો પેલા નિર્દોષ અને સાધુ થઈ ગયેલા પતિ માટે પક્ષપાત હોય એમ બતાવવામાં આવ્યું છે. પણ ધારો કે લંગડો જનમટીપ પામ્યો હોત અને નિર્દોષ ઘેર આવી ચઢચો હોત તો પણ નવલ એનો સ્વીકાર કરી શકી ન હોત. પણ ટૂંકી વાર્તાને અનિવાર્ય એવી શિસ્ત પન્નાલાલ પટેલ જાળવી શકતા નથી એટલે વાર્તાને અંતે સાવ અપ્રસ્તુત ભૂમિકા ઉપર તેઓ જઈ ચઢે છે. નવલ નથી તો લંગડાને રોકી શકતી, નથી તો સામે દોડીને ભેટી પડતી કે નથી સામે ચાલીને એનો હાથ પકડીને ઘરમાં લઈ આવતી અને છતાં 'એક જ આશા હતી: ઢોર ચરાવવા ગયેલા માસા સામા મળે ને એને સમજાવીને પાછો લાવે!'

નવલ બે પુરુષોમાં વહેંચાયેલી છે અને એની જાણ પાછળથી થાય છે–જ્યારે 'સાચાં સમણાં' વાર્તાનો મથુર ધીમે ધીમે બે સ્ત્રીઓ વચ્ચે વહેંચાય છે. એની પત્ની રતન ઘરરખુ, વ્યવહારકુશળ અને બુદ્ધિશાળી છે, તેની સુવાવડ પર આવેલી નાની બહેન મણિ મથુરના હૃદયને વલોવવા માંડે છે. કાકતાલીયતા કે કૃત્રિમ પ્રસંગોની હારમાળા વિના આગળ વધતી વાર્તા મથુરના ચિત્તમાં મણિ સાથેના લગનની ઇચ્છા કઈ રીતે જાગવા માંડે છે તેની વાત માંડીને કહે છે. 'અરે રામ રામ! આપણાથી એવું થાય? એનું નામ જ નહિ ને!'થી શરૂ થઈને મણિ વિના રહી જ ન શકાય સુધીની ભૂમિકા ઉત્ક્રાન્ત થતી બતાવવામાં પન્નાલાલ પટેલને ખૂબ સફળતા મળી છે. મથુરના ચિત્તમાં જાગેલો ઉન્માદ અફીણ ખાવાથી જાગ્યો હોય એવો ભ્રમ થાય છે પણ એનું નિરસન મથુર પોતે કરી આપે છે. 'કોણ જાણે

આ તો અફીણ બધા ચાળા કરાવે છે કે પછી હું જ ઢોંગ કરું છું કે—આ તો સાચું છે બધું કે પછી સમણાં તો નથી!' મથુરના મનમાં ચાલતા આંતરસંઘર્ષને વાચા આપવા માટે ટૂંપિયાનો સમર્થ ઉપયોગ કરવામાં આવ્યો છે. વાર્તાના આરંભે ખાધેપીધે સુખી બનેલો મથુર સાત તોલાનો ટૂંપિયો વસાવે છે અને એની સાથે જ મથુરના મનમાં મણિ માટે આસક્તિ જાગવા માંડે છે. આરંભમાં વણઓળખાયેલી રહેલી આ આસક્તિ ધીમે ધીમે ભૂતાવળની જેમ પીછો પકડે છે. ટૂંપિયો સ્વપ્નમાં મથુર સાથે વાર્તાલાપ કરે છે તે જુઓ—જે રતન માટે એને ભારોભાર લાગતું હતું એ રતન માટે એનું મન શું કહે છે તે જુઓ. હૃદયના ઊંડે ખૂણે ધરબાઈ રહેલી લાગણીઓ એકાએક પ્રગટ થઈ ઊઠે છે. રૂપ ને જોવનાઈ, મારકણી આંખો ને પાતળી ડોક એ બધું ય ભૂલી જા ને જેમ હું રૂપ માણવાની મરજી ને જોવનાઈ રમાડવાના ઓરતાને મનમાં જ ધરબી રાખું છું તેમ તું ય પેલા ખૂંટા આગળ ધરબાઈ રે!...મારે તો...આ જૂનીના જીવની ખાતર હવે તો આવતે ભવે જ.' મથુરના હૃદયની આ દ્વિધા મણિ માટેનું તીવ્ર આકર્ષણ છેવટે આભાસી તિરસ્કારમાં પરિણમે છે એ રીતે તિરસ્કાર પણ પ્રેમનું જ એક રૂપ બની જાય છે. માનવ-મનની આ અકળ લીલા પ્રગટાવવા માટે કોઈ ગૂઢ આંટીઘૂંટીઓથી ભરેલાં મનોવૈજ્ઞાનિક સત્યો રૂપી તારણ ઉપર પહોંચવાની લેખકને ક્યાંય જરૂર વરતાઈ નથી. જો એવી જરૂર વરતાઈ હોત તો વાર્તા એટલી ઊણી ઊતરત. ગામડાના સામાન્ય માનવી પાસે કહેવડાવેલી વાત વધારે સોંસરવી છે. 'અરે મારા રામ! માનવીના મનના કોણ જાણે કેટલા મોટા કોઠા છે ને એમાંય પાછા કેટલાય ખરા ને કોણ જાણે કેટલા ખોટા!' આ જ માનવમનનું બીજું એક રહસ્યમય પાસું મણિ સાથે લગનનું નક્કી થયા પછી પ્રગટ થાય છે. 'અત્યાર સુધી છેલછબીલી લાગતી મણિ એને ડાકણ સરખી' જ લાગવા માંડી. મથુરનો આત્મતિરસ્કાર રતનને અન્યાય કર્યાની વેદનાના તિખારા

આ રીતે પ્રગટી ઊઠે છે. 'વળામણાં'ની હરોળમાં ઊભી રહી શકે એવી આ વાર્તા સારું એવું કાઠું દાખવી શકી છે.

પન્નાલાલ પટેલ સામાજિક પરિસ્થિતિઓને જ્યારે વાર્તાનો વિષય બનાવે છે ત્યારે પણ એમનું ધ્યાન પાત્રના ભીતરી વ્યક્તિત્વ ઉપર અને મનોજગતમાં ઉદ્‌ભવતા વિવર્તો ઉપર જ જાય છે. આને પરિણામે વાર્તાઓ સામાજિક પરિવેશના દસ્તાવેજી નિરૂપણ આગળ અટકી જવાને બદલે આગળ વધે છે. હા, એ સામાજિક પરિવેશ કેન્દ્રમાં છે, એની નીપજ રૂપે જ આ બધું આવે છે. આ પ્રકારની બે વાર્તાઓ છે–'સાચી ગજિયાણીનું કપડું' અને 'કંકુ.' આ બંને વાર્તાઓમાં અવૈધ સંબંધ અને એને પરિણામે જન્મેલા અનૌરસ સંતાનની કથા આવે છે ખરી, પણ બીજી વાર્તાઓમાં બને છે તેમ લેખકનું ધ્યાન એના પર નથી. લેખકે ધાર્યું હોત તો હરિજનોને થતા અન્યાયની કે ગામના શાહુકારો દ્વારા થતા ગરીબોના શોષણની વાતો કેન્દ્રસ્થાને રહી શકી હોત પણ લેખક એ દિશાએ જવા માગતા નથી, આવી પરિસ્થિતિઓને નિમિત્ત બનાવીને બીજી જ વાત કરવા માગે છે. લખુડો શા માટે ફળિયાની છોકરી માટે મોંઘી ગજિયાણીનું કાપડ લેવા તૈયાર થયો એની વાત સ્પષ્ટ સ્વરૂપે આવતી નથી. શેઠની ઘોડી માટે એ છોકરીની મા જમની ચોમાસામાં ઘાસ વાઢી લાવતી હતી એ વાતથી શેઠ ચોંકી ઊઠ્યા અને ચતુર વાચક શેઠ અને એ છોકરી વચ્ચેનો સંબંધ જાણી જાય છે અને એ રહસ્ય પામી લીધા પછી પણ વાર્તાનો રસ જળવાઈ રહે છે. શિવલાલ શેઠે જમની ઉપર કેવી રીતે બળાત્કાર કર્યો એની વાત અહીં આવતી નથી પણ આ જ વાર્તાની પૂરક એવી 'કંકુ' વાર્તામાં જોવા મળે છે. આમ જોવા જાઓ તો 'કંકુ'નો વિસ્તાર 'સાચી ગજિયાણીનું કપડું'માં છે. બંને વાર્તાઓમાં એકસરખી પરિસ્થિતિ છે, બંનેમાં વિધવાઓ શાહુકારોની વાસનાનો ભોગ બનીને મા બને છે. બંને સ્ત્રીઓ પોતાનાં સંતાનોને માટે જવાબ-

-દાર પુરુષનું નામ દેતી નથી. પણ એક વાર્તા અન્યાયનો ભોગ બનનારની છે અને બીજી વાર્તા અન્યાય ગુજારનારની છે. 'કંકુ' કરતાં 'સાચી ગજિયાણીનું કપડું' વધારે સમૃદ્ધ બને છે કારણ કે એનો ધ્વનિ અપ્રગટ અને છતાં પ્રગટ રાખવામાં લેખકને ધારી સફળતા મળે છે, તે ઉપરાંત એ વાર્તા માત્ર શિવલાલકાકાની બની રહેવાને બદલે લખુડાની પણ બનવા માંડે છે – 'તો લખુડાને ય જાણે કલ્પનાની પાંખો ફૂટી હોય તેમ પેલાં અલ્લડ અંગોમાં થનગની રહેલી જોવનાઈનાં તાન ભેગાં સુંવાળાં એ બાવડાં પરના આ પોપટ અને હૈયે ટાંકેલા મોર પણ જાણે તાલ પુરાવતા આબેહૂબ લાગવા માંડ્યા. 'કંકુ' વાર્તામાં આરંભથી જ વાર્તાની ગતિ સ્પષ્ટ થઈ જાય છે. આ વાર્તાની એક વિશિષ્ટતા મલકચંદના આલેખનમાં છે. વાસનાનો ભોગ બનેલો મલકચંદ પહેલી વાર કંકુ ગોળ તોળાવવા વખારમાં આવી ચઢે છે ત્યારે જ તેના પર બળાત્કાર કરી શક્યો હોત. પણ એ પરિસ્થિતિમાંથી પાત્ર બચી જાય છે અને તોફાન શમી ગયાની લાગણી અનુભવે છે પણ બીજી વખત શમી ગયેલું તોફાન ફરી બમણા વેગે પ્રસરી જાય છે અને કંકુ માટે 'વર્ષો પહેલાંની માઝમ રાત જાગતાના સ્વપ્ન શી બની રહી.' આ એક જ વાક્યમાં આ પ્રસંગની સમગ્ર સંકુલતા પન્નાલાલ પટેલ ભારે સામર્થ્યથી પ્રગટાવી આપે છે; કશી સ્પષ્ટતા કર્યા વિના આખી ઘટનામાં કંકુની સંડોવણી પણ એક જ લસરકાથી આલેખી બતાવવામાં આવી.

'સાચી ગજિયાણીનું કપડું'ની નિરૂપણરીતિથી જરા જુદા પ્રકારની નિરૂપણરીતિ 'પીઠીનું પડીકું' વાર્તામાં છે. આર્થિક વિષમતાઓ, સામાજિક કુરિવાજોને પરિણામે જન્મતી પરિસ્થિતિ કેન્દ્રમાં છે પણ ત્રીજા પુરુષ અને પ્રથમ પુરુષની મિશ્ર નિરૂપણરીતિ વાર્તાને સમસ્યાપ્રધાન બનાવતાં અટકાવે છે. 'મોરલીના મૂગા સૂર' જેવી વાર્તાના કેન્દ્રમાં કજોડાનું વસ્તુ છે. નાયિકાને પતિ દીઠો ગમતો નથી,

સાસુનો ત્રાસ વેઠાતો નથી, એટલે પ્રિયતમ સાથે નાસી જવાની યોજના ઘડે છે પણ પેલો નાયિકાને તેના પતિનો વિશ્વાસ સંપાદિત કરવા કહે છે અને શરૂ થાય છે એક બનાવટી રમત. આ બનાવટ ક્યારે સત્યના રૂપમાં ફેરવાઈ ગઈ તેની ખબર સુદ્ધાં રહેતી નથી. નાયિકાનું પરિવર્તન સંપૂર્ણ અકૃત્રિમ લાગે, એ રીતની નિરૂપણરીતિ આસ્વાદ્ય નીવડી છે.

પરંતુ આવી વાર્તાઓને બાદ કરી નાખો તો શું જોવા મળશે? આમાંની કેટલીક વાર્તાઓ શહેરી પરિવેશની છે, ગ્રામ્ય પરિવેશ સિવાયની વાર્તાઓમાં પન્નાલાલ પટેલને સફળતા મળતી નથી. એમાં કૃત્રિમતા પ્રવેશી જાય છે. પછી એ કૃત્રિમતાને નર્મ-મર્મ, હાસ્ય-કટાક્ષ કોઈ પણ રીતે બચાવી શકતાં નથી.

આ બધું આલેખવા માટે જુદા જ પ્રકારનું વ્યક્તિત્વ જોઈએ અને એ વ્યક્તિત્વ પન્નાલાલ પટેલમાં નથી. જે ન હોય તેને પ્રગટાવવાનો પ્રયત્ન વાર્તાઓને કુંઠિત કરે છે.

એમની નબળી વાર્તાઓનો સમાવેશ પણ આ સંપાદનોમાં કરવામાં આવ્યો છે. ક્યારેક એ વાર્તાઓ ટુચકા જેવી તો ક્યારેક માત્ર રેખાંકનો જેવી છે. ક્યાંક તમને પન્નાલાલ પટેલની વાર્તાકલાના લસરકાઓ જોવા મળે, પણ એથી વિશેષ કશું નહીં. તેમની સમગ્ર કથાસૃષ્ટિમાં ધૂમકેતુની ટૂંકી વાર્તાઓમાં જોવા મળતું વિષયવૈવિધ્ય, પાત્રવૈવિધ્ય, સ્થળવૈવિધ્ય નથી. આ સંપાદનોની એક પણ વાર્તા આપણને ભૂતકાળમાં લઈ જતી નથી. પાછળથી લખાયેલી તેમની નવલકથાઓમાં પુરાણકાળ સ્થાન પામ્યો છે પણ ટૂંકી વાર્તાઓમાં તો એ દિશાને ટાળવામાં આવી છે. જે પ્રદેશમાં ઉછેર થયો તેની સંવેદના આ વાર્તાઓમાં જોવા મળે છે. એમની વાર્તાઓમાં સ્થાન પામેલાં નગરવાસી પાત્રો આગંતુક બની રહે છે. જો એ પાત્રો ગ્રામ્ય પરિવેશ ત્યજીને આવ્યાં હોત અને શહેરી વાતાવરણ સાથે એમની સંવેદનાનો તાર ગૂંથી ન શકાયાની વેદના વાર્તાઓના કેન્દ્રમાં હોત તો એવી વાર્તાઓની કૃત્રિમતા ઓછી થાત એટલું જ નહિ પણ એક નવું પરિમાણ એમની વાર્તાઓને સાંપડી શક્યું હોત.

પન્નાલાલ પટેલનો ગ્રામ્ય સમાજ ભદ્ર સમાજની મર્યાદાઓને ચાતરીને ચાલે છે. આ જનસમાજે સ્થળકાળ વિશેની અભિજ્ઞતાને, રીતરિવાજોને માન્યતાઓને ફગાવી દીધી નથી. એમ લાગે કે આ પરિવેશને વીસમી સદીનો સ્પર્શ થયો નથી, આ જગત જૂના રીત-રિવાજો, શ્રદ્ધા, વહેમ, રૂઢિઓ; અત્યન્ત સરલ કાયદા-કાનૂનોવાળું જગત છે. તેમ છતાં આ પાત્રો કશીક આવી પડેલી ઇષ્ટ–આપત્તિ, ભાવિ પ્રત્યેની ચિંતાથી પ્રેરાઈને રીતરિવાજોને કે માન્યતાઓને વળગી રહ્યાં હોય એમ લાગતું નથી. કોઈ સંઘર્ષ વિના કે એવી કશી સભાનતા વિના આ ગ્રામ્ય પરિવેશને તેઓ ટકાવી રાખે છે. 'માળો' જેવી નબળી વાર્તામાં ભમતો શહેર છોડી પોતાને વતન પાછો જઈ ચઢે છે ત્યારે પણ શહેરી જીવન ત્યજી ગ્રામ્ય જીવન જીવવાની રોમેન્ટિક વૃત્તિ તેમાં નથી. અહીં કૂડકપટ, ઈર્ષ્યા–લોભ પણ છે અને સાથે સાથે ભદ્ર સમાજની જડતા કે દંભ નથી. નહીંતર 'કંકુ' વાર્તાની વિધવા કંકુને તેની સગર્ભાવસ્થામાં ડોશી-ઓનો સહકાર કે ન્યાતીલાઓનો સમભાવ સાંપડ્યો ન હોત. વળી, પન્નાલાલ પટેલ સામાજિક, નૈતિક સમસ્યાઓના આલેખનને વાર્તા-ઓનો વિષય બનાવતા ન હોવાને કારણે એની સમસ્યાઓથી મુંઝાઈ મરતાં પાત્રો નથી. અમુક પ્રકારના પ્રચારવેડામાંથી આ વાર્તાઓ બચી ગઈ છે એમ પણ લાગે.

પન્નાલાલ પટેલની આ અને બીજી વાર્તાઓની એક મર્યાદા પણ ઊડીને આંખે વળગે છે. એમની વાર્તાઓનો ધ્વનિ મર્યાદિત છે. બધી જ વાર્તાઓને આવરીને રહેલું કોઈ તત્ત્વ નથી અને એના અભાવે એ વાર્તાઓ અમુક હદ ત્યજીને આગળ વધવાની જાણે ના પાડી દે છે. જો વાર્તાઓના કેન્દ્રમાં અમુક પ્રકારનાં જીવનમૂલ્યો પ્રગટાવવાનો અને એ પ્રગટાવવા માટે કરવા પડતા સંઘર્ષની વાત હોત તો આ વાર્તાઓને વધારે સંકુલ પરિમાણ સાંપડી શક્યું હોત.

૧૫ : ૨ : ૮૭



## વાંચતાં–વાંચતાં / રતિલાલ 'અનિલ'

નજરે પડતી છપાયેલી બહુધા ગઝલો પરથી એવું લાગે છે કે શે'રરચનાની કેટલીયે રીતિઓ વિશે આજનો ગઝલકાર વિચારતો નથી. એક વિચાર છંદમાપની બે પંક્તિમાં મૂકી દીધો કે શે'ર થઈ ગયો એવી સામાન્ય સમજ પ્રવર્તતી દેખાય છે. શે'ર એક મુક્તક પણ છે, તો મુક્તકને સ્મરણીય બનાવી દેતા ગુણ એમાં આવે છે? આવો વિચાર થતો હોય એવી પ્રતીતિ બહુધા થતી નથી. પૂર્ણ શે'ર અને અધૂરા શે'રનો પણ વિચાર થવો જોઈએ. તે પછી ગઝલમાં એની પ્રસ્તુતતાનો પ્રશ્ન પણ આવે છે. એ શે'ર કે તેમાંનો વિચાર 'આગંતુક' ન લાગવો જોઈએ. ગઝલની મૂળ વ્યાખ્યાને અનુસરતી ગઝલનાં વિરહના શોક–વિષાદ સાથે અન્ય શે'રમાં મિલનનો આભા–ઉલ્લાસ પણ હોઈ શકે, તે આગંતુક નથી હોતો, કેમ કે આતુર, વિહ્વળ પ્રેમીની એ અવસ્થા જ નિશ્ચય, અનિશ્ચયની હોય છે. એ મનઃસ્થિતિ પ્રતીતિ અને શંકા, વિશ્વાસ અને વળી દ્વિધાનીયે હોઈ શકે છે. આથી ગઝલની મૂળ વ્યાખ્યાને અનુસરતી ગઝલમાં દ્વિધાભરી આતુર ક્ષણોના વિવિધ પડઘા પડે એ પરસ્પર વિરોધી ભાવ નથી, પણ મનઃસ્થિતિની ક્ષણિક ચંચળ અનુભૂતિનું ભાવાલેખન હોય છે પરંતુ 'આદિલ'ની ગઝલમાં એક શે'ર છે

**મીણ થૈ ઓગળે છે જંજિરો,**
**ને સમય ઇન્કિલાબ માગે છે.**

એમાં એક આવેગ છે, બળ છે, ઉત્સાહ છે. 'ને' છે ત્યાં

'ટ' હોય તો ઠેવું, એવો વિચાર પણ આવે, કારણ કે એક પરિવર્તન થઈ રહ્યું છે. પોલાદ મીણ થઈ રહ્યું છે, ઇન્કિલાબની પ્રક્રિયા ચાલી રહી છે, એનો અર્થ એ કે સમયની માગ ઇન્કિલાબ, ક્રાન્તિ છે. વાસ્તવમાં માગ નથી, તે અમલમાં આવેલી પ્રક્રિયા છે. ત્યાં 'અને' – કહીને આખી વાતના બે ભાગલા પાડવાની કાંઈ જરૂર ખરી? પોલાદ મીણ થઈ રહ્યું છે એટલે કે સમય ઇન્કિલાબ માગે છે – 'અને' કહીને બે વાત જુદી છે એવું સૂચવવાની કોઈ જરૂર ખરી? હવે એ જ શે'ર પછી બીજો શે'ર આવે છે.

યાતના જીવવાની ક્યાં કમ છે?
કે તું એનો હિસાબ માગે છે!

આગલા શે'રના મિજાજ કે ધ્વનિ સાથે પછી તરત આવેલા આ શે'રનો પડઘો મનમાં કેવો પડે છે? કોઈ સામાન્ય માણસને, વ્યસ્ત માણસને પૂછીએ, તે કામની કે જવાની ઉતાવળમાં હોય અને તેને કોઈ પ્રશ્ન કરીએ ત્યારે તે સાવ સપાટ ઉત્તર આપે, હવે જવા દે ને એ વાત!' એવા સપાટ વિચારનો આ શે'ર છે. ગઝલના તમામ શે'ર સ્વતંત્ર હોય છે એ સ્વીકારીએ જ, આમ છતાં કશુંક અણલખ્યું સામંજસ્ય પણ સંભવે છે. પ્રેમાવસ્થાની ભાવલસ્તી અને ક્ષણિક ભાવઓટ આપણે સમજી શકીએ પણ ઇન્કિલાબનાં એંધાણ આપનારો તરત જ કહે કે, હવે જવા દે ને એ વાત, જીવનની યાતના શી ઓછી છે કે તું એનો હિસાબ માગવા બેઠો? એવો ચીઢ-કંટાળાના ધ્વનિનો જવાબ આપે ત્યારે પેલી ક્રાન્તિ 'ઇન્કિલાબ' કાફિયાને કારણે આવી, એ કારણે એવો જુસ્સો, મિજાજ આવ્યો અને પછીના શે'રમાં 'હિસાબ' પ્રાસ આવતાં આખો મિજાજ બદલાયો? આવા પ્રશ્ન થવા સહજ છે. સ્વસ્થ સહજ લાગતી ગઝલમાં પછી ટેવવશ પ્રવેશી જતી ગઝલકારની કાફિયા-પરસ્તી અનાયાસ છતી થઈ જતી હોય છે.

'જીવવાની યાતના ક્યાં ઓછી છે કે તું એનો હિસાબ માગે

છે?' આ વિચાર કે પ્રશ્નની અહીં પ્રસ્તુતતા શી છે? પૂર્ણ લાગતો એ શે'ર પ્રસ્તુતતાની દૃષ્ટિએ અપૂર્ણ લાગવો જોઈએ. જે કાંઈ વિચાર આવ્યો તે બે પંક્તિમાં મૂકી દેવાથી શે'ર બને ખરો? પેલો 'તું' કોણ? સ્વગતવચન હોય તો પોતે જ. પોતાને જ પ્રશ્ન થાય અને પોતે જ પતાવવા ખાતર જવાબ આપે એવું જીવનમાં બને છે. પણ તેનો કોઈ સંદર્ભ હોય છે. અહીં ટૂંકા ઉત્તરથી વાત પતાવી દેવાનો સંદર્ભ શો છે! એ પ્રશ્નમાંથી જવાબ એટલો જ મળે કે આ સંપૂર્ણ લાગતો શે'ર માત્ર સપાટ જ નથી, અધૂરો પણ છે. ગઝલની ચર્ચા નીવડેલા, સ્વીકારાયેલા શાયરની કોઈ કૃતિ સામે આવે છે ત્યારે સહજ બને છે. કારણ કે અનાયાસપણે પણ બીજા સર્જકો પર એના રચનાસંસ્કાર પડી શકે છે. પરસ્પર વિરોધી એવું ભાવ-પરિવર્તન પ્રેમની, વિરહની ઉત્કટ ક્ષણોમાં સંભવિત છે અને ઘણી બધી નીવડેલી ગઝલોમાં એ અનુભવી શકાય છે. પરંતુ એથી જુદી એવી ગઝલમાં સાવ સામસામેના છેડેની વાત કે જુસ્સો અને 'જવા દો ને' એવા મનોભાવ સહ્ય બનતા નથી. ગઝલનો પ્રત્યેક શે'ર સ્વતંત્ર હોવા છતાં તે એક સાથે હોય ત્યારે કવિએ એક શે'ર લખ્યા પછી જુદા જ સમયે જુદી જ મનઃસ્થિતિમાં બીજો શે'ર લખ્યો ભલે હોય, વાંચક કે ભાવકને એવું સાવ જુદાપણું લાગવું ન જોઈએ. જે વિચાર આવ્યો, તે વળી કાફિયા–પ્રાસની આંગળી પકડીને પણ આવ્યો હોય એટલે બે પંક્તિમાં મૂકી દેવો એવો આયાસ હવે પુષ્કળ લખાતી–છપાતી ગઝલોમાં જોવાય છે, ત્યારે આપણા નીવડેલા, સ્વીકારાયેલા શાયરની રચનાની એ નિમિત્તે ચર્ચા થવી ઘટે.

કેટલાક શે'ર સમગ્ર ગઝલના ધ્વનિ કે અભિવ્યક્તિરીતિએ અપૂર્ણ છતાં સુસંગત હોઈ શકે. કેમકે એમાં એક પ્રકારનું સાતત્ય હોય છે, એટલે કે એક વાત જુદીજુદી રીતે જુદાંજુદાં ઉદાહરણે કહી હોય ત્યારે શે'ર તરીકેની અપૂર્ણતા પણ સમગ્રતાએ સહ્ય બને

છે. પણ જ્યાં એવું નથી હોતું ત્યાં શે'ર 'આગંતુક' બની રહે છે.

એક પ્રશ્નોત્તરી સમયે એક સામયિક પડયું હતું તેમાં મુશાયરાનો અહેવાલ અને શે'ર આપેલા હતા. હાજર તે હજૂર એ ન્યાયે એ શે'ર લઈને વાત કરી.

**બૂડ બૂડ થતાં અવાજ ઘડાને નચાવતો,**
**ઝીલી કો' માછલીને 'ઘટસ્ફોટ' લાગશે.**

—ભગવતીકુમાર શર્મા

બૂડ બૂડ થતો અવાજ ઘડાને નચાવે છે (કે ડોલાવે?) તે. ઝીલની માછલીને 'ઘટસ્ફોટ' (થતો હોવાનું) લાગશે. આમ વિચાર છે, પણ અહીં આ વિચારની પ્રસ્તુતતા શી છે, એ પ્રશ્ન થવાનો જ! પ્રસ્તુતતા ન અનુભવાય ત્યારે એ શે'રને 'અપૂર્ણ' કહેવો રહ્યો. કોઈ ઘટના બને એનો પ્રભાવ ત્યાં કોઈ જીવ હોય તેના પર પડે. પણ અહીં એ વિચારની, ગઝલમાં પ્રસ્તુતતા શી છે? ગઝલમાં પ્રત્યેક શે'ર જુદો, સ્વતંત્ર હોય પણ એથી જ એ સ્વયં પર્યાપ્ત, પૂર્ણ હોવો જોઈએ—એ એની પ્રસ્તુતતા બને છે. લૅન્ડસ્કેપનો કોઈ દૃશ્યભાગ અલગ છબિ રૂપે મૂકી શકાય, ત્યારેય તે 'પૂર્ણ છબિ' લાગવી જોઈએ, આ કોઈ વિશાળ દૃશ્યનો ભાગ છે કે હશે એવું ન લાગવું જોઈએ.

વિષ્ણુભાઈએ કદાચ આવી અપ્રસ્તુતતાના સંદર્ભમાં 'તરંગ' શબ્દ પ્રયોજ્યો હતો. સાદો વિચાર પણ પૂર્ણ શે'ર હોઈ શકે છે, પણ કેવળ સંદર્ભ વિના આવેલો સારો વિચાર, માત્ર રચનારીતિના અભાવે, બે પંક્તિમાં આવી જાય ત્યારે તે પ્રસ્તુત કે અનિવાર્ય હોય એવું અનુભવાતું નથી. પૂરી કવિતાના વિષયનો કોઈ ભાગ આવ્યો હોય અને લખાતી હોય ગઝલ, ત્યારે તેનું મુક્તક સ્વરૂપ વિચારવું ઘટે. સમયને ક્ષણમાં સંગોપી લેવાની એ કળા હોય છે, કવિતાના અંગભાગને એમ જ મૂકી દેવાથી તેની પ્રસ્તુતતા રહેતી નથી.

૨૬-૬-૯૧ □

## યુદ્ધ / લૂઈજી પિરાંદેલો

રાતની એક્સપ્રેસમાં રોમથી આવેલા પેસેન્જરોને સવાર સુધી ફાબ્રિઆનો નામના નાના સ્ટેશને રોકાવું પડ્યું. મેઈન લાઈન સાથે સુલમોનાને જોડતી લોકલમાં એમને આગળ જવાનું હતું.

સવારના સમયે આકારહીન પોટલા જેવી એક જાડી અજાણી સ્ત્રીને સેકન્ડ ક્લાસના ડબ્બામાં ચઢાવવામાં આવી. આગલી રાતથી પાંચ જણ તેમાં અગાઉથી બેઠેલા હતા. એની પાછળ પીડાભર્યા શ્વાસો લેતો એનો પતિ રડમસ ચહેરે ચઢયો. એની નાની શરમાળ વ્યાકુળ આંખ ચમકતી હતી.

સીટ પર સારી પેઠે બેસી એણે તમામ પેસેન્જરોને ધન્યવાદ આપ્યા—પોતાની પત્નીને ડબ્બામાં ચઢવામાં મદદ કરી બેસવાની જગ્યા કરી આપવા માટે. પછી પેલી જાડી સ્ત્રી તરફ વળી, એના કોટનો કોલર ખેંચી ધીમેથી પૂછ્યું, 'હવે તો તને ઠીક છે ને?'

પત્નીએ કશો જવાબ આપ્યો નહીં, કોલર પોતાના તરફ ખેંચી એણે ચહેરો ઢાંકી દીધો.

'આ દુનિયા બહુ ખરાબ છે' પતિએ દુઃખભર્યું સ્મિત કરીને કહ્યું. એને લાગ્યું કે મારી પત્નીની સ્થિતિ ખરેખર દુઃખદ છે, એ મારે આ લોકોને જણાવવું જોઈએ; કારણ કે એના એકમાત્ર પુત્રને મોરચેથી તેડું આવ્યું છે. વીસ વર્ષનો પુત્ર એને માટે સર્વ કંઈ છે. એ સુલમોના છોડીને રોમ ભણવા ગયો તો એ પણ રોમ ગઈ. પછી ૭ મહિના એને મોરચે મોકલવામાં નહીં આવે એવું આશ્વા-

સન મળતાં એને વૉલેંટિયર થવાની રજા આપી, પછી એને અચાનક તાર મળ્યો કે હું ત્રણ દિવસમાં મોરચે જવાનો છું, તમે આવીને મને વિદાય આપજો.'

ભારે કોટમાં દબાયેલી એ સ્ત્રીનું શરીર રહીરહીને ઉછળતું હતું. વચ્ચે વચ્ચે એ તડપતી કોઈ જાનવરની જેમ ઘૂરકતી હતી. આ લોકોને મારા પ્રત્યે જરાયે સહાનુભૂતિ નહીં હોય, કારણ કે ખુદ એમની હાલત મારા જેવી જ હશે. એક માણસ ખૂબ ધ્યાનથી સાંભળતો હતો તે બોલ્યો, 'ઈશ્વરનો આભાર માનો કે તમારો દીકરો હવે મોરચે જાય છે. મારો દીકરો તો યુદ્ધના પહેલા દિવસથી જ મોરચે ગયો છે. એ દરમ્યાન એ બે વાર જખમી થઈને પાછો ફર્યો અને સાજો થઈને મોરચે ગયો.'

'મારી વાત પણ સાંભળો, મારા બે પુત્ર અને ત્રણ ભત્રીજા મોરચા પર છે' એક બીજા પેસેન્જરે કહ્યું.

'ઠીક છે, પણ અમારે તો એક જ પુત્ર છે.' પતિએ ભાર-પૂર્વક કહ્યું.

'એથી શો ફેર પડે છે? એકના એક દીકરાને તમે વધારે લાડ–વ્હાલથી બગાડી શકો છો, પણ તમને બીજાં બાળકો પણ હોત તો એમને ઓછાં લાડ-વહાલ કરવાનાં નહોતાં! મા-બાપનો પ્રેમ એ કંઈ રોટી તો નથી હોતો કે, બાળકોમાં સરખે ભાગે વહેંચી આપો. પિતા ભેદભાવ વિના બધાં બાળકોને ચાહે છે—પછી એક હોય કે વધારે. બે પુત્ર વિશે મને જેટલી તકલીફ થઈ રહી છે, તે દરેકને માટે અડધી નહીં, બલકે બેવડી જ હોય...'

'ઠીક છે...ઠીક છે...' પતિએ ભોંઠા પડતાં કહ્યું. લાંબો શ્વાસ લીધો, 'પણ જુઓ (મને આશા છે કે તમારી સાથે એવું નહીં બને.) એક પિતાને બે પુત્ર હોય મોરચા પર, તેમાંનો એક માર્યો ગયો, તોયે એમને સાંત્વન આપવા માટે એક તો બાકી રહે...પણ...'

'વાહ ભાઈ!' બીજી વ્યક્તિએ ગુસ્સે થઈને કહ્યું, 'એક તો

[illegible] માટે રહો જરા...હજી અને રહો ગયેલા પુત્ર માટે જીવતા રહેવું પડશે...એકનો એક પુત્ર મરી જાય તો બાપ પોતે મરીને દુઃખમાંથી છૂટી શકે...કઈ પરિસ્થિતિ ખરાબ છે? તમે જ કહો, મારી હાલત તમારા કરતાં બદતર છે કે નહીં?'

'આ શો બકવાદ છે!' લોહિયાળ છતાં સાવ કાળી આંખવાળો લાલ ચહેરો, એક જાડો આદમી એકાએક બોલી ઊઠયો. એને શ્વાસ ચઢી ગયો હતો. એની મોટી આંખોમાંથી કોઈ બેકાબૂ તાકાત, આંતરિક આક્રોશ ઉભરાતો હતો, એનું કમજોર શરીર એ સહન કરી શકતું નથી.

'બકવાદ!' સામેના બે તૂટેલા દાંતને છુપાવવા માટે હાથથી મોઢું ઢાંકતો એ ફરી બોલ્યો, 'આ તે કેવો બકવાદ છે...શું આપણે પોતાના ફાયદા માટે જ બાળકો પેદા કરીએ છીએ?'

બીજો ઉતારુ દુઃખી થઈને એની તરફ તાકવા લાગ્યો. યુદ્ધના પહેલા જ દિવસે મોરચે પહોંચેલા પુત્રના બાપે ઊંડો શ્વાસ લઈને કહ્યું, સાચું છે. આપણાં બાળકો આપણને માટે નથી હોતાં, તેઓ આપણા દેશનાં સંતાન છે...'

'જવા દો સાહેબ' જાડા પેસેન્જરે ગુસ્સામાં જવાબ આપ્યો, 'શું આપણે બાળકો પેદા કરતી વખતે દેશનો ખ્યાલ કરીએ છીએ? આપણા પુત્રોનો જન્મ...હા, એમનો જન્મ એટલા માટે હોય છે કે, તે તો થવાનો જ હતો, અને જીવન મળતાં જ આપણી જિંદગી એમની જિંદગી બની જાય છે. આપણે તેમના હોઈએ છીએ, પણ તેઓ આપણા નથી હોતા અને વીસ વરસની ઉંમરે આપણે હતા તેવા જ તેઓ હોય છે. આપણાં યે મા-બાપ હતાં, પણ બીજી બાબતો યે હતી આપણી જિંદગીમાં...છોકરીઓ, સિગારેટ, કલ્પનાઓ, નવા સંબંધો...અને હા, વતન પણ, જેને માટે વીસ વર્ષની વયે આપણે પોતાને દેશને માટે ન્યોછાવર કરવાને તૈયાર હતા, આપણાં મા-બાપની મનાઈ છતાં, આજની ઉંમરે પણ, વતન પ્રત્યેનો આપણો

પ્રેમ વધે છે ખરો, પણ એથીયે વધારે આપણે પોતાનાં બાળકોને ચાહીએ છીએ. આપણામાંનું કોઈ એવું નહીં હોય, જે બેધડક પુત્રની જગ્યાએ પોતે મોરચે જવા માટે તૈયાર હોય.'

ચારે તરફ લોકો ચુપચાપ માથું હલાવીને સંમતિ પ્રગટ કરતા હતા.

'તો પછી—' જાડો માણસ બોલતો રહ્યો, વીસ વર્ષની ઉંમરના આપણા બેટાઓ આપણી ભાવનાઓની કદર કેમ કરતા નથી? એ તો સ્વાભાવિક છે જ, કે એ ઉંમરે (હું માત્ર સારા પુત્રોની વાત કરું છું) તેઓ આપણા કરતાં દેશને વધારે ચાહે. એમ તો બને જ, કેમકે એમની દૃષ્ટિએ આપણે તો પંગુ જ છીએ, ઘરે પડી રહેવાને માટે લાચાર છીએ. આખર વતન છે. અગર રોટી-પાણીની જેમ એક દેશની પણ બુનિયાદી જરૂર છે, તો એના રક્ષણ માટે સૌએ લડવું જ જોઈએ. અને એટલા માટે આપણા બેટાઓ લડવા ગયા છે, આપણે એમને માટે આંસુ ન સારવાં જોઈએ, કેમ કે તેઓ જો મરી ખપી જાય છે તો સુખની પરાકાષ્ઠામાં જ તેઓ ખપી જાય છે (હા, માત્ર સારા બેટાઓની જ આ વાત છે), અગર કોઈ જીવનની પરેશાનીઓથી કંટાળીને, તુચ્છતા અને હતાશાજનિત દ્વેષથી બચીને સુખપૂર્વક સ્વર્ગે જાય, તો એથી વધારે આપણે શું ઇચ્છીએ? લોકોએ જરાયે રડવું ન જોઈએ...બલકે તમે બધાં મુસ્કુરાઓ, મારી જેમ...ઓછામાં ઓછું ઈશ્વર પ્રત્યે આભાર વ્યક્ત કરીએ, મારી જેમ; કેમકે મારા બેટાએ મરવા પહેલાં મને આ સંદેશો પાઠવ્યો હતો કે મારી કલ્પના સૌથી સારા મૃત્યુના સંતોષ સાથે હું જઈ રહ્યો છું. એ જ કારણથી, જેમ કે તમે જુઓ છો, મેં શોકનાં કપડાં પહેર્યાં નથી.'

બતાવવા માટે એણે પોતાનો આછા પીળા રંગનો કોટ હલાવ્યો, તૂટેલા દાંત પર એના જીવન્ત હોઠ હાલતા હતા, એની આંખો

ગતિહીન છલકાતી હતી અને એક તીખા હાસ્ય સાથે એણે વાત પૂરી કરી, કદાચ રડવાને કારણે પણ હોય.

'હા, સાચી વાત છે...સાચી છે...' બીજાઓએ સંમતિ દર્શાવી.

કોટમાં ઢબૂરાયેલી, ખૂણે પોટલાની જેમ પડેલી પેલી સ્ત્રી છેલ્લા ત્રણ માસથી પોતાના પતિ અને મિત્રોના મોઢે પોતાના ઊંડા દુઃખને કમ કરવા માટે કશુંક સાંભળવાની રાહ જોતી હતી—એવું કંઈક જેથી એ સમજી શકે કે કેવી રીતે એક મા પોતાના પુત્રને, એ જરૂરી નથી કે તે મરી જ જાય, જીવનહાનિના ભય સુધી મોકલવા તૈયાર થાય છે. પણ એ બધી વાતોમાં એક શબ્દ પણ એને કામ લાગ્યો નહીં...અને એને એ જાણીને પણ તકલીફ થઈ કે—એણે વિચાર્યું હતું તેમ – કોઈ મારી ભાવનાઓને સમજી શકતું નથી.

પણ એ ઉતારુની વાતોથી એ આશ્ચર્યચકિત અને સ્તબ્ધ થઈ ગઈ. અચાનક એને એ વાત સમજાઈ ગઈ કે બીજા લોકોની એ કમજોરી નહોતી કે તેઓ એને સમજી ન શકે; બલકે એ પોતે પેલાં મા-બાપની ઊંચાઈ સુધી પહોંચી શકતી નહોતી. જેમણે રડચા વિના પોતાના બેટાને મોરચે જવા દીધા, એટલું જ નહીં તેમનું મોત પણ સ્વીકારી લીધું.

એણે માથું ઊંચુ કર્યું, પેલે ખૂણે થતી વાત સાંભળવા એણે ડોક લંબાવી. હવે તે સહયાત્રીઓને કહેતો હતો કે કઈ રીતે પોતાના દેશ અને રાજાને માટે એનો એક પુત્ર એક મહાનાયકની જેમ યુદ્ધભૂમિમાં સુખપૂર્વક અને કશાયે અફસોસ વિના ઢળી પડચો. એ સ્ત્રીને લાગ્યું કે પોતે એક અજાણી દુનિયામાં પોતે જે સ્વપ્નમાંયે જોઈ નહોતી, આવી ગઈ છે, અને એ જોઈને ખુશી થઈ કે બધા લોકો પોતાના પુત્રને વિશે બેધડક કહેનારા બહાદુર પિતાને શાબાશી આપે છે.

પછી અચાનક જ અત્યાર સુધી થયેલી કોઈ વાત સાંભળી

જ ન હોય, પોતે જાણે સ્વપ્નામાંથી જાગી ઊઠી હોય, એમ એ, તે માણસ તરફ વળી અને પૂછ્યું, 'તો...ખરેખર, તમારો પુત્ર મરી ગયો ?'

સૌએ એની તરફ જોયું. પેલા વૃદ્ધ માણસ પણ એને જોવા વળ્યો. આંસુથી ઊભરાતી એની મોટી આંખો એ સ્ત્રી પર મંડાઈ. થોડી વાર સુધી એણે કંઈક કહેવાનો પ્રયત્ન કર્યો, પણ એના મોઢામાંથી એક શબ્દ પણ નીકળ્યો નહીં. એ એની તરફ જોતો રહ્યો. જાણે ત્યારે જ એ પ્રશ્નથી જ, એને અચાનક એવો અહેસાસ થયો કે મારો પુત્ર ખરેખર મરી ચૂક્યો છે...હંમેશને માટે જઈ ચૂક્યો છે...એનો ચહેરો સંકોચાયો, ખરાબ રીતે બગડ્યો, અને એણે ઝડપથી ગજવામાંથી રૂમાલ કાઢ્યો અને સૌને અચંબામાં નાખતી, હૃદય હચમચાવી નાખતી ચીસો પાડીને રડવા લાગ્યો. □

## મુક્તક

તૂટતી નથી દીવાલ, અહીં જર્મની નથી,
'આઝાદી' નામની કોઈ દીવાનગી નથી;
કિલ્લાને સાચવી રહ્યાં ચૂંટણીનાં પોસ્ટરો,
શિવાજી કે પ્રતાપની પહેરેગીરી નથી.



સોહામણા હતા તે ઍક્ટર બની ગયા,
દેખાવડા ન'તા તે મિનિસ્ટર બની ગયા;
લૉકેટમાં એ કોઈને રહેવું ગમ્યું નહીં,
મારા નગરની ભીંતનાં પોસ્ટર બની ગયાં !

—રતિલાલ 'અનિલ'

## પાછા ફરવાની મોસમ / અઝીઝ ઉલ્‌-અઝરી

અલાઇ અલ્‌-કાલીને આજે જ સમજાયું કે સફેદ અને શ્યામ વચ્ચે કેટલું અંતર છે. એ જાણી ગયો કે કેટલી સહેલાઈથી માણસ-માણસાઈ છોડીને તુચ્છ જાનવર બની જાય છે. એણે જાણી લીધું કે પશ્ચિમના આ દેશમાં કોઈ પણ અપરાધ કર્યા વિના પોતે કેટલો અપમાનિત અને મૂલ્યહીન છે. કોઈ તુચ્છ પ્રાણી, કૂતરા જેવો એને અહીંની ભૂરી આંખો પ્રત્યે નફરત થઈ ગઈ.

એને યાદ આવ્યું કે પોતે કેટલા આદર સાથે સિમ મોડલિન સામે ઊભો રહેતો અને એ કેવી દુષ્ટતાથી એને જોઈને સ્મિત કરતી.. પછી તે કેવી રીતે પોતાના પ્રિય ડબ્બા તરફ સંકેત કરતો. તે એને પેલો ડબ્બો આપતી અને સ્મિત કરતી. જવાબમાં એ પણ હસતો અને ડબ્બો લઈને ઘેર આવતો. પછી ડબ્બો ખોલતો, પેટ ભરીને ખાતો અને બિછાને પડી પોતાના વતન, પોતાની આઈશા તથા પોતાનાં વહાલાં બાળકોને સંભારતો. એમ વિચાર કરતાં, હસતાં એને ઊંઘ આવી જતી. પછી સવારે જાગતો અને કામે લાગી જતો.

પોતે ક્યાં આવી પડ્યો છે અને ગોરાઓનો આ દેશ કેવો છે. એ વિચારતો હતો. અહીંના લોકો અમને જોઈને હસે છે, પણ અમારે માટે એમનાં હૃદય બંધ છે. એમની ચામડી જેટલી ધોળી અને નિર્દોષ છે, એની અંદરની દુનિયા એટલી જ કાળી અને ઉપેક્ષાભરી છે. એઓ અમને માણસ મટાડી કૂતરાની કક્ષાએ ઉતારી મૂકે છે. એ લોકો ઉપરથી ચમકદાર પરંતુ અંદરના પદાર્થ જેવા જ બદસૂરત અને ધૃણાસ્પદ છે. હવે તો વતન પાછા ફરવું અનિવાર્ય બની ગયું છે.

ધુમ્મસ અને ભારે ઠંડી હોવા છતાં એ દિવસની શરૂઆત બહુ સુંદર હતી. એ રજાનો દિવસ હતો. એ દિવસે અલાલ આખા અઠવાડિયાનો થાક ઉતારવા આરામ કરતો. રજાના દિવસે સવારે જ એ ઘરેથી નીકળી પડતો. એકલતા અને પરદેશમાં હોવાનું દુઃખ ભૂલવા ચહેરના માર્ગો પર આંટા મારતો, ખૂબ થાકી જતો ત્યારે સાગરકાંઠે જતો, ત્યાં એ સાગર સામે જોતો વિચારમાં ડૂબકી મારતો. પછી પોતાનાં સ્વપ્નોની દુનિયામાં સહેલ કરવા માંડતો. એ વિચારતો—આ ભૂરા, શાંત સાગરના દક્ષિણ કિનારે પેલી ધરતી છે, જેનો રંગ પોતાની ચામડીના રંગ જેવો છે. પછી એને ઘોડેસ્વાર દેખાતો—મેદાન જીત્યા પછી પોતાનાં ગજવાં સિક્કાઓથી ભરી પોતાના વતને પાછો ફરતો ઘોડેસ્વાર. પછી એ અનુભવતો કે એ ઘોડેસ્વાર હાજી અલાલ ઉલૂ-ફાલી સિવાય બીજો કોઈ નથી. એ ગામના રસ્તેથી પસાર થતો ત્યારે રસ્તે રમતાં બાળકો રમત છોડી આદરપૂર્વક નીચી નજરે એને જોતાં. આંગળી ચીંધી ઇશારાથી સૂચવતાં કે, જુઓ પેલો હાજી અલાલ ઉલૂ-ફાલી જાય...એ ગોરાઓના દેશમાં ગયો હતો, ત્યાં એક વર્ષ વીતાવી હવે વતનમાં પાછો ફર્યો છે. હવે એમની ગણના અહીંના અમીરોમાં થાય છે.

સૂર્ય ડૂબતાં સુધી એ આવા ખ્યાલોમાં સાગરકાંઠે બેસી રહેતો. ઘડિયાળ સામે જોતો અને વિચારતો: અત્યારે મારી આયશા

## પાછા ફરવાની મોસમ / અઝીઝ ઉલૂ-અઝરી

અલાલ અલ્-કાલીને આજે જ સમજાયું કે સફેદ અને શ્યામ વચ્ચે કેટલું અંતર છે. એ જાણી ગયો કે કેટલી સહેલાઈથી માણસ માણસાઈ છોડીને તુચ્છ જાનવર બની જાય છે. એણે જાણી લીધું કે પશ્ચિમના આ દેશમાં કોઈ પણ અપરાધ કર્યા વિના પોતે કેટલો અપમાનિત અને મૂલ્યહીન છે. કોઈ તુચ્છ પ્રાણી, કૂતરા જેવો એને અહીંની ભૂરી આંખો પ્રત્યે નફરત થઈ ગઈ.

એને યાદ આવ્યું કે પોતે કેટલા આદર સાથે સિસ મોડલિન સામે ઊભો રહેતો અને એ કેવી દુષ્ટતાથી એને જોઈને સ્મિત કરતી. પછી તે કેવી રીતે પોતાના પ્રિય ડબ્બા તરફ સંકેત કરતો. તે એને પેલો ડબ્બો આપતી અને સ્મિત કરતી. જવાબમાં એ પણ હસતો અને ડબ્બો લઈને ઘેર આવતો. પછી ડબ્બો ખોલતો, પેટ ભરીને ખાતો અને બિછાને પડી પોતાના વતન, પોતાની આઈશા તથા પોતાનાં વહાલાં બાળકોને સંભારતો. એમ વિચાર કરતાં, હસતાં એને ઊંઘ આવી જતી. પછી સવારે જાગતો અને કામે લાગી જતો.

એ સારી રીતે જાણતો હતો કે અહીં કરકસરથી રહેવું કેટલું જરૂરી છે. અહીં કરકસર કરીને પૈસા બચાવીને વતન પાછો ફરે તો જ ત્યાં તે જમીન ખરીદી શકે, હાજી અલાલ ઉલૂ-કાલી બની શકે. કરકસર જ વતનમાં પાછા ફરવાનો આધાર હતો. તે કાયમ આ જ ધોરણે વિચારતો પરંતુ આજે...આજે જ એને ખ્યાલ આવ્યો કે

પોતે ક્યાં આવી પડ્યો છે અને ગોરાઓનો આ દેશ કેવો છે. એ વિચારતો હતો. અહીંના લોકો અમને જોઈને હસે છે, પણ અમારે માટે એમનાં હૃદય બંધ છે. એમની ચામડી જેટલી ધોળી અને નિર્દોષ છે, એની અંદરની દુનિયા એટલી જ કાળી અને ઉપેક્ષાભરી છે. એઓ અમને માણસ મટાડી કૂતરાની કક્ષાએ ઉતારી મૂકે છે. એ લોકો ઉપરથી ચમકદાર પરંતુ અંદરના પદાર્થ જેવા જ બદસૂરત અને ઘૃણાસ્પદ છે. હવે તો વતન પાછા ફરવું અનિવાર્ય બની ગયું છે.

ધુમ્મસ અને ભારે ઠંડી હોવા છતાં એ દિવસની શરૂઆત બહુ સુંદર હતી. એ રજાનો દિવસ હતો. એ દિવસે અલાલ આખા અઠવાડિયાનો થાક ઉતારવા આરામ કરતો. રજાના દિવસે સવારે જ એ ઘરેથી નીકળી પડતો. એકલતા અને પરદેશમાં હોવાનું દુઃખ ભૂલવા ચહેરના માર્ગો પર આંટા મારતો, ખૂબ થાકી જતો ત્યારે સાગરકાંઠે જતો, ત્યાં એ સાગર સામે જોતો વિચારમાં ડૂબકી મારતો. પછી પોતાનાં સ્વપ્નોની દુનિયામાં સહેલ કરવા માંડતો. એ વિચારતો—આ ભૂરા, શાંત સાગરના દક્ષિણ કિનારે પેલી ધરતી છે, જેનો રંગ પોતાની ચામડીના રંગ જેવો છે. પછી એને ઘોડે-સ્વાર દેખાતો—મેદાન જીત્યા પછી પોતાનાં ગજવાં સિક્કાઓથી ભરી પોતાના વતને પાછો ફરતો ઘોડેસ્વાર. પછી એ અનુભવતો કે એ ઘોડેસ્વાર હાજી અલાલ ઉલૂ-ફાલી સિવાય બીજો કોઈ નથી. એ ગામના રસ્તેથી પસાર થતો ત્યારે રસ્તે રમતાં બાળકો રમત છોડી આદરપૂર્વક નીચી નજરે એને જોતાં. આંગળી ચીંધી ઇશારાથી સૂચવતાં કે, જુઓ પેલો હાજી અલાલ ઉલૂ-ફાલી જાય...એ ગોરાઓના દેશમાં ગયો હતો, ત્યાં એક વર્ષ વીતાવી હવે વતનમાં પાછો ફર્યો છે. હવે એમની ગણના અહીંના અમીરોમાં થાય છે.

સૂર્ય ડૂબતાં સુધી એ આવા ખ્યાલોમાં સાગરકાંઠે બેસી રહેતો. ઘડિયાળ સામે જોતો અને વિચારતો: અત્યારે મારી આયશા

જંગલેથી લાકડાંનો ભારો માથે ઉપાડીને ધીમાં પગલે ઘરે પાછી ફરતી હશે. પછી એ સ્વગત બોલતો: 'આઈશા, તું ચિંતા ન કર, થોડી ધીરજ રાખ. મને પાછો ફરવા દે. પછી તારે શરીરના ધૂળના રજકણનો બોજ પણ ઉપાડવો નહીં પડે!

સાંજના સમયે એ ઘરે જવા પહેલાં શરીરની બધી શક્તિ નાકમાં કેન્દ્રિત કરતો, દક્ષિણ તરફ મોઢું કરીને પોતાના દેશની ખુશ્બૂ ફેફસામાં ભરવાનો પ્રયત્ન કરતો પરંતુ પાણી, લીલ અને તેલની ગંધ સિવાય કશું જ અનુભવતો નહીં. એને થતું, પાછા ફરવું બહુ જરૂરી છે.

પરંતુ આજનો દિવસ બીજા દિવસો કરતાં સાવ ભિન્ન હતો. હવે અલાલ ઉલૂ-કાલીને શાંતિ પ્રાપ્ત કરવાની જરૂર નહોતી રહી. આજે એ અહીંના ગાઢ ધુમ્મસ અને સખ્ત ઠંડી છતાં પોતાને પોતાના દેશની નજીક અનુભવતો હતો. આજે એણે પોતાના દેશને પોતાના હાથે સ્પર્શ્યો હતો. આજે એણે પોતાના દેશ સાથે ઘણી વાતો કરી હતી.

આજે સવારે એ ઘરેથી નીકળ્યો તો, એણે પેલાને દૂરથી જોઈ લીધો. અલાલની નજરો એના પરિચિત ચહેરા પર મંડાઈ. એ તો કસમ ખાઈને કહેવા તૈયાર હતો કે આ ઘઉંલા રંગનો માણસ મારા જ દેશનો છે. પછી નજરો મળી ત્યારે અલાલે ભરપુર પ્રસન્નતા અનુભવી. એનું વ્યાકુળ હૃદય નિર્મમતાથી ધડકવા લાગ્યું. બંને એકબીજા તરફ ખેંચાયા. અલાલે મધ જેવા મીઠા શબ્દો પોતાના કાનોમાં પડતા અનુભવ્યા.

અલાલ ઉલૂ-કાલીએ હર્ષાતિરેકમાં લાંબો શ્વાસ લીધો અને પ્રાર્થના કરતો હોય એમ ગણગણવા લાગ્યો, 'હમવતન! મારો હમવતન!' પછી બંને એકબીજાને ભેટ્યા.

'તમે અહીં શું કરો છો?' એણે અલાલને પૂછ્યું.

'હું અહીં મજૂરી કરું છું.' અલાલે કહ્યું.

'અને તું ?' અલાલે પૂછ્યું.

'હું અહીં ભણવા આવ્યો છું.' એણે જવાબ આપ્યો. બંને એકબીજાના હાથ પકડી વાત કરવા લાગ્યા. 'દેશમાંથી ક્યારે આવ્યા ?' અલાલે બેચેનીથી પૂછ્યું.

'બે દિવસ પહેલાં.'

'તો તો વતનનો પરસેવો હજી તારા શરીર પરથી સુકાયો નહીં હોય! તારી સાથે વતનની ઘણી વાતો થશે.' પછી એ વતન વિશે આતુરતાથી પ્રશ્નો કરવા લાગ્યો.

'વતનનું આકાશ કેવું છે? જમીન કેવી છે? ડુંગર અને રણના શા હાલ છે? સૂરજ અને વરસાદની શી સ્થિતિ છે? લોકો કેમ છે?' પછી પૂછ્યું, 'શું અહીંનું શિક્ષણ વધારે સારું છે?'

'હા, અહીંનું શિક્ષણ વધારે સારું છે.' હવે પ્રશ્ન પૂછવાનો વારો એનો હતો. એણે અલ્લાલને પૂછ્યું, 'અહીં રોજગારની સ્થિતિ કેવી છે?'

'થકવી નાખે છે, પણ ઠીક છે.' અલાલે કહ્યું.

અલાલે ખૂબ ઉત્સાહથી કહ્યું, 'આજે તારે મારા મહેમાન થવાનું છે.'

'અહીં તો સખાવત અને મહેમાનદારીની કલ્પના જુદી છે. તમે વતનની વાતો અહીં પણ ભૂલ્યા નથી. એ બધું વતનમાં જ વધારે સારું લાગે છે. અહીં તો ભોજન બહુ મોંઘું છે.' એણે કહ્યું.

'એની ચિંતા ન કર. મને ખોરાકના એવા ડબ્બાની જાણ છે, જેનો સ્વાદ સારો, પણ કિંમત ઓછી હોય છે. તું પોતે જ જોજે !' અલાલ બોલ્યો.

પછી બંને એકસાથે હસ્યા. મોડલીનના કૃત્રિમ હાસ્ય કરતાં એ હાસ્ય જુદું, કુદરતી હતું. મોડલીન સામે તો એને શિસ્તબદ્ધ રીતે ઊભા રહેવું પડતું હતું.

બંને હાથમાં હાથ લઈ ઘેર પહોંચ્યા. વાત તો ચાલ્યા જ

કરતી હતી. વતનની બહાર રહેવા વિશે પેલાએ પૂછ્યું તો અલાલે કહ્યું કે એ ઘણું અઘરું છે, પણ શું થાય? આજીવિકા માટે એમ કરવું પડે છે.'

ઘેર પહોંચતાં બંનેએ એકસાથે ભૂખ અનુભવી. પેલાએ પૂછ્યું, 'તમારો પેલો સ્વાદિષ્ટ ખોરાકનો ડબ્બો ક્યાં છે?' એને તો એવી ચીજ અહીં મળે એવો વિશ્વાસ પણ નહોતો. અલાલે બહાર જતાં કહ્યું, 'હમણાં જ આવું છું.'

અલાલ મિસ મોડલીનની દુકાને જતો હતો પણ ખુશીમાં એના પગ જાણે જમીન પર પડતા નહોતા. અહીં આવ્યા પછી એ પ્રથમ વાર ગણગણતો હતો. આજે એણે અનુભવ્યું કે પરદેશમાં એકલા હોવું કેટલું યાતનાભર્યું હોય છે. આપણે અહીંના લોકોની ભાષા સુદ્ધાં જાણીએ નહીં! પણ હવે વાંધો નહીં. મારા વતનનો માણસ મને મળી ગયો છે.

અલાલ મિસ મોડલીનની દુકાનમાં ગયો. એને જોઈને મોડલીન અર્થપૂર્ણ હસી અને એની સામે એનો માનીતો ડબ્બો મૂકી દીધો. અલાલે એને ઇશારાથી કહ્યું કે આજે એક નહીં, બે ડબ્બા જોઈશે. એ ખુશાથી બબડ્યો: આજે મારે ત્યાં એક મહેમાન પણ છે— મારો દેશવાસી. મિસ મોડલીન ઇશારો સમજી ગઈ. બીજો ડબ્બો એની સામે મૂકીને એ હસી. અલાલે કિંમત ચૂકવી. ડબ્બા લઈને એ હસતો ઉત્સાહભેર બહાર આવ્યો ત્યારે એ ગણગણતો હતો.

ઘેર પહોંચી એક ડબ્બો પોતાની સામે અને બીજો ડબ્બો મહેમાનની સામે મૂક્યો, 'લ્યો, ખાવ! ઓછા મૂલ્યનો છતાં સ્વાદિષ્ટ છે!'

મહેમાને વિસ્મયથી ડબ્બાની સામે જોયું. તે હાથમાં લીધો. અને એના પરનું લખાણ વાંચવા લાગ્યો. એણે એકાએક ચીસ પાડી: 'અલાલ, આ શું? આ તો કૂતરાના ખોરાકનો ડબ્બો છે!'

અલાલ પર તો જાણે વીજળી પડી. એને સમજ ન પડી કે

આ હમવતની શું કહે છે. એ માંડ બોલી શકયો, 'હેં! કૂતરાનો ખોરાક?' એ તો કલ્પનામાં યે વિચારી શકતો નહોતો.

મહેમાન હજી એને અજબ જેવી નજરે જોતો હતો, અલાલને લાગતું હતું કે મારા પગ નીચેથી જમીન સરકી રહી છે. એને બધું ચકરવકર ફરતું લાગ્યું. એને થયું કે હું માણસ નહીં, તુચ્છ જાનવર છું, કૂતરો, પણ ભસવાની શક્તિ વગરનો.

એનાં તમામ સ્વપ્નાં તૂટી પડયાં—એકલો પડતો એને સાગર-કિનારે બેસીને જોતો તે. એ પોતાને ખૂબ જ તુચ્છ અનુભવી રહ્યો. ભારે શરદી હોવા છતાં એના શરીરે પરસેવો વળ્યો. એ ફરી બબડયો, કૂતરાનો ખોરાક? છિછડાં?'

પોતે મિસ મોડલીન સામે ઊભો છે એવી એણે કલ્પના કરી, પણ ચિત્ર બહુ ધૂંધળું હતું. એનું માથું ચકરાવા લાગ્યું. વતનના વિદ્યાર્થીએ એને બંને હાથે ઝાલી ન લીધો હોત તો એ ફસડાઈ પડત.

મહેમાને એને તસલ્લી આપી. એના તીખા, કડવા અહેસાસને નરમ કરવાનો એ નિષ્ફળ પ્રયત્ન કરતો હતો. 'જવા દો યાર, એમાં શું! અહીંના લોકો જાય ચૂલામાં! આપણને કયાં કોઈની પરવાહ છે. આ લો, આજે આપણે આ જ ખોરાક જમીએ. કોઈ વાત નથી.' અને એ ડબ્બો ખોલવા લાગ્યો. અલાલને કહ્યું, 'છોડો એ વાત, આવો જમીએ!'

પણ અલાલ એ સાંભળી ન શકયો. એ તો વિચારતો હતો: 'આ મનહુસ દેશ છોડીને હું મારા દેશમાં ચાલ્યો જઈશ. મારી આઈશા, મારાં બાળકો પાસે!' એ રૂંધાયેલા સાદે બોલ્યો, 'હું વતન ચાલ્યો જઈશ.'

'શા માટે?' એના હમવતનીએ પૂછ્યું.

પણ અલાલે એ સાંભળ્યું જ નહીં હોય તેમ ફરી બોલ્યો, 'હું વતન પાછો જાઉં છું.'

એના દેશના પેલા વિદ્યાર્થીએ એને અહીં રહેવાની જરૂર વિશે બહુ સમજાવ્યો. પણ એ તો બોલતો હતો: 'અલાલ, તને ધિક્કાર છે.' હવે તારી ગયેલી ઇજ્જત તને પાછી નહીં મળે, હવે તારા જખ્મ કદી ન રૂઝાય. અહીં રહેશે ત્યાં સુધી તારી ઇન્સાનિયત તને પાછી નહીં મળે. તું અહીં એક તુચ્છ જાનવર જ રહેશે.'

પછી એણે વિચાર્યું: 'ના, અહીં હું જાનવર થઈને નહીં રહું, હું ઇન્સાન બનીને રહીશ. આ ડબ્બા પર લખેલા શબ્દોનો અર્થ સમજી શકે એવો ઇન્સાન બનીશ.'

હમવતની મહેમાને એને ફરી સમજાવ્યો: 'અલાલ, ભાવુક ન થાઓ. તમારે અહીં જ રહેવું જોઈએ. બરાબર વિચારી લો. ઘરે પાછા ફરીને તમારાં બીબી–બચ્ચાંને શું કહેશો?'

'ના, ના! હવે હું કોઈ રીતેય અહીં રહી શકું નહીં. તું અહીં રહે. તું અહીં તારા દિમાગ માટે આવ્યો છે. મેં તો માત્ર પેટ ભરવા માટે સાગર ઓળંગ્યો છે, અને મારું આ પેટ કૂતરાના ખોરાકથી ભરેલું છે...અલાલ બબડ્યો.

પછી અલાલ કશું ખાધાપીધા વિના જ બિછાને આડો પડ્યો. એને વિચાર આવવા લાગ્યો કે પોતે સફેદ ઘોડા પર સવાર થયો છે. ઘોડો તીર વેગે દોડે છે, અને જમીન અને આસમાન જ્યાં એક થઈ ગયાં છે ત્યાં પહોંચવા દોડે છે. પછી એ ક્યારેય ન હસ્યો હોય એવું હસ્યો અને બોલ્યો, 'કાલે હું મારા દેશમાં પાછો ફરીશ.' ☐

(મોરોક્કોની નવલિકા)

**જીવન**

આલબમમાં એમ છે ચિત્રો ઘણાં,  
ને વળી એન્લાર્જની મોંઘી કળા!  
વાસ્તવમાં છે જીવન એવી છબિ:  
અણપ્રીછ્યું એક સ્મિત ને મોનાલિસા.

—રતિલાલ 'અનિલ'

## ચૂકી જવું... / કઙકી

કોઈ વાર ચૂકી જવું છેવટે સારું લાગે છે. કોણ જાણે કેમ બહાર, દૂર દૂર જવાનો ઉમળકો હોવા છતાં શરીર આળસુ રહે છે. કલ્પના દૂરના સ્થાને પહોંચી જાય છે. કશું આછું આછું સ્વપ્નિલ જુએ છે, આનંદ થાય છે, ત્યાં જવાનું છે, આ આછું આછું દેખાય છે તે સ્પષ્ટ દેખાશે, જોઈશ ત્યાં સુધી દેખાશે, સગવડે આંખ બંધ કરી, ફરી ઉઘાડીશ તો દેખાશે, ત્યાં ફરીશ, આ કોણથી, પેલા કોણથી નિરખીશ, એક દૃશ્યને ય કેટલાં પાસાં છે એનો સાશ્ચર્ય અનુભવ કરીશ. ખરબચડા અસબાબ પર પણ આંગળી ફેરવી જોઈશ, અને ત્યાં આંખે ઠંડા પાણીની છાલક માર્યા વિના યે આંખોમાં અજબ જેવી રાહત અનુભવીશ...અને એવા કલ્પાનાસુખમાં મોડું થાય છે. ઘરના કહે છે જવું જ છે, તો વહેલો થા, ઝડપ કર, મોડું થશે, ટ્રેન ચૂકી જઈશ, શહેર કેટલું વિસ્તરી ગયું છે, મોડો નહીં પડે તોયે ટ્રેનના ડબ્બામાં તારી જગ્યા મેળવવામાં મોડો પડશે, આવી ચેતવણી છતાં પગમાં ગતિ નથી આવતી, કાર્યમાં ઝડપ નથી આવતી, જવાનું સુખ અને લાલસા નથી હોતી ત્યારે એવું જ બને છે, સુખ આપણી ગતિને મંદ કરે છે, ગતિ કદાચ સુખમાં અંતરાય બનતી, વિક્ષેપ પડતી હોય એમ સુખ અલસ રાખે છે. સવારની ટ્રેન બધી ટ્રેનથી જુદી હોય છે. રસ્તા હજી જાગ્યા હોતા નથી. ઘરોની બારીઓ ખૂલી નથી હોતા, કોઈ ઘરની બંધ કાચની બારીમાંથી અંદર લાઇટ સળગતી દેખાય છે. ધૂંધળી સવારે સળગતી લાઇટ પણ અધમીંચી આંખે આસપાસ જોતી હોય એવી લાગે છે.

એના દેશના પેલા વિદ્યાર્થીએ એને અહીં રહેવાની જરૂર વિશે બહુ સમજાવ્યો પણ એ તો બોલતો હતો: 'અલાલ, તને ધિક્કાર છે.' હવે તારી ગયેલી ઇજ્જત તને પાછી નહીં મળે, હવે તારા જખ્મ કદી ન રૂઝાય. અહીં રહેશે ત્યાં સુધી તારી ઇન્સાનિયત તને પાછી નહીં મળે. તું અહીં એક તુચ્છ જાનવર જ રહેશે.'

પછી એણે વિચાર્યું: 'ના, અહીં હું જાનવર થઈને નહીં રહું, હું ઇન્સાન બનીને રહીશ. આ ડબ્બા પર લખેલા શબ્દોનો અર્થ સમજી શકે એવો ઇન્સાન બનીશ.'

હમવતની મહેમાને એને ફરી સમજાવ્યો: 'અલાલ, ભાવુક ન થાઓ. તમારે અહીં જ રહેવું જોઈએ. બરાબર વિચારી લો. ઘરે પાછા ફરીને તમારાં બીબી–બચ્ચાંને શું કહેશો?'

'ના, ના! હવે હું કોઈ રીતેય અહીં રહી શકું નહીં. તું અહીં રહે. તું અહીં તારા દિમાગ માટે આવ્યો છે. મેં તો માત્ર પેટ ભરવા માટે સાગર ઓળંગ્યો છે, અને મારું આ પેટ કૂતરાના ખોરાકથી ભરેલું છે...અલાલ બબડ્યો.

પછી અલાલ કશું ખાધાપીધા વિના જ બિછાને આડો પડ્યો. એને વિચાર આવવા લાગ્યો કે પોતે સફેદ ઘોડા પર સવાર થયો છે. ઘોડો તીર વેગે દોડે છે, અને જમીન અને આસમાન જ્યાં એક થઈ ગયાં છે ત્યાં પહોંચવા દોડે છે. પછી એ ક્યારેય ન હસ્યો હોય એવું હસ્યો અને બોલ્યો, 'કાલે હું મારા દેશમાં પાછો ફરીશ.' □

(મોરોક્કોની નવલિકા)

### જીવન

આલબમમાં એમ છે ચિત્રો ઘણાં,
ને વળી એન્લાર્જની મોંઘી કળા!
વાસ્તવમાં છે જીવન એવી છબિ:
અણપ્રીછ્યું એક સ્મિત ને મોનાલિસા.

—રતિલાલ 'અનિલ'

## ચૂકી જવું... / કડકી

કોઈ વાર ચૂકી જવું છેવટે સારું લાગે છે. કોણ જાણે કેમ બહાર, દૂર દૂર જવાનો ઉમળકો હોવા છતાં શરીર આળસુ રહે છે. કલ્પના દૂરના સ્થાને પહોંચી જાય છે. કશું આછું આછું સ્વપ્નિલ જુએ છે, આનંદ થાય છે, ત્યાં જવાનું છે, આ આછું આછું દેખાય છે તે સ્પષ્ટ દેખાશે, જોઈશ ત્યાં સુધી દેખાશે, સગવડે આંખ બંધ કરી, ફરી ઉઘાડીશ તો દેખાશે, ત્યાં ફરીશ, આ કોણથી, પેલા કોણથી નિરખીશ, એક દશ્યને ય કેટલાં પાસાં છે એનો સાશ્ચર્ય અનુભવ કરીશ. ખરબચડા અસબાબ પર પણ આંગળી ફેરવી જોઈશ, અને ત્યાં આંખે ઠંડા પાણીની છાલક માર્યા વિના યે આંખોમાં અજબ જેવી રાહત અનુભવીશ...અને એવા કલ્પાનાસુખમાં મોડું થાય છે. ઘરના કહે છે જવું જ છે, તો વહેલો થા, ઝડપ કર, મોડું થશે, ટ્રેન ચૂકી જઈશ, શહેર કેટલું વિસ્તરી ગયું છે, મોડો નહીં પડે તોયે ટ્રેનના ડબ્બામાં તારી જગ્યા મેળવવામાં મોડો પડશે, આવી ચેતવણી છતાં પગમાં ગતિ નથી આવતી, કાર્યમાં ઝડપ નથી આવતી, જવાનું સુખ અને લાલસા નથી હોતી ત્યારે એવું જ બને છે, સુખ આપણી ગતિને મંદ કરે છે, ગતિ કદાચ સુખમાં અંતરાય બનતી, વિક્ષેપ પડતી હોય એમ સુખ અલસ રાખે છે. સવારની ટ્રેન બધી ટ્રેનથી જુદી હોય છે. રસ્તા હજી જાગ્યા હોતા નથી. ઘરોની બારીઓ ખૂલી નથી હોતા, કોઈ ઘરની બંધ કાચની બારી-માંથી અંદર લાઇટ સળગતી દેખાય છે. ધૂંધળી સવારે સળગતી લાઇટ પણ અધમીંચી આંખે આસપાસ જોતી હોય એવી લાગે છે.

વાહનની ગતિ, ઘરઘરાટ, વચ્ચે વાહન રોકાય છે છતાં ભાઈ ઝટ કર એવી તાકીદ થતી નથી, રૂખડ લાગતી કાળી સડક અત્યારે સે'જ ઓસભીની છે...વાહનોએ તેલનો સ્પર્શ કરાવેલો સડકને તેની ગંધ છે...અહીં સુખને, ગંધને પણ વિચિત્ર કરી મૂકવામાં આવી હોવાનું અનુભવાય છે. અટકેલું વાહન ફરી ઘર્‌ર્‌ર્‌...ઘર્‌ર્‌ર્‌...કરે છે...પાસેથી ઓર સ્પીડમાં વહી ગયેલા વાહનનો અદીઠ સપાટો વાગ્યો...તંદ્રાભંગ જેવું લાગ્યું...ઊંઘ ઉડાડવા આ શહેરમાં કોઈ ટાઢા પાણીની છાલક મારતું નથી, હવાનો સપાટો મારે છે...ગતિનો શ્લોક બનતો નથી, કાંઈ નાટકી ખેત બને છે...અને આંચકાભેર વાહન અટકે છે. પૈસા માટે ગજવું ફંફોસું છું...ટિકિટબારી સાવ સૂની છે. 'ટ્રેન ગઈ...' વાહનવાળો ચોંકાવે છે...ગજવું ફંફોસતો હાથ અટકી જાય છે...જાણે અત્યાર સુધીની બધી તન્દ્રા એકઝાટકે તૂટી જાય છે... કહું છું, 'બારીએ પૂછી આવ, ટ્રેન ખરેખર ગઈ!' મારે બીજો નહીં શોધવો પડે એવા વિચારેય હોઈ શકે, તેણે એક પગથિયા ઊતરતાને જ પૂછ્યું. 'ટ્રેન ગઈ?' 'હા, દૂર નીકળી ગઈ હશે...' અને એ ચાલ્યો ગયો. વાહનવાળાએ સામે જોયું...તરતમાં જવાની દિશામાં જતી કોઈ ટ્રેન આવતી નહોતી...'તો પાછી લે રિક્ષા...' કહ્યું, કંઈક શરમ જેવું અનુભવ્યું, ક્ષોભ થયો. ક્ષોભની દશામાં આપણે જે જોઈએ તે જુદું લાગે છે. રિક્ષાવાળાના મોઢા પર આછો પ્રગટેલો હાસ્યનો ઉજાસ...જાણે એનો અપ્રગટ અંશ આછો આછો પ્રગટ થયો હોય એવું લાગ્યું, તેણે વાહન સ્ટાર્ટ કર્યું અને જે આવતી વખતે જોયું હતું તે પાછા ફરતાં ફરી જોવા લાગ્યો...એક તો ક્ષોભને કારણે કંઈક જુદું લાગતું હતું...સડકે તંદ્રા છોડી હોય એવું પણ વધેલી ચહલપહલથી લાગતું હતું તો સવારનો આછો પ્રવાસ પણ સહેજ ખુલ્લો થયો હતો...તંદ્રામાં જોયેલાં દશ્યો ક્ષોભ કે ભોંઠપની દશામાં જુઓ તો જુદાં લાગે છે...જાણે મૂગાં દશ્યોના મોઢે પણ હોઠખીડચું ફૂટું ફૂટું થતું આછું હાસ્ય ન હોય—એવું

લાગે. હવે કાંઈ ઠેકાણે રસ્તે, વચ્ચોવચ બેઠેલું પેલું કૂતરું નથી દેખાતું. એ જાણે શાંતિની ચોકી કરતું હતું તે શાંતિ જ નથી રહી તો ચોકી શું કરવી કે પછી' 'મારી ડ્યૂટી પુરી થઈ' એવા ભાવથી એ ચાલ્યું ગયું હોય...લારીમાં સૂતેલો દેખાતો પેલો માણસ બેઠો થઈ ગયો છે...સારું થયું કે હજી સડક પર અને આસપાસ જોવાનું રહ્યું, નહિતર ધોયેલા મૂળા જેવો પાછો ફર્યો જોઈ ઘરમાં કોઈ ગુસ્સા કે ચીડથી તો કોઈ ટિખળી પ્રસન્નતાથી, વ્યંગથી જોશે, તો કોઈ બસ જોઈ જ રહેશે.. .એવી કલ્પનાથી વધારે ભોંઠપ અનુભવીને ખાસ્સો સંકોચાઈ ગયો હોત I જવાના ઉલ્લાસમાં હું ખીલ્યો જ નહોતો તો પછી પાછા ફરતાં સંકોચાઉં શા માટે? એવા વિચારે હસ્યો...સડક પરની બત્તી ઓલવાઈ જવી જોઈતી હતી, છતાં તે હજી બળતી હતી, કદાચ હું પાછા ફરતાં ઓલવાઈ નહોતો ગયો એટલેયે એમ હોય! □

## શે'ર

હોય ફળ કે પાંદડાં તો એની જુદી વાત છે
વૃક્ષ પરથી પાનખરને કોણ ઝંઝેડી શકે?

મળવા ગઈ ભીનાશ કદી ખંડિયરને,
ઝાકળને લાગ્યું એમ હું પ્રસ્વેદ થઈ ગઈ!

—રતિલાલ 'અનિલ'

## થાકેલા પડખે

મારી અર્ધશતાબ્દીના થાકેલા પડખે
તાજા શ્વાસોચ્છ્વાસે જંપી રહ્યું છે
એકવીસમી સદીનું કૈશોર્ય...
એના નાનકડા મુખ પર
મારી સદીનાં અંધારાં–અજવાળાં ઝિલમિલાય છે...
અનાથ
વિચારતી ફૂટપાથ :
દૂર નદી–કાંઠાની માટીમાં
ક્યાંય ઊગતી હશે ઈંટો એના ઘરની ?
કયા જંગલના એ કયા વૃક્ષના થડમાંથી
નીકળશે દાદર, બારી...
ખુલ્લી હવાની ?
કયા બ્લેક બોર્ડ પર એનો સૂરજ ઊગશે ?
શું ક્યારેય એ પુષ્પો સુધી પૂગશે ?
આકાશી ઘંટ પરનો ખરશે કાટ ?
ફિલહાલ
પ્રશ્નાર્થના આંકડે ભેરવાયેલો હું
મારી સદીના દુ:સ્વપ્નમાં તો

કપરકાબીના કાળા ખખડાટે
ખાંસી રહ્યો છે બાળમજૂર...

—કિસન સોસા

કવિતા આગળ પ્રયોજાતા 'દલિત' શબ્દમાં ઘણુંખરું તો કવિતાના વિષયવિશેષનો નિર્દેશ થાય છે, તેના કોઈ તંત્રવિશેષનો (ટેક્નિકનો, રીતિનો, તરેહનો) નહીં એમ સમજું છું. સમાજમાં જ્યાં સુધી અસમતા હશે, અન્યાય હશે, વર્ગભેદ, વર્ણભેદ હશે, ગરીબધનિકના ભેદ નિપજાવતી અર્થ–વ્યવસ્થા હશે ત્યાં સુધી 'દલિત' કવિતા હશે, કારણ માણસ સમતા ઝંખે છે, ન્યાય ઝંખે છે, સામાજિક–આર્થિક સમાનતા ને એકતા ઝંખે છે. સાહિત્યમાં અવારનવાર ભેદની સામે અવાજો ઊઠતા રહ્યા છે, પણ એકંદરે એ અરણ્યરુદન ઠર્યા છે. એટલે જ હવે કવિ તારસ્વરે, આક્રમક રીતે એ વિશે સમાજને ઢંઢોળવા તરફ વળ્યો છે. 'દલિત' સાહિત્યનાં મૂળ આજના સમાજની જીવનની વ્યવસ્થામાં (એટલે કે અવ્યવસ્થામાં) રહ્યાં છે એટલું સમજાશે તો એના ભણી જોવાનો સાચો દષ્ટિકોણ જડશે.

ભાઈ કિસન સોસાની આ કૃતિના ઉદ્ગારો અંગતતાને પટંતરે આપણા સાંપ્રત જીવનની ને ભાવિની વિરોધરેખાઓ આંકે છે ને એમ વર્તમાનની વિષમતાના ધુમ્મસમાં ભાવિના દીપ્ત સૂરજની સાશંક ઝંખના સેવે છે. પોતાની પેઢી તો થાકેલી, હારેલી, અન્યાય–અપમાન સહન કરીને નિર્જીવ જેવી જીવે છે, ભાવિના ગર્ભમાં સેવાતી પેઢીનું ભાગ્ય ફરશે કે કેમ, એનો સૂરજ આજના સૂરજથી વધારે પ્રકાશમાન હશે કે કેમ એ એનો શંકાપ્રશ્ન છે. કવિનો છે એટલે આપણો સૌનો છે. પડખામાં સૂતેલું શિશુ–એકવીસમી સદીનું કૈશોર્ય–ઊંઘે છે. એના મુખ પર વર્તમાનનાં અંધારાં–અજવાળાં છે, એટલે કે એના ઉજ્જવળ ભાવિની સ્પષ્ટ રેખાઓ દેખાતી નથી. અત્યારે તો એ અનાથ જેવું છે, ને જાણે ફૂટપાથ નિવાસી છે. કવિ વિચારે છે એના ભાવિને, આંકે છે એના ભાવિની સુવર્ણ-

રેખાઓ–અલબત્ત વર્તમાનના અનુભવે એની કલ્પનાને ખિન્ન કરી છે. એની આશામાં શંકાની છાયા ઢાળી છે.

અસહાય, ઉપેક્ષા–અપમાનના દુઃખમાં ઊછરી રહેલું આ બાળક ભવિષ્યમાં રહેવા માટે છાપરું પામશે કે? શક્યતા ને શંકાની મિશ્ર લાગણી કવિને પ્રશ્નાર્થનો પ્રયોગ કરાવે છે એ નોંધવું જોઈએ. આવા શંકા પ્રશ્નમાં આશા–નિરાશાનો ભાવ એકબીજામાં ઓતપ્રોત છે. એને માટે બારી–બારણાં, દાદર વગેરે કયા વૃક્ષમાંથી મળશે? 'ખુલ્લી હવા' એટલે મુક્તિ શરીર–મનની કાવ્યનાયકની પેઢીમાં તો આ વર્ગે પાટી પર અક્ષર પાડ્યા નથી, જ્ઞાનના સૂર્યનો પ્રકાશ જોયો નથી. ભાવ પેઢી એ જોશે કે? બ્લેક બોર્ડ પરના સૂરજની ઉલ્લેખથી કવિ જ્ઞાનની તક તરફ, પ્રતિની સમાનતા તરફ નિર્દેશ કરતા સમજાય છે. બાળકની વાત લીધી છે એટલે બ્લેક બોર્ડથી નિશાળ, બાળ-કેળવણીનું સચિત્ત ભાન જાગે છે. એવી જ રીતે પુષ્પ અને આકાશી ઘંટના ઉલ્લેખો પણ અર્થગર્ભ, અર્થપૂર્ણ છે. આ જગત, આ વિશ્વ સુંદર છે ને વિશાળ છે. એમાં હરવા–ફરવાની, ગતિ કરવાની મુક્તિ ને શક્તિ ભાવિ પેઢીનો આ પ્રતિનિધિ પામશે કે? 'આકાશી ઘંટ પરનો ખરશ કાટ?' જેવી પંક્તિઓ કવિશક્તિની દ્યોતક બની રહે છે. એવી પંક્તિઓ વધારે હોત તો કેવું સારું એવી ઇચ્છા પણ જગાડે છે. કાવ્યનાયકના મનમાં આવા પ્રશ્નો છે ને પ્રશ્નોની પીડા વેદના પણ છે. એ પીડાને, વેદનાને કવિ 'પ્રશ્નાર્થના આંકડે ભેર-વાયેલો હું' કહીને ભાવને કેવો અણીદાર કરે છે! આંકડામાં ભેરવાયેલી માછલીનો તરફડાટ પણ જોઈ શકાય છે. અંતની પંક્તિઓ કંઈક મુખર ને વળી અનાવશ્યક પણ લાગે છે. પૂર્વેની પંક્તિઓમાં આવતાં કલ્પનો, વર્ણનો અંતમાં જે કહેવાયું છે તેની વેદના વ્યક્ત કરે જ છે, સંવેદનશીલ, કાવ્યરસિક ભાવક માટે તો, વર્તમાન બાળમજૂરના વર્ણનથી એક વિરોધ પ્રગટ થાય છે. પણ તે અનિવાર્ય કાવ્યકલાની દૃષ્ટિએ લાગતો નથી. □

## ઘંટડી / કેદારનાથસિંહ

ફરી ઘંટડી વાગી, ફરી કોઈ આવ્યું છે, 'કોણ?' પૂછું છું– -'કોઈ નહીં' કહે છે ઘંટડી, પણ ઘંટડીનું શું? એ તો સમયે, કસમયે વાગતી જ રહે છે. કોઈ આવે છે કે બજી ઊઠે છે, જાય છે તો ઢગલો થઈ જાય છે એવી કે ક્યાંય સુધી એ બોલતી જ નથી, પણ કંઈ વાર, જ્યારે કોઈ આવતું નથી કલાકો સુધી તો ઘરમાં સાંભળી શકાય છે. લોખંડના અજબ જેવાં ડૂસકાં. આખર દુઃખ તો લોખંડને પણ થાય છે.

હવે જુઓને બે દિવસ પહેલાં જ ગભરાઈને રાત્રે દોઢ વાગ્યે બજી ઊઠી હતી, હું ગભરાઈને ઊઠ્યો, દોડતો બારણા સુધી ગયો, જોયું – કોઈ નહોતું! મને ગુસ્સો આવ્યો, હું ક્યાં સુધી ઘંટડી વિશે ફાવે તે બોલતો રહ્યો. પછી થયું, જવા દો, ઘંટડી તો છે જડ લોખંડની, અને ફાંસી પર લટકાવો તો ત્યાં પણ બજી ઊઠશે.

હવે કહું તોયે, અહીં કોણ માનશે કે બજી ઊઠતી ઘંટડી એક નાનકડો પુલ છે ઘર અને દુનિયાની વચ્ચે, કોણ કરશે વિશ્વાસ કે મારા સમયની સૌથી મોટી ખબર ચૂપચાપ બંધ છે એક નાનકડી નામુરાદ ઘંટડીના હૃદયમાં. □

## વાંચકોને, સંસ્થાઓને

દક્ષિણ ગુજરાતમાંથી વર્ષોથી પ્રગટ થતા એકમાત્ર સાહિત્ય-માસિક 'કંકાવટી'એ શુદ્ધ સાહિત્યમાસિકનું સ્વરૂપ ધારણ કર્યું છે. કવિતા, વાર્તા, ગદ્યખંડ, નિબંધિકા અને વિવેચન યથાશક્ય સમકાલીન સાહિત્યનો પરિચય, સહકાર આપતા કવિ, લેખકો દ્વારા અપાય છે. આપને અંગતપણે, આપની સંસ્થાને, સ્કૂલને આ સાહિત્યિક બની રહેવાના ધ્યેયથી પ્રગટ થતા 'કંકાવટી'ના ગ્રાહક બની સહકાર આપવાની અપેક્ષા.

વાર્ષિક લવાજમ રૂપિયા ૩૦

કંકાવટી: ૩, આનંદનગર, સમરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨

---

# કંકાવટી

મે ૧૯૯૧

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૦ : અંક ૩૭૮ : મૂલ્ય : ૪ રૂપિયા

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.


## વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૩૦, બે વર્ષના રૂા. ૫૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા સૂરત–૩૯૫૦૦૨ સરનામે જ કરવો.

*


તંત્રી–મુદ્રક–પ્રકાશક

રતિલાલ મૂ. 'અનિલ'

માલિક : આર. આર. રૂપાવાળા

ફોન : ૪૫૦૨૮

*

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન : ૧૯, ભગવતી મુદ્રણાલય, દૂધેશ્વર રોડ, અમદાવાદ–૪

## જેમની ભાષા છે / એરિશ ફ્રીડ

જેમની ભાષા ભવ્ય હોય છે
તેમની મને ઈર્ષ્યા થાય છે
તેઓ લોકોની વાત કરે છે
એવી કે જાણે લોકો હોય છે.
તેઓ માતૃભૂમિની વાત કરે છે
એવી કે જાણે કોઈ માતૃભૂમિ હોય છે
અને પ્રેમની, હિંમતની અને કાયરતાની
અને તેઓ વાત કરે છે કિસ્મતની
એવી કે જાણે કિસ્મત હોય છે

મને આશ્ચર્ય થાય છે,
જેમની ભાષા જોરદાર હોય છે
તેઓ લોકોની વાત કરે છે
એવી કે જાણે, કે તે હોતા જ નથી
અને માતૃભૂમિની
એવી કે જાણે માતૃભૂમિ જ ન હોય
અને પ્રેમની, હિમ્મતની અને કાયરતાની વાત
જાણે કે એ નક્કી હોય

કે એ બધું હોતું જ નથી
અને વાત કરે છે કિસ્મતની
એવી રીતે કે કિસ્મત જ ન હોય

અને કદી કદી મને જાણ જ નથી હોતી
મને કોની ઈર્ષ્યા છે, કોના પર આશ્ચર્ય
અથવા માત્ર અચરજ હોય, ઈર્ષ્યા નહીં
અથવા માત્ર ભવ્ય હોય, જોરદાર નહીં
અથવા માત્ર જોરદાર હોય, ભવ્ય નહીં
અને પછી મને ખબર જ રહેતી નથી
કે બોલવા કે જાણવા જેવું પણ કંઈ હોય છે
અથવા આપવા જેવું, અથવા મારા જેવું
પણ માત્ર એટલું કે એવું ચાલી શકે નહીં.



## નવી રાહત / રતિલાલ 'અનિલ'

'નવી રાહત'ને નામે એક 'જૂનો ત્રાસ' બદલે છે,
વિલન બદલીને આ ભોળી પ્રજા 'ઇતિહાસ' બદલે છે!
ચમનમાં ઘાસ ઊગે કે ગુલાબો, શો ફરક પડશે?
સડેલાં ફેફસાં રાખીને દર્દી શ્વાસ બદલે છે....!

## પ્રતિબદ્ધ કવિતા / એરિશ ફ્રીડ

હું યાદ કરું છું મારા ગુસ્સાને
અને મારા ગુસ્સાને માટે
યોગ્ય શબ્દોને માટેની મારી શોધને
અંતિમ રૂપ આપવા માટે કરેલા સુધારાને
માત્ર પોતાને માટે નીકળેલા મારા અવાજને
અને મારા નિરાંતને પણ—
જેને કારણે મારો ગુસ્સો શેકાઈ રહ્યો

અને હું ભૂલી શકું છું
કેવી રીતે હું વ્યર્થ જ ફંફોસતો રહ્યો
સફેદ પાનાંઓને, અને ડરતો રહ્યો
કેમકે મારી આંગળીઓ
નકામી જેવી બનતી ગઈ
અને કેમ કે, મારો કાર્બન પેપર
જમીન પર પડી ગયો—
છેલ્લું સ્વરૂપ આપું તે પહેલાં
અને મારું માથું ચકરાઈ ગયું
જ્યારે એ પેપર મેં ઉપાડયો.

## પાંચ મુક્તક / રતિલાલ 'અનિલ'

હોય અંધાર, પણ નવો તાજો !
ઉત્સવો ચોજી પાપ બદલે છે;
હોય દુર્વાસા પણ જવાન 'અનિલ',
શી ખુમારી છે, શાપ બદલે છે !

*

પાંચ હજાર વર્ષ બાળક છે,
ને હજી બાળકો શિખાઉ છે !
રોજ આયાત છે રમકડાંની,
સભ્યતાઓ વળી બિકાઉ છે !

*

પૂર્વ દિશામાં તો નહીં યારબ,
મંચ પર આફતાબ આવે છે !
દર્શકો હોય ડીમ અંધારે,
રંગલો ઇન્કિલાબ આવે છે !

*

કોયડાનો જવાબ તો જુઓ !
એમનો આ હિસાબ તો જુઓ !
કબ્ર માટીની ? હોય આરસની !
દીર્ઘાયુનો લિબાશ તો જુઓ !

*

મોત આવે છે કોઈ ઘરમાં તો
કંઈ એ ઘડપણને લઈ નથી જાતું !
હોય છે બાળકો ય એ ઘરમાં
એમનું વય વધેલું દેખાતું !

## મોજું / અલી અહમદ સઈદ 'એડોનિસ'

આલિદા,
તમે એક ડાળ છો
લીલાં પાંદડાંઓથી ઘેરાયેલી ડાળ
તમે એક એવી સફર છો, જેનો દિવસ
તમારી આંખોના સરોવરના પાણીમાં ડૂબે છે
તે મોજું છો, એક એવું મોજું
જેણે બતાવ્યો તારાનો પ્રકાશ
વાદળોનો ચહેરો અને બતાવ્યું
કે ગુણારની આહો પણ ફૂલ છે.

## મોત / અલી અહમદ સઈદ 'એડોનિસ'

અમારા મિલનની થોડી ક્ષણો પછી
સમય પાછો ફરે છે
નાનો જમાનો આવી જાય છે
પગોનો રવ અને
એ જ જૂના પાછા ફરવાના રસ્તા આવી જાય છે
ઘર ઘરડું થઈ જાય છે,
પલંગ બિછાવી દે છે જમાનાની આગ
મરી જાય છે
તકિયો, ખાલી તકિયો રહી જાય છે.

## ઢંઢોળતું વાત્સલ્ય / રતિલાલ 'અનિલ'

જેને હું આમતેમ ફરી ખોળતો હતો,
દિલમાં જ બેઠો એ મને ઢંઢોળતો હતો!

— અમીન આઝાદ

'મને કોઈ બોલાવે દૂરથી' એ ગીતપંક્તિ સાંભળીને કોઈને રવીન્દ્રનાથ ટાગોર સાંભરે, કેમ કે વાસ્તવમાં દૂરનો સૂર શાંતિનિકેતનથી જ આવ્યો હતો. પણ મારા જેવાને થતું; માણસ છે ત્યાંથી ભાગવા તો નથી માગતો? જે કંઈ છે તે બધું દૂર દૂર છે, સ્વર્ગ, વૈકુંઠ, કૈલાસ, ગોલોક...બધું જ દૂર છે...આ માન્યતાએ માણસને ભાગેડુ તો નહીં બનાવ્યો હોય? જીવન અને મૃત્યુ જુદાં છે એટલે ઈસ્લામ પણ 'દો જહાં'ની વાત કરે છે અને અલ્લાહને 'દોનો જહાં કે માલિક' કહે છે! એક જગત જીવન માટે છે, બીજું જગત મૃત્યુ માણસને દૂર બીજી જહાંમાં લઈ જાય છે, તે છે! શાશ્વત જીવન નથી એટલે જ કદાચ, બે જગત છે.

આ ગ્રીષ્મની સવારે કોયલનો સૂર તો સાવ નજીકથી આવે છે! ચહેકીને ફર્‌ર્‌ર્...કરતી ઊડી ગયેલી ચકલી તો આંખ સામે હતી! પેલા ગુલમહોરનાં પુષ્પો આખા વૃક્ષ પર છવાઈ ગયાં છે તે પણ કંઈ દૂર નથી, પેલું શિશુ કિલકારી કરે છે, એની આંખમાં ઉત્સાહની ચમક છે તેય આંખ સામે છે...ફૂલની સુગંધ લઈ આવતો પવન એ પણ નજીકનો જ એક સૂર છે. બધા જ સૂરો કાન સુધી પહોંચવાને બંધાયેલા નથી. સુગંધ એ પણ પુષ્પનો સૂર છે, તેય દૂર દૂર સુધી

ફેલાય છે, ક્યારેક એ કાને પડે છે પરંતુ સહસા તો એ સ્પર્શે છે તે પવન પણ અનહદ અનંતનો સૂર જ સમજાય છે. પવન ક્યારેય મરતો નથી, એ થાક ખાતો હશે, કદાચ મોટી છલાંગ મારવાની કે દોડી પડવાની એ પૂર્વતૈયારી યે હોય. એ આપણો સૌનો શ્વાસ છે અને આપણે શ્વાસ છોડીએ તે પછી યે એ હોવાનો. એ બંસરીમાં વહીને સૂર થાય છે, બંધ બારીના બાકોરામાંથી વહીને પણ એક જુદો સૂર થાય છે, સરુના વૃક્ષમાંથી પસાર થઈને સાગરનો સૂર થાય છે, મારા શરીરને દુલાર કરી, માથાને પસવારીને ચાલ્યો જાય છે – તે રહે છે તો પણ, આગળ દોડી જઈને પણ એ આપણી પાસે પણ શાંત રહે છે! મોજું કિનારે દોડી જાય ત્યારે ય, પાણી તો સાગરમાં રહે જ છે ને! — બસ, પવનનું પણ એવું જ છે.

જીવનના સૂર કેટલા નજીકથી આવે છે! વૃક્ષેથી ખરી પડેલું પાંદડું પવન ખોળામાં નાખી ગયો, હવામાં એક સૂકો લસરકો દોરીને. એનો પણ એક સૂર હતો. તે વૃક્ષેથી વહીને ખોળા સુધી આવ્યો હતો. પાંદડાંથી ભર્યાભર્યા વૃક્ષમાંથી આવતો પવનનો સૂર, અને પાનખરમાં કેવળ સૂની શાખા-પ્રશાખામાંથી આવતો પવનનો સૂર! 'જીવનનું સંગીત એકસૂરીલું' નથી, એના અનેક લય છે. આ બધાંમાં હું ખોવાઈ જતો નથી, તેને કંઈક અંશે પામું છું. રાત્રીના તારા બહુ દૂર દૂર છે, પણ આંખે ચઢે એટલા નજીક પણ છે. કાળા મખમલ પર જરીની ટપકીઓ જેવા એ લાગે છે. એમાંથી ફૂટતું કે ફૂટતાં કિરણ એ પણ 'ઉજળા સૂર' છે! સુગંધ એ સૂર છે, કિરણ એ જુદો સૂર છે, પણ એ બધા શાશ્વતી સિમ્ફનીના જ સૂર છે. ઝુલ્ફાંની જેમ ફરફરી ઊડવાનો અભિનય કરીને ફરી પોતાના સ્થાને શાંત થઈ જતાં ભીંત પરના કેલેન્ડરનાં પાનાં, ખખડી ઊઠતી બારી, ઉપર મૂકેલું ડોલી ઊઠતું વાસણ, વહાણનો સઢ થઈ ફરી શાંત થઈ જતો બારીનો પરદો, એમાંથી ચળાઈને આવતી હવા...શાશ્વતી બંસરીને કેટલા છંદ છે એ કોમ્પ્યુટર પણ ગણી શકે એમ નથી.

અને મને સાંભરે છે લિયો ટોલ્સ્ટૉયના શબ્દો : 'તારું વૈકુંઠ તારા હૃદયમાં જ છે!' મર્યા પછીના વૈકુંઠ પામવાનો લોભ મને થતો નથી. 'વ્રજ વ્હાલું રે વૈકુંઠે નહીં જાઉં" કહેનારે વાસ્તવમાં કહ્યું કે આ વ્રજ એ જ મારું વૈકુંઠ છે, જેને તમે ઈશ્વર કહો છો તે કૃષ્ણ તો અહીં જ ઠીક છે, આપણે ભક્તિની ભાષામાં વાત નહીં કરીએ! સૌન્દર્ય, સુવાસ, સૂરની અનેક શાખા–પ્રશાખાઓમાં જાણે હજાર હજાર બાહુ ફેલાવીને શાશ્વત આપણને આલિંગન કરે છે. આપણે આપણી જ આસપાસ અનાયાસ ચાલી રહેલી નિસર્ગ-લીલા તરફથી નજર વાળી લીધી છે, દેખાય છે, યશ, પ્રતિષ્ઠા, કારકિર્દી, માણસ, માણસોનો સમાજ, જીવન માટેનો અભરે ભર્યો વિપુલ અસબાબ! અને એમાં ખોવાઈ ગયેલાને ક્યારેક દૂરનો સૂર, સ્મશાન વૈરાગ્યની જેમ. ક્યારેક શાશ્વત સાંભરે! માણસની આયાશી લીલા અને નિસર્ગની અનાયાસ લીલા વચ્ચેનો તફાવત હોય તો તે આ છે: એક તક તમને વિવિધ પ્રપંચોમાં વહેંચીને ગુમ કરે છે, વહેંચી નાખે છે. બીજી પોતા પ્રત્યે આકર્ષીને માણસને તેની પાસે પહોંચાડે છે, એટલે કે આંતરબાહ્ય એકાકાર કરે છે. એકાકાર થયો પછી શું આ કાંઠેના પાણીને પેલા કાંઠેની છાલક સાદ પાડીને બોલાવે છે કે એ પોતે કિનારે છાલક બનીને ઉછળે છે? આનંદ તો આપણે હોઈએ ત્યાં હોય છે, જીવન હોય છે ત્યાં શાશ્વતી સૂર હોય છે.

**'સાંભળી તારા મુખની વાણી,**
**વીંટળાશે વન–વનનાં પ્રાણી!'**

આ પણ રવીન્દ્રનાથે ગાયું. દૂરનો સૂર સાંભળીને દોડવાને બદલે આપણા અંતરનો એવો સૂર છેડીએ કે આસપાસનું પરમસુંદર આપણને વીંટળાઈ વળવા માટે દોડી આવે! આપણા હૃદયનો સૂર નથી, આંગળાંઓ પાસે ચિત્રરેખા, આકૃતિ દોરવાની રેખા નથી, અને કાન પાસે અરવને સાંભળવાની આરત નથી, અને જેનાં

આકાશમાં સૌન્દર્ય સાકાર થઈ ઊઠે, વડનાં સૂકાં પાંદડાંની રેખાઓમાં સૂતેલા બાલમુકુંદની છબિ જોતા નેત્રદીવા નથી. આપણે આસપાસના પદાર્થોમાં, અપરંપાર વ્યવહારપ્રપંચોમાં, મકાન, ખુરશી, ચલણ, ડિગ્રી, ચન્દ્રક, હોદ્દો, ઉપાધિ, પ્રતિષ્ઠા, મોભો, કારકિર્દીમાં પોતાને વહેંચી, વિખેરી નાખીએ છીએ, પછી ખોવાયેલાને શોધવા માટે ક્ષણેક ઝંખીએ છીએ અને ફરી વિખેરાવા માટે બાહ્ય પ્રપંચોમાં મંડી પડીએ છીએ। પછી ઘડપણે 'કોઈ મને બોલાવે દૂરથી' એવું ક્યારેક બોલીએ એ અસહાયપણું ન હોય તો રિવાજી શબ્દો હોય છે. માત્ર કોઈકને જ લાગે છે કે અરે હું જેને વલખું છું તે તો મારામાં જ છે! હું આમતેમ જાગતો રહ્યો આનંદ માટે તે તો 'મોજની લીલા' હતી, અબળખા હતી, આનંદને તો મેં ઓળખ્યો, અનુભવ્યો જ નહીં। અને એ રીતે ઢંઢોળનાર પણ કોણ છે? દિલમાં જે બેઠો છે તે જ! મન અને હૃદયનો આ જ તો જુદો સ્વભાવ છે। મન આસપાસની મરિચિકામાં દોડાવે છે ત્યારે હૃદય જ ક્યારેક એને ઢંઢોળે છે, દશે દિશા તારી જ છે, તારે બધી દિશામાં દોડવાનું છે જ નહીં!

ધન્ય છે તે, જેને નિંદમાં, તે મોહની, લોભની કે લાલસાની, કીર્તિલોભ કે બાહ્ય પ્રશંસાની હોય, તેમાંથી કોઈ કોઈ વાર ઢંઢોળનારું હૃદય જેને મળ્યું છે. માણસ ક્યારેક ક્યારેક સ્તબ્ધ થઈ જાય છે તેમ કોઈ કોઈ વાર અનાયાસ જ પોતામાં પાછો ફરે છે, એ સમયાવધિ ટૂંકી હોય, તો પણ, તે એક બાંહેધરી છે, પોતાને પામવાની, શાશ્વતના સૂર સાંભળવાની અને શાશ્વતના સૂરમાં લોપ થઈ જવાની, એકસૂર થઈ જવાની.

ઢંઢોળનારો, વાત્સલ્યનો અદૃશ્ય હાથ હોવો એ એક વિશ્વાસ છે, પોતામાં પાછા ફરવાનો, પોતાને મળવાનો અને જે સર્વત્ર પ્રાપ્ત છે તેમાં એકાકાર, વૈશ્વિક સૂરમાં સૂર થઈને ભળી જવાનો.

શેરનો સૂચક અર્થ તો એ છે કે તમે જેને મંદિરો અને તીર્થોમાં, દેવસ્થાનોમાં, મસ્જિદોમાં શોધો છો, તે તો તમારા અંતરમાં જ બેઠો છે અને તે જ ક્યારેક તમને ઢંઢોળે છે, બહાર તું જેને શોધે છે એતો તારામાં જ બેઠો છે. ગઝલનો સૂર ઊંચે પહોંચે છે, દુન્યવી રાગ વૈશ્વપ્રેમ કે પરમપ્રેમ બને છે ત્યારે ગઝલ અને ગઝલકાર મર્યાદાની વાડો, દીવાલો દૂર કરીને અનંતે પહોંચતો નથી, પણ અનંતના ભાગલા પાડતી વાડે, દીવાલોને તોડી અનંતને પોતાના સુધી વિસ્તારી શાશ્વત સૂર સાંભળે છે, સંભળાવે છે.

૨૩-૩-'૯૧



## સાભાર સ્વીકાર

**નયા માર્ગ** : ડૉ. બાબાસાહેબ આંબેડકર જન્મશતાબ્દી વિશેષાંક : ડૉ. આંબેડકર વિશેના લેખો, જીવન અને મિશન અંગે વિગતપ્રચુર અને વિચારણાની ભરપૂર સામગ્રી વિવિધ લેખકો દ્વારા આપવામાં આવી છે. 'નયા માર્ગ' કાર્યાલય, ખેત ભવન, અમદાવાદ–૩૮૦ ૦૨૭, મૂલ્ય રૂ. ૩૦.

**દયારામની ગરબીઓ** : સમીક્ષાત્મક અધ્યયન; પ્રા. મનોજ એચ. જોશી, 'માતૃદીપ', પંચવટીનગર, નાના મવામાર્ગ, રાજકોટ–૩૬૦ ૦૦૪, મૂલ્ય. રૂ. ૨૦.

**સૌન્દર્યવંતી** : કાવ્યસંગ્રહ : અરુણ વામદત્ત, પ્ર. પોતે, ૪૭, કિરણદીપ સોસાયટી, ઇચ્છાનાથ, સુરત – ૩૯૫ ૦૦૭ મૂલ્ય જણાવ્યું નથી.

## ભૂરા શ્વાનની આંખો / ગેબ્રિયલ ગાર્સિયા માર્કેવેઝ

ત્યારે એણે મને જોયો. મને લાગ્યું કે એ મને પ્રથમ વાર જુએ છે, પણ એ જ્યારે લેમ્પ તરફ વળી ત્યારે પણ એની પ્રાસાદિક સરકતી દૃષ્ટિ મારા સ્કંધ પર મેં અનુભવી, ત્યારે મેં જાણ્યું કે હું એને પ્રથમ વાર જોઈ રહ્યો છું. મે એક સિગારેટ સળગાવી અને ખુરશી પર ફરવા પહેલાં, ખુરશી પર ફરીને, એને પગ પર સમતોલ કરીને મેં તીખો, કડવો ધુમાડાનો કશ ખેંચ્યો. એ પછી મેં એને જોઈ; ત્યાં, જાણે એ લેમ્પ પાસે ઊભી હોય, જોતી રહી હોય આખી રાત. કેટલીયે મિનિટો સુધી અમે બસ એકબીજાને જોતાં રહ્યાં. મેં પાછલા પગે ખુરશી સમતોલ કરી. એ ઊભી થઈ, એક હાથ લાંબો સ્થિર લેમ્પ પર. મારી સામે જોતી. મેં એનાં પાંપણ જોયાં, પ્રત્યેક રાતની જેમ પ્રકાશિત, અને ત્યારે મને હમેશાંની વાત યાદ આવી. મેં એને કહ્યું, 'ભૂરા શ્વાનની આંખો.' લેમ્પ પરથી પોતાનો હાથ ખસેડ્યા વિના એણે મને કહ્યું, 'એ! એ આપણે કદી નહીં ભૂલીએ.' એ પ્રકાશના વર્તુળની બહાર આવી, લાંબો શ્વાસ લઈને એણે કહ્યું, 'ભૂરા શ્વાનની આંખો મેં દરેક સ્થાને લખી દીધું છે.'

મેં એને ડ્રેસિંગ ટેબલ તરફ જતી જોઈ. મેં એને ગોળ અરીસામાં ઊભરતી મારી સામે જોતી જોઈ. એક ચોક્કસ ગતિએ આગળપાછળ થતા પ્રકારના છેડે. મેં એને જોઈ અંગારા જેવી આંખે મારી તરફ જોતી. મારી તરફ જોતાં જ્યારે એણે ગુલાબી સીપીઓથી ઢાંકેલો નાનો ડબ્બો ખોલ્યો. મેં એને નાક પર પાઉડર

લગાડતી જોઈ, પછી એણે ડબ્બો બંધ કર્યો, એ ફરી ઊભી થઈ, ફરી ચાલીને લેમ્પ પાસે ગઈ. એણે કહ્યું, 'મને ડર છે, અત્યારે કોઈ આ ઓરડા વિશે સ્વપ્ન જોઈ મારાં તમામ રહસ્યો પ્રગટ કરે છે.' અને એ જ લાંબો કમ્પતો હાથ, અરીસા સામે બેસવા પહેલાં દીવાની આંચ પર શેકતી હતી તે લેમ્પ પર મૂકી દીધો. 'તમને શરદી નથી લાગતી ?' એણે કહ્યું. 'કદી કદી' મેં જવાબ આપ્યો. 'અત્યારે તમને લાગવી જોઈએ' એણે કહ્યું. અને ત્યારે હું સમજ્યો, હું મારી જગ્યાએ એકલો કેમ હોઈ શકતો નથી. આ શરદી મને મારા એકાકી-પણાની નિશ્ચિતતા આપતી હતી. 'હવે મને લાગી રહી છે' મેં કહ્યું, 'અને આ અજબ થવા જેવું છે, કેમ કે રાત્રી શાંત છે, કદાચ કોઈ ચાદર પડી ગઈ છે.' એણે જવાબ ન આપ્યો. એ ફરી અરીસા તરફ આગળ વધી અને હું ફરી ખુરશી તરફ વળ્યો, મારી પીઠ એની તરફ કરીને. એને જોયા વિના હું જાણતો હતો કે એ શું કરે છે. હું જાણતો હતો, એ ફરી, અરીસાની સામે બેઠી છે, મારી પીઠ જોતી, જેની પાસે સમય હતો કે એ અરીસાની ગહેરાઈઓ સુધી પહોંચીને એની દૃષ્ટિ સાથે ગૂંચવાય, જેની પાસે એ માટે કેવળ એને માટે ઘણો સમય હતો કે ગહેરાઈઓમાં પહોંચી પાછા ફરી શકાય, એ પહેલાં કે હાથને પોતાનો વારો શરૂ કરવાનો સમય મળે અને એટલો સમય જેટલો અરીસાની સામે એના હાથના પહેલા ઘુમાવથી પોતાના હોઠને હવે લાલ ઘેરો રંગ લગાડવા માટે મળે. મેં મારી સામેની ચોખ્ખી દીવાલ જોઈ, તે એક અલગ, આંધળા અરીસા જેવી હતી, જેમાં હું જોઈ શકતો નહોતો, મારી પાછળ બેઠેલી, પણ એની કલ્પના કરી શકતો હતો, ત્યાં જ્યાં એ હતી, માનો ભીંતની જગ્યાએ અરીસો ન હોય. 'હું તને જોઈ રહ્યો છું' મેં એને કહ્યું. અને મેં દીવાલે જોયું તો એવું લાગ્યું, જાણે એણે આંખ ઉઠાવીને જોયું, મારી પીઠ એની તરફ ખુરશી પર, અરીસાની ગહેરાઈમાં, ચહેરો દીવાલ તરફ. પછી મેં એને પોતાની આંખ-

ઝુકાવીને, એને હમેશાં પોતાની બ્રેસિયર પર જ ઝૂકેલી જોતો! વિના કંઈ કહે. મેં એને ફરી કહ્યું, 'હું તને જોઈ રહ્યો છું', અને એણે ફરી પોતાની આંખ બ્રેસિયર પરથી ઉઠાવી. એણે કહ્યું, 'એ શક્ય નથી.' 'શું?' મેં પૂછ્યું. 'કેમ કે તારો ચહેરો દીવાલ તરફ છે.' શાંત અને બ્રેસિયર પર મંડાયેલી આંખો સાથે એણે કહ્યું. ત્યારે મેં ખુરશીને ઘુમાવી. મારા મોઢામાં સિગારેટ હતી. ત્યારે હું અરીસા તરફ મોઢું કરીને બેઠો હતો ત્યારે એ ફરી લેમ્પ પાસે આવી ગઈ હતી. હવે એના બંને હાથ લેમ્પની આંચ પર ખુલ્લા હતા, મરઘીની પાંખની જેમ. એના ચહેરા પર એનાં જ આંગળાંના પડછાયાનું અંધારું હતું. 'મને લાગે છે કે મને શરદી થઈ જશે, એ બરફનું શહેર હશે.' એણે કહ્યું. એણે પોતાનો ચહેરો એવો ફેરવી લીધો કે માત્ર એક જ તરફથી દેખાય અને એની ત્વચા તાંબઈ રંગની લાલ, અચાનક ઉદાસ થઈ ગઈ. 'એને માટે કંઈ કરો' એણે કહ્યું. એ બ્રેસિયર પછી એક પછી એક પોતાનાં વસ્ત્ર ઉતારવા લાગી. 'હું મારું મોઢું દીવાલ તરફ કરું છું,' મેં એને કહ્યું. 'નહીં', કેમ કે એમ પણ તમે મને જોઈ જ લેશો, તમારી તરફ હતી તેમ જ.' અને એણે એમ કહેતાં એ લગભગ અવસ્ત્ર થઈ ચૂકી હતી. દીવાની આંચ એની તાંબઈ ત્વચાને ચૂમી રહી હતી. 'મેં હમેશાં તને આમ જ જોવા ચાહ્યું છે કે તારા પેટ પર ઊંડા ખાડા હોય, એક વાસણની તરહ પીટીને ગોબા પાડ્યા હોય.' અને મારા શબ્દો એની અવસ્ત્રતા સામે મને અસહજ અને ભદ્દા લાગે એ પહેલાં એ સ્થિર થઈ ગઈ લેમ્પને તાપતી. 'કદી કદી મને એવું લાગે છે કે હું ધાતુની બની છું.' એણે કહ્યું. એક ક્ષણ માટે એ ચૂપ હતી, લેમ્પ પરનો એનો હાથ સહેજ હાલ્યો. 'કદી કદી બીજાં સ્વપ્નાંમાં હું તને કોઈ સંગ્રહસ્થાનમાં રાખેલી કાંસાની બનેલી નાની મૂર્તિ જેવી જોઉં છું. કદાચ એટલા માટે તું આટલી ઠંડી છે,' મેં કહ્યું. 'કદી કદી જ્યારે હું ડાબી બાજુના પડખે દિલ તરફ પથારી પર પડું છું, મને મારો

દેહ પોલો થતો અને ત્વચા એક તસ્તરી જેવી અનુભવું છું, ત્યારે, જ્યારે મારા હૃદયમાં ધડકન હોય છે ત્યારે એવું લાગે છે કે કોઈ મને પેટ પર ટકોરા મારીને બોલાવે છે, હું મારો પોતાનો તાંબાનો ધ્વનિ બિછાના પર સાંભળી શકું છું—એ એના જેવો છે – એને શું કહે છે?—પડવાળી ધાતુ.' એ લેમ્પની પાસે આવી ગઈ. 'હું તને સાંભળવાનું પસંદ કરતે' મેં કહ્યું. 'અગર આપણે એકબીજાને પામી શકીએ, તો હું જ્યારે ડાબે પડખે હોઉં ત્યારે તમે તમારા કાન મારી પાંસળીઓ પાસે માંડજો અને તમે મારી ગુંજ સાંભળી શકશો, મારી હમેશાં એ ઇચ્છા રહી છે કે તમે ક્યારેક એમ કરો.' એણે કહ્યું. બોલતી વખતે ઊંડો શ્વાસ લેતી મેં એને સાંભળી. એણે કહ્યું કે વર્ષોથી એણે મને બીજું કંઈ કહ્યું નથી, મારું સમસ્ત જીવન ખરેખર 'મને' પેલા એક બીજવાક્ય 'ભૂરા શ્વાનની આંખો'ની મદદથી શોધવા માટે સમર્પિત હતું. એ ગલીમાંથી જોરજોરથી એ વાક્ય પોકારતી નીકળતી, કેવળ એક વ્યક્તિ માટે—જે એને સમજી શકે.

'તે હું છું, જે પ્રત્યેક રાતે તારા સ્વપ્નમાં આવીને તને કહું છું—ભૂરા શ્વાનની આંખો—' મેં કહ્યું. એણે કહ્યું, હું રેસ્ટોરાં જતી અને બેરાને ઓર્ડર આપતા પહેલાં કહેતી, 'ભૂરા શ્વાનની આંખો' પણ તે કદી પણ પોતાના સ્વપ્નામાં એવું કંઈ કહ્યાની સ્મૃતિ વિના ગંભીરતાથી માથું ઝુકાવી દેતો. અને એ મેજના નેપકીન પર લખી દેતી, મેજના રંગ પર ચપ્પુની અણીથી કોતરતી 'ભૂરા શ્વાનની આંખ.' સરાઈઓની ધૂંધળી બારી પર, સ્ટેશનો પર, તમામ સાર્વજનિક ઇમારતો પર પોતાની આંગળીથી એ લખી દેતી 'ભૂરા શ્વાનની આંખ.' એણે કહ્યું, એ એકવાર દવાની દુકાને ગઈ, ત્યાં એણે એવી જ ગંધ અનુભવી, જે એક રાત્રે એણે પોતાના ઓરડામાં મારું સ્વપ્ન જોયા પછી પણ અનુભવી હતી. 'એ પાસે જ હશે' દુકાનની સ્વચ્છતા જોઈને એણે વિચાર્યું' ત્યારે તે ત્યાંના ક્લાર્કની પાસે

ગઈ અને એણે તેને કહ્યું, 'હું હમેશાં એક એવા આદમીનું સ્વપ્ન જોઉં છું જે મને કહે છે, 'ભૂરા શ્વાનની આંખ.' અને એણે કહ્યું કે, કલાર્કે મારી આંખોમાં જોઈને કહ્યું હતું, 'સાચું કહું તો તમારી આંખો છે પણ એવી જ,' અને એણે એને કહ્યું, મારે એ આદમીને શોધવો છે કે જેણે આ જ શબ્દો મારા સ્વપ્નમાં મને કહ્યા હતા.' ક્લાર્ક ત્યારે હસવા લાગ્યો હતો અને કાઉન્ટરના બીજા ખૂણે ચાલ્યો ગયો હતો. એ પેલી ગંધને સૂંઘતી અને સ્વચ્છ ફર્શને જોતી ઊભી રહી હતી. એણે પોતાની પર્સ ખોલી અને પોતાના ઘેરા લાલ લીપસ્ટિકથી લાલ અક્ષરે ફર્શ પર લખ્યું: 'ભૂરા શ્વાનની આંખ.' કલાર્ક પાછો એની તરફ આવ્યો અને કહ્યું, 'મેડમ તમે ફર્શ ગંદી કરી નાખી.' એક ભીનું કપડું આપીને કહ્યું, 'સાફ કરી નાખો.' એ હજી લેમ્પ પાસે ઊભી હતી. એણે કહ્યું, બપોર સુધી ઘૂંટણિયે પડી મેં ફર્શ ચોખ્ખી કરતાં 'ભૂરા શ્વાનની આંખો' બોલતાં વીતાવી – બારણે ભેગા થયેલા લોકો મને પાગલ ન કહે ત્યાં સુધી.

એણે બોલવું બંધ કર્યું. હું ખૂણે ખુરશી પર ઝૂલતો બેસી રહ્યો. હું દરરોજ એ વાકય યાદ કરવાની કોશિશ કરું છું, એના દ્વારા મારે તને પામવી છે.' મેં કહ્યું. 'હવે હું નથી વિચારતો કે એને કાલે ભૂલી જઈશ. પણ મેં હમેશાં એ જ વાત કહી છે અને જયારે હું ઊભો થાઉં છું ત્યારે ભૂલી જાઉં છું કે એ કયા શબ્દ છે જેનાથી હું તને પામી શકું.' 'તમે જ પહેલા દિવસે એ બોલ્યા હતા,' એણે કહ્યું. 'હું એ બોલ્યો કેમકે મેં તારી રાખની આંખો જોઈ પણ બીજી સવારે એ શબ્દો મને યાદ રહ્યા નહીં.' મેં એને કહ્યું. એના હાથની મુઠ્ઠી વળેલી હતી, લેમ્પ પાસે ઊભેલી એણે ઊંડો શ્વાસ લીધો અને કહ્યું, 'તમને માત્ર એટલું જ યાદ રહે કે કયા શહેરમાં હું એ લખતી રહી છું.'

એના ભીંસેલા દાંત દીવાની આંચ પર ચમકયા. 'હું તને હમણાં સ્પર્શવા માગું છું.' મેં કહ્યું. એણે પ્રકાશ તરફ જોતાં

દેહ પોલો થતો અને ત્વચા એક તસ્તરી જેવી અનુભવું છું, ત્યારે, જ્યારે મારા હૃદયમાં ધડકન હોય છે ત્યારે એવું લાગે છે કે કોઈ મને પેટ પર ટકોરા મારીને બોલાવે છે, હું મારો પોતાનો તાંબાનો ધ્વનિ બિછાના પર સાંભળી શકું છું—એ એના જેવો છે – એને શું કહે છે?—પડવાળી ધાતુ.' એ લેમ્પની પાસે આવી ગઈ. 'હું તને સાંભળવાનું પસંદ કરતે' મેં કહ્યું. 'અગર આપણે એકબીજાને પામી શકીએ, તો હું જ્યારે ડાબે પડખે હોઉં ત્યારે તમે તમારા કાન મારી પાંસળીઓ પાસે માંડજો અને તમે મારી ગુંજ સાંભળી શકશો, મારી હમેશાં એ ઇચ્છા રહી છે કે તમે ક્યારેક એમ કરો.' એણે કહ્યું. બોલતી વખતે ઊંડો શ્વાસ લેતી મેં એને સાંભળી. એણે કહ્યું કે વર્ષોથી એણે મને બીજું કંઈ કહ્યું નથી, મારું સમસ્ત જીવન ખરેખર 'મને' પેલા એક બીજવાક્ય 'ભૂરા શ્વાનની આંખો'ની મદદથી શોધવા માટે સમર્પિત હતું. એ ગલીમાંથી જોરજોરથી એ વાક્ય પોકારતી નીકળતી, કેવળ એક વ્યક્તિ માટે—જે એને સમજી શકે.

'તે હું છું, જે પ્રત્યેક રાતે તારા સ્વપ્નમાં આવીને તને કહું છું—ભૂરા શ્વાનની આંખો—' મેં કહ્યું. એણે કહ્યું, હું રેસ્ટોરાં જતી અને બેરાને ઓર્ડર આપતા પહેલાં કહેતી, 'ભૂરા શ્વાનની આંખો' પણ તે કદી પણ પોતાના સ્વપ્નામાં એવું કંઈ કહ્યાની સ્મૃતિ વિના ગંભીરતાથી માથું ઝુકાવી દેતો. અને એ મેજના નેપકીન પર લખી દેતી, મેજના રંગ પર ચપ્પુની અણીથી કોતરતી 'ભૂરા શ્વાનની આંખ.' સરાઈઓની ધૂંધળી બારી પર, સ્ટેશનો પર, તમામ સાર્વજનિક ઇમારતો પર પોતાની આંગળીથી એ લખી દેતી 'ભૂરા શ્વાનની આંખ.' એણે કહ્યું, એ એકવાર દવાની દુકાને ગઈ, ત્યાં એણે એવી જ ગંધ અનુભવી, જે એક રાત્રે એણે પોતાના ઓરડામાં મારું સ્વપ્ન જોયા પછી પણ અનુભવી હતી. 'એ પાસે જ હશે' દુકાનની સ્વચ્છતા જોઈને એણે વિચાર્યું ત્યારે તે ત્યાંના ક્લાર્કની પાસે

ગઈ અને એણે તેને કહ્યું, 'હું હમેશાં એક એવા આદમીનું સ્વપ્ન જોઉં છું જે મને કહે છે, 'ભૂરા શ્વાનની આંખ.' અને એણે કહ્યું કે, કયાંક મારી આંખોમાં જોઈને કહ્યું હતું, 'સાચું કહું તો તમારી આંખો છે પણ એવી જ,' અને એણે એને કહ્યું, મારે એ આદમીને શોધવો છે કે જેણે આ જ શબ્દો મારા સ્વપ્નમાં મને કહ્યા હતા.' કલાર્ક ત્યારે હસવા લાગ્યો હતો અને કાઉન્ટરના બીજા ખૂણે ચાલ્યો ગયો હતો. એ પેલી ગંધને સૂંઘતી અને સ્વચ્છ ફર્શને જોતી ઊભી રહી હતી. એણે પોતાની પર્સ ખોલી અને પોતાના ઘેરા લાલ લીપસ્ટિકથી લાલ અક્ષરે ફર્શ પર લખ્યું: 'ભૂરા શ્વાનની આંખ.' કલાર્ક પાછો એની તરફ આવ્યો અને કહ્યું, 'મેડમ તમે ફર્શ ગંદી કરી નાખી.' એક ભીનું કપડું આપીને કહ્યું, 'સાફ કરી નાખો.' એ હજી લેમ્પ પાસે ઊભી હતી. એણે કહ્યું, બપોર સુધી ઘૂંટણિયે પડી મેં ફર્શ ચોખ્ખી કરતાં 'ભૂરા શ્વાનની આંખો' બોલતાં વીતાવી – બારણે ભેગા થયેલા લોકો મને પાગલ ન કહે ત્યાં સુધી.

એણે બોલવું બંધ કર્યું. હું ખૂણે ખુરશી પર ઝૂલતો બેસી રહ્યો. હું દરરોજ એ વાકચ યાદ કરવાની કોશિશ કરું છું, એના દ્વારા મારે તને પામવી છે.' મેં કહ્યું. 'હવે હું નથી વિચારતો કે એને કાલે ભૂલી જઈશ. પણ મેં હમેશાં એ જ વાત કહી છે અને જયારે હું ઊભો થાઉં છું ત્યારે ભૂલી જાઉં છું કે એ કયા શબ્દ છે જેનાથી હું તને પામી શકું.' 'તમે જ પહેલા દિવસે એ બોલ્યા હતા,' એણે કહ્યું. 'હું એ બોલ્યો કેમકે મેં તારી રાખની આંખો જોઈ પણ બીજી સવારે એ શબ્દો મને યાદ રહ્યા નહીં.' મેં એને કહ્યું. એના હાથની મુઠ્ઠી વળેલી હતી, લેમ્પ પાસે ઊભેલી એણે ઊંડો શ્વાસ લીધો અને કહ્યું, 'તમને માત્ર એટલું જ યાદ રહે કે કયા શહેરમાં હું એ લખતી રહી છું.'

એના ભીંસેલા દાંત દીવાની આંચ પર ચમકયા. 'હું તને હમણાં સ્પર્શવા માગું છું.' મેં કહ્યું. એણે પ્રકાશ તરફ જોતાં

ચહેરો ઊંચો કર્યો, નજર ઊંચે કરી સળગતી, બિલકુલ એના હાથની જેમ. મને લાગ્યું કે એણે મને ખુરશી પર ઝૂલતો જોયો. 'તમે આ અગાઉ આમ કદી કહ્યું નહોતું. એણે કહ્યું. 'હવે હું એ કહું છું અને એ સત્ય છે,' મેં કહ્યું. લેમ્પની પેલી બાજુએથી એણે એક સિગારેટ માગી. મારી આંગળીમાં સિગારેટ નહોતી. હું ભૂલી ગયો હતો કે હું સિગારેટ પી રહ્યો છું. 'ખબર નહીં', મને યાદ નથી કે મેં એ ક્યાં લખ્યું છે,' મેં કહ્યું. 'કદાચ જે કારણે હું એ શબ્દ યાદ નહીં શકું એ જ કારણે.' 'ના, હું તો એમ જ કોઈ કોઈ વાર વિચારું છું કે મેં એનું પણ સ્વપ્ન જોયું છે.' હું ઊઠ્યો અને લેમ્પ પાસે ગયો. એ થોડી દૂર હતી, હું હાથમાં માચીસ અને સિગારેટ લઈને ગયો. મારો હાથ લેમ્પની પેલી બાજુએ નહીં પહોંચ્યો. મેં એને સિગારેટ આપી. એણે હોઠ વચ્ચે દબાવી અને હું દીવાસળી સળગાવું તે પહેલાં એ ઝૂકી. 'દુનિયાના કોઈ શહેરમાં, પ્રત્યેક ભીંત પર લખેલા એ શબ્દ ઉભરશે—ભૂરા શ્વાનની આંખો'—મેં કહ્યું. 'હું એને જો આવતી કાલ સુધી યાદ રાખું તો હું તને શોધી શકીશ.' એણે માથું ઊંચું કર્યું, હવે જલતો અંગારો એના હોઠ વચ્ચે હતો, એક આંખ અધખૂલી, સિગારેટ મોઢામાં ઝૂલતી, 'ભૂરા શ્વાનની આંખો' એ યાદ કરી એણે શ્વાસ લીધો. સિગારેટનો કશ લીધો અને વિસ્મયથી કહ્યું, 'હવે આ કંઈ બીજું જ છે, મને ગરમ લાગે છે.' એણે ગણગણતી હોય એવા સાદે કહ્યું, જાણે એણે એ કહ્યું જ નહીં હોય એ રીતે એક કાગળના ટુકડા પર લખી હું વાંચું એ માટે લેમ્પની આંચ પાસે ધરી. મેં વાંચ્યું 'મને ગરમ લાગી…' ત્યારે એ કાગળને પોતાના અંગૂઠા અને આંગળી વચ્ચે રાખી આંચ પર એને ફેરવવા લાગી, કાગળ સળગતો હતો, મેં હમણાં જ વાંચ્યું હતું…'રહ્યો છે…' ત્યાં કાગળ પૂરો સળગીને જ઼મીન પર પડી ગયો—પ્રકાશ, ધૂળ અને રાખ઼માં પલટાયેલો. 'આ બહેતર છે.' મેં કહ્યું, 'કદી કદી તને લેમ્પની પાસે કમ્પતી જોઈને

મને ડર લાગે છે.'

વર્ષોથી અમે એકબીજાને મળીએ છીએ. કદી કદી અમે સાથે હોઈએ ત્યારે બહાર કોઈ ચમચી જમીન પર પાડી નાખતું અને અમે જાગી જતાં. ધીરે ધીરે અમને એ સમજાવા લાગ્યું હતું કે અમારી મુલાકાતો એવી ચીજોની, સાધારણ જેવી ઘટનાઓની અંતર્ગત હતી. અમારી મુલાકાતો હમેશાં એમ જ પૂરી થતી—સવારના પહેલા અજવાસમાં ચમચી પડવા સાથે.

લેમ્પ પાસે ઊભી રહીને એ મને જોતી હતી. મને યાદ આવ્યું કે પહેલાં પણ એ મને આ જ રીતે જોઈ ચૂકી છે, બહુ પહેલાંના સ્વપ્નમાં, જ્યારે હું ખુરશી ઘુમાવી એને પાછલા પગે સમતોલ કરી રાખની આંખોવાળી એક અજાણી સ્ત્રીને સામે જોઈ રહ્યો હતો. એ જ સ્વપ્નમાં મેં એને પ્રથમ વાર પૂછ્યું હતું, 'તું કોણ છે.' 'મને યાદ નથી' એણે કહ્યું. 'પણ આપણે આ અગાઉ એકબીજાને જોઈ ચૂક્યાં છીએ,' મેં કહ્યું. 'મારા વિચાર પ્રમાણે મેં તમારે વિશે એક સ્વપ્ન જોયું હતું. આ જ ઓરડા વિશે.' એણે કશા ભાવ વિના કહ્યું. 'હા, હવે મને યાદ આવે છે.' મેં કહ્યું, 'કેટલું અજબ છે; આપણે ચોક્કસ જ બીજા સ્વપ્નમાં મળ્યાં છીએ' એણે કહ્યું. એણે બે વાર સિગારેટનો કશ લીધો. હું હજી લેમ્પની પાસે ઊભો હતો, હું એને જોતો જ રહ્યો, ઉપરથી નીચે સુધી, એ હજી સુધી તાંબું જ હતી, કઠોર અને ઠંડું નહીં, બલ્કે પીળું, લચીલું તાંબું. 'મારે તને સ્પર્શવી છે' મેં ફરી કહ્યું. 'તમે બધું નષ્ટ કરી નાખશો' એણે કહ્યું. 'હવે 'એનાથી કશો ફરક નથી પડતો, આપણે ફરી મળવા માટે માત્ર તકિયાને જ ઊલટાવી દેવાનો છે' મેં કહ્યું. મેં મારો હાથ લેમ્પની ઉપર ઊંચો કર્યો. એ સ્થિર રહી. 'તમે બધું નષ્ટ કરી નાખશો,' હું એને સ્પર્શું તે પહેલાં એ બોલી, 'તમે ફરીને લેમ્પની પાછળ આવી જાઓ તો ખબર નહીં, આપણે સંસારના ક્યા ખૂણે ગભરાઈને બેસીશું.' મેં માન્યું નહીં. 'કશો ફરક પડતો

નથી. આપણે પડખું ફરીએ તો આપણે ફરી મળી શકીએ.' મેં કહ્યું. 'પણ જ્યારે તમે સૂઈને ઊઠશો, તમે બધું ભૂલી ચૂક્યા હશો,' એણે કહ્યું. હું ખૂણા તરફ આગળ વધ્યો, એ સ્થિર રહી, લેમ્પની આંચ પર પોતાનો હાથ તાપતી. એણે હવે પાછળથી કહ્યું, 'હું મધરાતે જાગી જાઉં છું. તકિયાની ઝાલર મારા ઘૂંટણ બાળી નાખે છે, હું બિછાના પર પડખાં બદલતી રહું છું અને સવાર સુધી દોહરાવું છું 'ભૂરા શ્વાનની આંખો.'—ત્યારે પણ હું ખુરશીની પાસે નહોતો. મેં મારો ચહેરો ભીંત તરફ રાખ્યો. એની તરફ જોયા વિના જ કહ્યું, 'સવાર પડવાની શરૂઆત થઈ ગઈ છે. બે વાગ્યા ત્યારે હું જાગ્યો હતો અને એ બહુ પહેલાંની વાત હતી. હું બારણા સુધી ગયો. મારો હાથ સાંકળ પર હતો, મેં એનો સાદ સાંભળ્યો, પહેલા જેવો જ. 'એ બારણું ન ખોલો,' એણે કહ્યું, 'પરસાળ કઠણ સ્વપ્નોથી ભરી છે.' 'તને શી રીતે જાણ થઈ ?' મેં પૂછ્યું. 'એક ક્ષણ પહેલાં હું ત્યાં હતી, મારે પાછા ફરવું પડ્યું, જ્યારે મને લાગ્યું કે હું ડાબા પડખે સૂતી છું.' મેં બારણું અડધું ખોલ્યું. મેં સહેજ વધારે ખોલ્યું અને આછી ઠંડી હવા અંદર આવી. મને શાકભાજીની વાડી અને ભીનાં ખેતરોની ગંધ આવી. હું વળ્યો, બારણાને સહેજ વધારે ખોલતો. મેં કહ્યું, 'મને નથી લાગતું કે અહીં આંગણ છે, મને તો ગામડાંની ગંધ આવે છે.' મેં એને કહ્યું. થોડે દૂરથી એણે કહ્યું, 'એ હું તમારા કરતાં વધારે સારી રીતે જાણું છું. બન્યું છે એવું કે બહાર એક સ્ત્રી છે, તે ગામડાનું સ્વપ્ન જુએ છે.' એણે દીવાની આંચ ઉપર એક હાથ હતો તે પર બીજો હાથ મૂક્યો. 'તે પેલી સ્ત્રી છે, જે હમેશાં ગામડામાં એક ઘર ઇચ્છતી હતી પણ શહેર કદી છોડી શકી નહીં.' મને યાદ આવ્યું કે કોઈ આગલા સ્વપ્નમાં હું એ સ્ત્રીને જોઈ ચૂક્યો છું, પણ હું જાણતો હતો કે બારણું ખુલ્લું છે અને અડધા કલાકમાં મારે નાસ્તા માટે નીચે જવું પડશે. મેં કહ્યું, 'ખેર, જાગવા માટે

મારે અહીંથી જવું પડશે.'

એક ક્ષણ બહાર ઝડપભેર પવન વહ્યો, પછી તે શાંત થઈ ગયો ત્યારે એના શ્વાસ સાંભળી શકાતા હતા જેણે સૂતાં સૂતાં બિછાને પડખું ફેરવ્યું હતું. ખેતરોની હવા આવતી બંધ થઈ ગઈ હતી. હવે કોઈ ગંધ નહોતી. 'કાલે હું તને એનાથી પિછાની લઈશ.' મેં કહ્યું. 'જ્યારે કોઈ સ્ત્રીને ગલીમાં ભીંતો પર—'ભૂરા શ્વાનની આંખો' લખતી જોઈશ, તો હું તને પિછાની લઈશ.' એણે એક ઉદાસ સ્મિત સાથે, એવું સ્મિત જે પહેલાંથી જ અસંભવની સામે સમર્પણને અગત્યની સામે સમર્પણનું સ્મિત હતું, કહ્યું, 'ત્યારે પણ આવતી કાલે તમને કંઈ યાદ નહીં રહે.' અને એણે ફરી પોતાનો હાથ લેમ્પ પર મૂક્યો. એનો ચહેરો એક કાળા વાદળની છાયામાં ઝાંખો થઈ ગયો. એણે કહ્યું, 'તમે એવા એકલા માણસ છો, જેમને જાગ્યા પછી પોતાનાં સ્વપ્નો વિશે કંઈ પણ યાદ નથી રહેતું.'



## રસ્તો / રતિલાલ 'અનિલ'

લખે છે વીજળીના હાથ કંઈ આકાશમાં જ્યારે
ઘણીએ તેજરેખામાં બહુ વળ ખાય છે રસ્તો;
ઊભું છે પાનખરમાં વૃક્ષ ડાળીઓની રેખા લઈ,
હથેળીઓની રેખાઓનો એ દેખાય છે રસ્તો!

## 'સમાજમાં ક્યાંક આશા હોય તો કળામાં'

—ગુલામ મોહંમદ શેખ

વિખ્યાત ચિત્રકાર અને કવિ ગુલામ મોહંમદ શેખનાં ચિત્રોનું પ્રદર્શન દિલ્હીની સી.એમ. કળાદીર્ઘામાં યોજાયું હતું. શેખનાં ચિત્રો વર્ણનાત્મક છે, એ વાર્તા અને સ્વપ્નનો ચિત્રમાં વિનિયોગ કરે છે. એમનાં ચિત્રોમાં ભરપુર આકૃતિઓ હોય છે. તે કોઈ પણ સ્તરે પોતાના પૂર્ણ કદ અને કાવ્યાત્મક સૌન્દર્ય સાથે ઉભરે છે. કળાનું હોવું જીવનમાં જરૂરી હોવાનું શેખ માને છે, અને જીવનના વિસ્તારને સમય સાથે જોડીને એને સજગ અને સમગ્રતાએ જોઈ શકે છે. વિનમ્ર સ્વભાવના અને ધીમા સાદે વાત કરનાર શેખ, શબ્દોને ચૂંટીને, પસંદ કરીને બોલે છે. ચિત્રકાર હોવા સાથે મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી, વડોદરામાં લલિત કળા સંકાયમાં ચિત્રકળાનું શિક્ષણ આપે છે. સંસારની તમામ કળાઓ સાથે એમને ગાઢ સંબંધ છે.

શેખનાં ચિત્રો વર્ણનાત્મક હોવા છતાં સીધેસીધું કશું કહેતાં નથી. એમની સૂક્ષ્મ, વેધક દૃષ્ટિ સમાજ, સંસાર અને સમયની વિસંગતિઓને જેવી રીતે જોઈ શકે છે એવી જ રીતે અભિવ્યક્ત કરે છે. પ્રદર્શન દરમ્યાન થયેલી વાતચીત અહીં આપી છે.

—તમારાં ચિત્રોનો તાણોવાણો મિનિયેચર જેવો લાગે છે.

—હું મિનિયેચર નથી બનાવતો. મેં કદી નાનાં પેન્ટિંગ અને જળરંગોનો ઉપયોગ મિનિયેચર ચિત્રકારોએ કર્યો છે તેવો કર્યો નથી.

—મારો પ્રશ્ન મિનિયેચરનો વણાટ અને સંયોજન અંગે છે, શું તમારા પર એનો પ્રભાવ નથી?

—હું માત્ર મિનિયેચરથી જ પ્રભાવિત નથી, સંસારની બધી સર્જનાત્મક કળાઓથી પ્રભાવિત છું. ચિત્ર હોય કે વાસ્તુકલા—એ તમામમાં કંઈક એવું છે, જે પ્રભાવિત કરે છે. વળી મિનિયેચરની પોતાની પકડ છે. એનો તાણોવાણો આજના સંદર્ભમાં પણ જોઈ શકું છું...મિનિયેચર શબ્દ પણ ઠીક નથી. વાસ્તવમાં એ પુસ્તકોનાં ચિત્ર છે. મિનિયેચરમાં કેટલીયે જાતના પરસ્પેક્ટિવ એકસાથે એક ચિત્રમાં આપણે જોઈ શકીએ છીએ. એ યુક્તિ છે પોતાના ભ્રમ અને સ્મૃતિઓને જાગૃત કરવાની.

—ભ્રમ કહેવા પાછળનો તમારો આશય શો છે?

—ભ્રમને પરસ્પેક્ટિવ સાથે જોડીને બોલું છું. પરસ્પેક્ટિવ શું છે? કોઈ ચીજ ચોક્કસ અંતરેથી દૂરથી કેટલા અંશે કેવી લાગે. કોઈ પણ ચીજ આ જગતમાં નાની નથી. તે નાની જરૂર દેખાય છે, પણ તે નાની નથી. આંખોથી દૂર જવું એ નાનું હોવું નથી અને એ પ્રકારના ભ્રમને સમજીને આપણે ત્યાં વસ્તુઓને એક ધરાતલ પર રાખવામાં આવી.

—એ જરા વિસ્તારથી કહેશો?

—આંખ એકલી શું જોઈ શકે છે? એની પોતાની મર્યાદા છે. એનાથી પેદા થયેલા ભ્રમને અલગ અલગ પરસ્પેક્ટિવમાં રાખવાની કોશિશ આપણી કળાઓમાં થઈ છે. જોવા માટે માત્ર આંખ સક્ષમ નથી. સમસ્ત જ્ઞાત અને અજ્ઞાત ઇન્દ્રિયો એની પાછળ કામ કરે છે, ત્યારે જાણેલી અને અજાણી સ્મૃતિઓ આંખને નિમિત્તે જાગે છે... ક્યાંક હવા ચાલે છે, તો આંખને માટે હવા, હવા છે. પણ શરીરનું રોમેરોમ એ બતાવી શકે છે કે હવા કયા વૃક્ષની છે, એની ખુશ્બૂ કેવી છે અને એની ચાલ શું શું સમજાવી રહી છે. આંખની પાછળ

જે ઇન્દ્રિયો છે એના કારણે આંખ, આંખ છે, નહીં તો એ યંત્ર-વત્ હોય.

—તમે કહ્યું કે મિનિયેચરના તાણાવાણાને વર્તમાનના સંદર્ભમાં જોઈ શકીએ છીએ તે કેવી રીતે?

—મિનિયેચરમાં આપણે એક બિન્દુ પર ઊભા રહીને ક્યાંય પણ જઈ શકીએ છીએ. એ પ્રકારનું પરસ્પેક્ટિવ આપણા દેશમાં જ સંભવ છે, આપણે ત્યાં આપણે એક સાથે અતીત અને વર્તમાનમાં જીવી લઈએ છીએ. આજે પણ પ્રાગૈતિહાસિક, મધ્યયુગ અને વીસમી સદીમાં લોકો એકસાથે જીવે છે અને જીવી શકાય છે. બસ્તર અથવા છોટા ઉદેપુર જાવ, તો ત્યાં તમે જોશો કે લોકો પોતાની પરંપરા જાળવીને આ યુગમાં રહીને પણ તે યુગમાં જીવી રહ્યા છે પશ્ચિમમાં વીતેલો સમય સંગ્રહસ્થાન, અજાયબઘર, અને પુસ્તકોમાં કેદ થયેલો જોશો. વર્તમાન એમની સાથે હશે, આપણે ત્યા બધું સંયુક્ત છે; વર્તમાન, અતીત અને પરંપરાના હોવા સાથે ભવિષ્ય.

—એવું આપણા દેશમાં જ કેમ શક્ય બન્યું?

—મને લાગે છે કે અહીં પેઢીઓ વચ્ચે તણાવ નથી. આપણે ઘર છોડીને ચાલ્યા જઈએ, ભણીને વીસ વરસ પછી પાછા ફરીએ તો ઘર હતું તેવું જ ફરી મળશે. એ જ સંસ્કારો અને પરિપાટીઓથી ઘેરાયેલું, પણ વીસ વર્ષના સમયગાળામાં આપણે હતા તેવા રહી શક્યા હોતા નથી. તે છતાં તેઓ આપણને એવા સ્વરૂપે જ સ્વીકાર કરી લે છે અને આપણે પણ એમ જ માનીએ છીએ. અહીં બે પેઢીઓ અને બે સમય વચ્ચે આપણે સેતુ રચી લઈએ છીએ. અહીં એ સંભવ છે કે કોઈ પણ પરિસ્થિતિઓમાં આપણે અહીં સંવાદ કરી શકીએ છીએ. આ જે ભિન્નભિન્ન સમયના જીવનના તાણાવાણા છે, તે અહીં સંયુક્ત છે અને તે આપણી અભિવ્યક્તિમાં આવશે જ.

—તમારા વિચારે કળા શું છે, સમાજનું દર્પણ કે ઇતિહાસનો દસ્તાવેજ ?

—ના, ના, હું એમ કહી શકું નહીં. ન તો એ દર્પણ છે, ન તો દસ્તાવેજ. કળા સામે માણસના શ્વાસો છે, એના હૃદયના ધબકારા છે. રંગ, કેનવાસ, ઘટનાઓ અને સ્મૃતિઓ એકલી ચિત્ર બનાવતી નથી, રંગ ત્યારે જ અર્થપૂર્ણ થઈ શકે છે, જ્યારે એની પાછળ શ્વાસો, સંવેદનશીલતા, સંસ્કાર, જીવનના આયામ અને ભાવદશા હોય, એમની વચ્ચે તાલમેલ હોય. કળા ઇતિહાસ નથી, મૂર્દા ચીજ નથી, એ તે હોઈ શકતી નથી અને થઈ ગઈ તો તે કળા નથી. કળા આપણને અવર્ણનીય સ્મૃતિઓમાં અને વિશિષ્ટ પ્રકારની ભાવદશામાં લઈ જાય છે. એ જીવતી ચીજ છે. એક સમયથી બીજા સમયમાં વહાવી લઈ જાય છે. તે આપણને સફરમાં રાખે છે. એમાં રોમેન્ટિક હોવાની જરૂર નથી. એટલે, રંગ અને કેનવાસ એકલાં કંઈ કરતાં નથી. એમની સાથે કંઈક જોડાયેલું હોય છે અગર આપણે 'રેડ' કે 'યલો' કહીએ તો ક્યાં બિમ્બ ઊઠે છે? કયા રંગ સામે આવે છે? એ જ, જે બોલ્યા તે; પણ એમાં જ્યારે હળદર અને રાઈના ગુણધર્મ પણ સામેલ થઈ જાય છે, એમની સ્મૃતિ અને ખુશ્બૂ પણ એમાં ઊતરી આવે છે. એટલે મને લાગે છે કે કળાને દસ્તાવેજ રૂપે જોઈ ન શકાય.

—કળા સમયની સાથે જીવન્ત રાખવા ઉપરાન્ત બીજું શું કરી શકે છે?

—કળા સંસ્કારો ઘડે છે, અનુભવોની સરહદ ઓળંગી જવી, વધારવી, નવા આયામોને જાગૃત કરવા, એ ચિત્રનું કામ છે. આપણા શિક્ષણનો તરીકો યોગ્ય નથી. આપણે વિષય અલગ કરી દીધા, સ્પેશિયાલાઇઝેશનને મહત્ત્વ આપ્યું...તમામ વિષય એકસાથે જોડાયા છે...હું 'વન ટૂ વન રિલેશન'ને ગલત માનું છું.

—તમારું શિક્ષણ કેવા વાતાવરણમાં થયું?

—બાળપણથી જ કવિતા અને ચિત્રો પ્રત્યે રુચિ–સંબંધ હતો. મોટાભાઈ કાચ પર ચિત્રો બનાવતા હતા, પિતા ધાર્મિક હતા, દિવસમાં પાંચ વાર નમાજ પઢતા. હું ઘરે કુરાનની આયતો પઢતો; બહાર ગુજરાતી, સંસ્કૃત. અમારા ગામમાં એક લાયબ્રેરી હતી, ત્યાં જતો રહેતો. ગુજરાતના કળાગુરુ રવિશંકર રાવળ કોઈક કારણસર અમારા શહેરમાં આવેલા. એમણે મને પ્રેર્યો. પિતાની આર્થિક હાલત સારી નહોતી. એમણે જ મને સૌરાષ્ટ્ર સરકારની છાત્રવૃત્તિ અપાવી. પછી વડોદરા જવાનું થયું. પછી ઇંગ્લૅન્ડ ગયો – દૂરથી ચીજો બરાબર દેખાય છે. ત્યાં રહીને ભારતીય કળાને જોઈ, પારખી.

—ત્યારે યુરોપની કળા કઈ દશામાં હતી?

—ત્યાં કળા એવા વળાંકે પહોંચી ગઈ હતી કે ચિત્ર નામનો પદાર્થ કળામાં મહત્ત્વ ધરાવતો નહોતો. ત્યાં લોકોએ બીજો માર્ગ પકડ્યો હતો. કળાને જીવનમાંથી કાઢવા લાગ્યા, અને એ કોઈ નાની વાત નહોતી કે આપણે આપણી સર્જનાત્મકતાનો પોતે જ નાશ કરીએ. એના કરતાં ભયાનક વાત બીજી કઈ હોઈ શકે? મને કળામાં વિશ્વાસ હતો. ભારતીય કળા જોઈને એ વિશ્વાસ ઓર સઘન થયો કે જીવનમાં ચિત્રકાર થવું જરૂરી છે. મને લાગે છે કે, સમાજમાં અગર કોઈ આશા છે, તો તે કળામાં જ છે.

—પ્રમોદ ગણપત્યે



## મુક્તકો / રતિલાલ 'અનિલ'

પાદરનું સૂનું ધામ, તને યાદ તો હશે!<br>
એ સાંજનો મુકામ, તને યાદ તો હશે!<br>
કે પ્રેમથી પ્રદેશ એ 'ગોકુલ' બની જતો,<br>
ને પાત્ર રાધે, શ્યામ, તને યાદ તો હશે!

## એક ગામનો માણસ છું'

—તકષી શિવશંકર પિલ્લે

હું કોઈ ભાષાનો વિદ્વાન નથી, તેમ કોઈ કોઈ વિષયનો ખાસ જ્ઞાતા યે નથી. હું માત્ર એક ગામડિયો છું, એનું પાલણપોષણ કેરળના કટ્ટનાડ વિસ્તારમાં દૂર આવેલા ગામમાં થયું છે. એ ગામ માત્ર પચ્ચીસ વર્ષ પહેલાં વાહન ચાલી શકે એવો રસ્તો બનતાં સુગમ બન્યું છે. હું અનુભવું છું કે હું કળા, સાહિત્ય, કાવ્યાત્મક અનુભૂતિઓ તથા એ પ્રકારના અન્ય મહાન વિષયોમાં વાત ન કરું. હું મારા સાહિત્યિક કાર્યનાં પંચાવન વર્ષના અનુભવો વિશે બોલીશ. હું મારા જીવનને સાહિત્યિક પ્રવૃત્તિમાં પસાર થયેલું નહીં કહું. હું પરંપરાએ ખેડૂત છું. હું આજે પણ ખેતી કરું છું. મારા પગ સામે જુઓ તો એના પર માટીના ડાઘ દેખાશે. સાફ ન કરી શકાય એવા થોડા સમય માટે હું વકીલ પણ બનેલો.

અમારા પ્રદેશના હિન્દુ પરિવારોમાં રાત્રે જમ્યા પછી 'રામાયણ', 'મહાભારત' કે એવા જ કોઈ મહાકાવ્યને પાઠ કરવાની પરંપરા રહી છે, ધનવાન કુટુંબોમાં એ માટે વિદ્વાનોને પણ રાખવામાં આવે છે. અમારા પરિવારમાં એ કામ મારી પિતાજી કરતા હતા. પરિવારના માણસો અને કેટલાક પાડોશીઓ એ પાઠ સાંભળવા માટે ભેગા થતા. મને યાદ છે કે, બાળપણમાં હું પિતાજી જે પાઠ કરતા તે દરરોજ ધ્યાનપૂર્વક સાંભળતો હતો. એક-બે વાર નહીં, કેટલીયે વાર મેં સંપૂર્ણ મહાભારતનો પાઠ સાંભળ્યો છે. દૈનિક

રહ્યો છું. મેં એમની આશાઓને દુલાર કર્યો છે, અને એમની ચિંતાઓમાં ભાગીદારી કરી છે. એને ચિંતાતુર જોયો ત્યારે હું યે ચિંતાતુર થયો. સંકટની ક્ષણે ઉત્કર્ષના શિખર પર ચઢવાને માટે હું એમની સાથે હતો. હું એમની સાથે ખુશ થયો અને રડયો ય ખરો, હું વિવાદગ્રસ્ત અને ઉદાર હતો પણ મેં કદી એમનો સાથ ન છોડયો. એવા પ્રસંગો ય આવ્યા, જ્યારે મેં એમની જેમ જ ઉપહાસાત્મક વ્યવહાર કર્યો છે, હું એમનો મિત્ર હતો, ક્યારેય એમનો શત્રુ બન્યો નથી. જ્યારે કોઈ વાર હું નારાજ થયો, મેં મોઢું ખોલી દીધું, એણે પણ એ જ રીતે મને જવાબ આપ્યો.

મેં મારાં વ્યાવસાયિક રહસ્યો પ્રગટ કરી દીધાં છે. હું એવો અણસાર પણ આપવા ચાહીશ, જેથી મારા સાહિત્યિક યોગદાનનું મૂલ્યાંકન કરવામાં મદદ મળે. મેં કોઈ કરોડપતિના ભવ્યભવન, કોઈ મોટા ધંધાદારીની બેઠક, કોઈ મહાન ઉદ્યોગપતિના બંગલા અથવા કોઈ રાજ્યપ્રાસાદનું ચિત્રણ કર્યું નથી. ગામડાનો એક માણસ એ નિર્માણ પર માત્ર આશ્ચર્ય અને વિસ્મયથી એકીટસે માત્ર જોઈ શકે છે કે ત્યાં જે લોકો રહે છે તે કયા પ્રકારના હશે. એને જો ભીતર લઈ જવામાં આવે તો તે લીસી સ્વચ્છ ફર્શ પર અથવા એના પર બિછાવેલી કીમતી કાલીનો પર ચાલવામાં ક્ષોભસંકોચ અનુભવશે. કેમકે એના ખુલ્લા પગે ધૂળ અને માટી વળગેલાં છે. એને ભય થશે કે ક્યાંક મારો પગ લપસે અને હું પડી નહીં જાઉં. એ ભોજનના મેજ પર ગુમસુમ થઈ જશે અને પોતાને દયનીય સમજશે.

એનો પક્ષ કરનારા કહેશે કે ભવન, બંગલા અને પ્રાસાદ જીવનનાં અભિન્ન અંગ છે. એ ઉપલબ્ધિઓ છે. મેં મારા લેખનમાં એમને પડતાં મૂક્યાં છે. ત્યાં માણસ રહે છે. એમની પણ આશાઓ, નિરાશાઓ, વ્યથાઓ, ચિંતાઓ, હર્ષ તથા નિયતિની ભરતીઓટ છે, તે એમને પાર કરવાનાં છે. એ દીવાલોની ભીતર શોક અને

કષ્ટ, ખુશી અને અભિશાપ છે. સરેરાશ આક્રોશી ક્રાંતિકારી ઘાંટા પાડીને એ કહી શકે છે કે ક્રૂર શોષણની અભિશપ્ત યોજનાઓ એ ભવનની ચાર ભીંતોની અંદર જ તૈયાર કરવામાં આવે છે, પણ ત્યાં રહેનારા પણ માણસ જ છે.

શોષણને પ્રગટ કરવા માટે એ પૃષ્ઠભૂમિના રૂપમાં એ ભિન્ન સંસારની જાણકારી જરૂરી છે. હું એ જીવનથી પરિચિત રહ્યો નથી. તથાપિ મેં એ જીવનને સન્માનિત અતિથિ રૂપે જોયું છે. એક કળાકાર તરીકે મને એ જીવનના પરિચયનો અભાવ છે, એ એક ઊણપ છે.

ભારતી કથાલેખકોને એક વાત કહીશ. આધુનિક કહાણી તથા નવલકથા પશ્ચિમની દેન છે. તે ત્યાંના જીવનમાંથી વિકસ્યાં છે. આપણે એમનાથી ભિન્ન તથા અતીતમાં કહાણી કહેવાની આપણી પોતાની એક ટેકનિક છે. તે પદ્યમાં હતી, જેમકે રામાયણ, મહાભારત તથા બીજાં મહાકાવ્યો. આપણે પોતીકું જ કોઈ સ્વરૂપ વિકસાવવાનો પ્રયત્ન કેમ કરતા નથી? મેં મારી નવી નવલકથા 'કયર'માં એવું કરવાનો વિનમ્ર પ્રયત્ન કર્યો છે. એ નવલકથામાં છેલ્લાં અઢીસો વર્ષ દરમ્યાન કેરળના જીવનને એની સમસ્ત અવસ્થાઓ સાથે વિકસિત કર્યું છે, એ કથાવસ્તુને કોઈ પશ્ચિમી રૂપમાં સમાવી શકાય જ નહીં. કદાચ એ નવલકથાની નાયિકા માણસની ભૂમિ પ્રતિ ભૂખ છે અને એનો નાયક છે સમાજ. મેં એ લખવા માંડી અને મેં અનુભવ્યું કે 'મહાભારત'નો પ્રભાવ જ છેવટે મારા બચાવમાં કામ લાગ્યો. એનાં પાત્રો અતિમાનવ નથી. એ આપણા મહાન પૂર્વજ છે. તેઓ જીવન જીવ્યા, સંઘર્ષ કર્યો અને મરી ગયા. એ માનવીની કથા છે. મેં એ સમયનું આલેખન આઠ પેઢીઓના માધ્યમે કર્યું છે.

પશ્ચિમનો પ્રભાવ અત્યંત પ્રબળ હતો. મને સંદેહ થયો કે વ્યાસ જેવા વિશ્વના મહાન આચાર્ય કથાકાર પણ મેં અપનાવેલા

માર્ગે ચાલી સફળ થઈ શકતા હતા.

કોઈ ગ્રામજન ક્યારેક વિદૂષક રૂપે ઉપસ્થિત થઈ શકે છે, તે મૂર્ખ દેખાય એવું બની શકે, તે ચંચળ લાગી શકે છે; પણ એની નિષ્ઠા પર કોઈ પ્રકારનું પ્રશ્નચિહ્ન મૂકી શકાય નહીં. તમારી સામે એવો જ ગ્રામજન ઊભો છે.

[લેખકે જ્ઞાનપીઠ પુરસ્કાર સ્વીકારતાં આપેલા વક્તવ્યનો અંશ]



## એ બે / એલન ગિન્સબર્ગ

એ વૃક્ષે કહ્યું—
મારી નીચે ઊભેલી આ સફેદ કારને
હું પસંદ કરતું નથી
બદબૂ આવે છે એમાંથી પેટ્રોલની
પાસેના બીજા વૃક્ષે કહ્યું—
તારા મગજમાં જ ગરબડ છે
એક રીતે વિચારે તો ખુદ જાણી જાય
કે ક્યાં જડાઈ ગયું છે તું.

## મોત્સાર્ટ / વિનોદ ભારદ્વાજ

બસેં વર્ષ પહેલાં પશ્ચિમી સંગીતનો જીનિયસ પાંત્રીસ વર્ષની વયે રહસ્યમય રીતે અવસાન પામ્યો ત્યારે તેના અંતિમસંસ્કાર એક સામાન્ય માણસની જેમ થયા. એની કબર પર કોઈ નામ નહોતું. થોડા લોકો ભેગા થયા હતા તેમને ભારે તોફાને ભાગી જવાને લાચાર કર્યા. એ વાતાવરણમાં સંગીતની દુનિયાના સૌથી અનોખા જીનિયસે દુનિયાથી વિદાય લીધી. એમ તો ઇતિહાસકારોનું કહેવું છે કે વિયેનામાં એ દિવસોમાં અંતિમસંસ્કાર વખતે ભીડ ન કરવાની પરંપરા હતી, અને મોસમની જાણકારીના ધોરણે કહી શકાય કે તે દિવસે તોફાન આવ્યું જ નહોતું.

એ જીનિયસનું નામ છે વોલ્ફગેંગ આમાદેઉસ મોત્સાર્ટ. બાખના મૃત્યુના છ વર્ષ પછી મોત્સાર્ટનો જન્મ ૧૭૫૬માં થયો હતો. ત્રણ વર્ષની વયે એ વિલક્ષણ બાળક હાર્પસ્કીકોર્ડ બજાવતો હતો. પાંચ–છ વર્ષની વયે સંગીત રચતો હતો. જિંદગીભર એ સંગીત એક તોફાનની ગતિએ રચતો રહ્યો. જાણે મારે ઝાઝું જીવવાનું નથી એ તે જાણતો હતો. મૃત્યુના એક વર્ષ પહેલાં મોત્સાર્ટે પોતાની પત્નીને એક પત્રમાં લખ્યું હતું, 'લોકો મારા દિલમાં ડોકિયું કરે તો, હું ખૂબ જ શરમ અનુભવીશ. મારે માટે બધી ચીજ ઠંડી છે — બરફ જેવી ઠંડી.

મોત્સાર્ટનું સંગીત એક અદ્ભુત ગ્રેસ સાથે જોડાયેલું છે. એમાં લાલિત્ય, ચારુતા, ભવ્યતા છે. પણ એક વ્યક્તિરૂપે મોત્સાર્ટમાં એ ગુણોનો અભાવ હતો. ક્રીડા કૌતુકમાં એની દિલચસ્પી વધારે

હતી, બલકે એ જીનિયસની મજાક ફુવડ પણ લાગતી. લોકોને કોઈ કોઈ વાર આશ્ચર્ય થતું કે આટલો પરિષ્કૃત, સુરુચિપૂર્ણ, લલિત સંગીતનો રચયિતા આટલો અશિષ્ટ, ફુવડ હોઈ શકે!

મોત્સાર્ટના વ્યક્તિત્વના આ પક્ષ પર એક બહુચર્ચિત ફિલ્મ છે — 'આમાદેઉસ.' એક ફિલ્મકાર મિલોશ ફોરમાને એ હોલીવુડમાં ૧૯૮૪માં ઉતારી હતી. એ ફિલ્મનો નાયક મોત્સાર્ટ હતો પણ પૂરી ફિલ્મ સંગીતની ત્રીજી શ્રેણીની લગભગ અપરિચિત પ્રતિભા એન્ટોનિયો સાલિયેરીની ઈર્ષ્યા પર કેન્દ્રિત હતી. એમ કહેવાય છે કે સાલિયેરી મોત્સાર્ટની વિલક્ષણ પ્રતિભાથી ચમત્કૃત હતો, એનો પ્રશંસક હતો અને એની ભારે ઈર્ષ્યા યે અનુભવતો હતો.

આજે આપણે ઇતિહાસને ફિલ્મની આંખે જોવા લાગ્યા છીએ. રિચાર્ડ એટનબરોની ફિલ્મ 'ગાંધી' કદી કદી વાસ્તવિક ઇતિહાસનો ભ્રમ પેદા કરે છે. 'આમાદેઉસ'માં બતાવાયું છે કે સાલિયેરીએ જ ઈર્ષ્યાની આગમાં જલતા મોત્સાર્ટને ઝેર દીધું હતું. વાસ્તવમાં ઇતિહાસમાં એનું પ્રમાણ મળતું નથી. પરંતુ આમાદેઉસમાં નાયક કદી કદી ખલનાયક હોવાનો ભ્રમ પેદા કરે છે. સાલિયેરી માટે એ સ્વીકારવું જાણે અસહ્ય હતું કે એ ઠીંગણો, પાતળિયો, બીમાર, અભદ્ર માણસ ઈશ્વરીય સંગીત રચી શકે છે.

જિંદગીના છેલ્લા વર્ષમાં મોત્સાર્ટનું સ્વાસ્થ્ય બહુ ખરાબ હતું, એની હાલત એટલી ખરાબ થઈ ગઈ હતી કે એની પ્રિય ચકલી કેનેરીનો અવાજ સાંભળવો પણ તેને માટે અસહ્ય થઈ ગયો હતો. મહાન સંગીતકાર લુડવીગ બીથોવનની વિખ્યાત નવી સિમ્ફની પ્રથમ વાર રજૂ થઈ ત્યારે કાર્યક્રમ પૂરો થયો ત્યારે એટલી બધી તાલીઓ પડી કે તે બીથોવન સાંભળી શકતો નહોતો. એ બહેરા થઈ ગયા હતા.

સાલિયેરીની પીડા સમજી શકાય છે. મોત્સાર્ટે જિંદગીનાં પાંત્રીસ વર્ષોમાં ૧૮ ઓપેરા, એક બેલે, ઓછામાં ઓછી ૪૧

સિમ્ફની, ૨૬ સ્ટ્રિંગ ક્વાર્ટેટ્સ; ૨૫ પિયાનો ક્યેર્ટો, ૧૯ પિયાનો સોનેટા, ૧૦ વાદ્યતંત્ર ક્વિટ્ટેસ, અને સંખ્યાબંધ અન્ય સંગીત-રચના કરી હતી. ઑપેરા ઉપરાંત ગાવા માટે અન્ય રચનાઓ પણ કરી હતી. મોત્સાર્ટની રચનાઓનું કૅટલૉગ ૧૯૬૨માં લુડવિગ ફૉન કોખેલે તૈયાર કર્યું હતું એટલે એની રચનાઓનો ક્રમ 'કેમ્કનું' અથવા 'કેપન્ન' સંજ્ઞાએ ઓળખાય છે.

મોત્સાર્ટનો સૌથી વિખ્યાત ઑપેરા 'દૉન જોવાન્ની' છે. દુનિયાની મહાન રચનાઓમાં એનો સહેજે સમાવેશ થાય. 'ધ મેજિક ફ્લયૂટ' મોત્સાર્ટની એક બીજી વિખ્યાત રચના છે. સિમ્ફનીમાં નંબર ૪૦ અને ૪૧નું વિશેષ સ્થાન છે. નંબર ૧ 'જ્યુપીટર' સિમ્ફની નામે વિખ્યાત છે. એ માત્ર સુંદર જ નહીં, વિચાર અને અંતર્દષ્ટિ પણ એમાં અદ્વિતીય રીતે સમાવિષ્ટ થયેલી છે. 'રાગી-સંગીત' નામનું સાંધ્યગીત મોત્સાર્ટની ખૂબ જ પરિચિત સંગીત-રચના છે. મોત્સાર્ટના એક મિત્ર બહુ સુંદર હોર્ન બજાવતા હતા. એને ખ્યાલમાં રાખીને રચેલી હોર્ન કમેર્ટો સંગીતમાં અલગ સ્થાન ધરાવે છે. ક્લેરિયોનેટ કંચર્ટો મોત્સાર્ટની અંતિમ રચનાઓમાંની રચના છે. જાણીતા ફ્રેન્ચ ફિલ્મકાર ગોદારે પોતાની પહેલી ફિલ્મ 'બ્રેથલેસ'માં એનો અવિસ્મરણીય ઉપયોગ કર્યો છે. સંગીતના જાણકારો માને છે કે મોત્સાર્ટે નવા સંગીતને જન્મ આપ્યો નથી, પણ પોતાના સમયના સંગીત સાથે એનો અદ્વિતીય રચનાત્મક સંવાદ હતો. એક રીતે પોતાના સમયના સર્વશ્રેષ્ઠ સંગીતનો પૂરો નિચોડ મોત્સાર્ટની 'જાદુઈ બંસરી' સંગીતરચનામાં છે.

આજે પણ ક્યાંક મોત્સાર્ટનું હોર્ન અથવા ક્લેરિયાનેટ કંચર્ટો વાગે છે તો જાણે દેવ જાગી જાય છે, જીવનનો નિખાર ચારે તરફ વિખેરાઈ જાય છે, સુંદરતા વિશેનો આપણો વિશ્વાસ ઓર દઢ થાય છે. દોસ્તાયેવસ્કીએ ક્યાંક કહ્યું છે: 'આ દુનિયાને સુંદરતા બચાવશે.'



# 'બાયું': સ્ત્રીજીવનની ઉપેક્ષામાંથી જન્મતા રોષની કથા / જયેશ ભોગાયતા

શ્રી કિરીટ દૂધાતની 'બાયું' નામની ટૂંકી વાર્તા ગદ્યપર્વના સળંગ અંક ૭, મે ૧૯૮૯માં પ્રગટ થઈ છે. શ્રી કિરીટ દૂધાતની વાર્તાઓ સામાજિક પરિવેશ અને પ્રાદેશિક બોલીની વિવિધ છટાઓ લઈને ભાવકને આકર્ષી શકે છે. વિષયવસ્તુ અને રજૂઆતની નવીનતાને કારણે તેમની વાર્તાઓ અભ્યાસક્ષમ બની શકી છે.

'બાયું' આદિ, મધ્ય અને અંતવાળી પરંપરાગત વસ્તુ-સંકલના વડે રચવામાં આવી છે. તેમ છતાં ચોંકાવનારી ઘટનાવાળો અંત અહીં વાર્તાનો મુખ્ય વિષય નથી, પરંતુ વ્યવહારજગતમાં ઊભી થયેલી એક સમસ્યા નિમિત્તે જે વલણો, પ્રતિભાવો જન્મે છે તેની સમભાવયુક્ત સમીક્ષા વાર્તાના કેન્દ્રસ્થાને છે. આ સમસ્યા નિમિત્તે સ્ત્રીનો સામાજિક દરજ્જો તેના સ્વમાન અંગેના આપણા બંધિયાર ખ્યાલો પર સૂક્ષ્મ પ્રહાર, પણ છે. સાથોસાથ રોષ વ્યક્ત કરીને રહી જતી સ્ત્રીની નિઃસહાય દશાનું ચિત્ર પણ ઊપસે છે.

શ્રી કિરીટ દૂધાતની વાર્તાઓમાં વાર્તાનો કથક (Narrator) વાર્તામાં પાત્ર તરીકે પણ આવે છે. વાર્તામાં ભાણાભાઈ દરેક ઘટનાના સાક્ષી છે. નિવેદક પણ છે. નિવેદક તરીકે તટસ્થ રહીને વાર્તામાં આવતાં પાત્રોની લાક્ષણિકતાઓને સહજ રીતે ઉપસાવે છે. પાત્રોનાં મનોવલણો, બોલચાલની રીતભાત, બોલીના વિશિષ્ટ લહેકાઓ તેમ જ સંવાદમાં પ્રગટતો કાકુ અને તેના પ્રતિધ્વનિરૂપ નર્મ–

મર્મની અભિવ્યક્તિ વાર્તાને આસ્વાદ્ય બનાવે છે. બોલીનો અહીં સર્જનાત્મક વિનિયોગ થયો છે. માત્ર પ્રાદેશિકતા ઉપસાવવા માટે જ બોલીનો ઉપયોગ કર્યો નથી. બોલીના લહેકાઓ, તળપદી છટાને કારણે પાત્રો જીવંત અને સ્પર્શક્ષમ લાગે છે. બોલી અહીં વાર્તાનું ઘટકતત્ત્વ બનીને અન્ય ઘટકતત્ત્વો સાથે સંવાદી બની રહે છે.

મંજુનું સગપણ નાનપણથી મેડીના સરપંચ રતિભાઈ વિરાણીના છોકરા દિનેશ સાથે થયેલું છે. દિનેશની મા નાનપણથી ગુજરી ગયેલી છે. રતિભાઈ દિનેશની કોઈ વાતને ટાળતા નથી. ટૂંકમાં દિનેશ મોંએ ચડાવેલો છોકરો છે. લગ્નને હવે બે-ત્રણ મહિના બાકી હતા ત્યારે દિનેશને કોઈએ ઠસાવેલું કે મંજુને સાથળ પર કોઢ છે. ભવિષ્યમાં ભવાડો ન થાય એવા હેતુથી દિનેશ અગાઉથી ચકાસણી કરી લેવા માગતો હતો.

મંજુને સાથળ પર કોઢ છે કે નહિ તેની ચકાસણી દિનેશને કરવા દેવી કે નહિ તે સમસ્યા વાર્તાનું બીજ છે. આ સમસ્યા નિમિત્તે દિનેશની માગણી પ્રત્યે ઘરના પુરુષો અને બાયુંનાં જે વલણ પ્રગટે છે તે વાર્તાનું કેન્દ્ર છે. એક તરફ પુરુષોનું વલણ છે. બીજી બાજુ બાયુંનું અને સમસ્યાના પ્રતિભાવોના સાક્ષી ભાણાભાઈ સમીક્ષક તરીકે આખી વાર્તા દરમ્યાન હાજર છે.

ચાર ભાઈઓનો પરિવાર (પટેલ) છે. ચાર ભાયું વચ્ચે મંજુ એકની એક છોકરી. મંજુના સગા બાપુજી વાઘજી આતા છે. 'પણ એને બહુ રસ નહીં કે આ એમની સગી દીકરીની જ વાત ચાલે છે. એમનો એક જ સિદ્ધાંત હતો કે વહેવારનું કામ સવજીભાઈનું છે, તે ફૂટી લેશે.' મંજુના સગા બાપુજીનું આ વલણ તેની સ્વભાવગત જડતામાંથી આવે છે. વાઘજી આતા અને 'ભગત' બની બેઠેલા ભાઈનું વલણ પણ આ પ્રકારનું છે. કહેવાતા ભગત સંસારનાં તમામ કાર્યોથી નિર્લેપ બનીને 'ભગવાન' સાથે વાતો કરે છે. ગામના લોકોનો ભગત વિશેનો અભિપ્રાય આક્રોશયુક્ત છે. "ભગત, ભગત

થયા પહેલાં ગામના દાડિયાઓની વહવાયાઓની બીડીઓ માગીને પીતા એટલે દાડિયાઓનું કહેવું હતું કે ભગતના મગજમાં મફતની બીડીનો ધુમાડો ચડી ગયો છે. ભક્તિનું તો સાવ તૂત છે.'' ભગત વિશેનો આ અભિપ્રાય વાર્તાને ઉપકારક છે. મંજુની સમસ્યા પ્રત્યે પુરુષવર્ગનું જે વલણ છે તેમાં ભગત પણ સામેલ છે. મંજુને જ્યારે પરાણે અમરેલી મોકલે છે ત્યારે ભગતના પ્રતિભાવમાંથી તેની કેળ-વેલી જડતા અને શુષ્કતા પ્રગટે છે: 'બેન, મંજુ તો અણસમજુ છે એટલે રડે. બાકી સૌ સૌનાં કરમ સૌને ભોગવવાનાં છે, કાં ભગવાન?' કર્મયોગની ખોટી સમજ કે નિષ્ક્રિય અને નિર્જીવ બની ગયેલા ભગતની સામે રુંવેરુંવેથી જીવતાં ચંચળબાના પ્રતિભાવો તેની જીવંતતાના સાક્ષી છે.

બીજા પુરુષોમાં સવજી આતા, રામજી આતા, જાદુમામા અને મથુરમામાનાં વલણો બાયુંનાં વલણોને બરાબર ઝાટકે છે, તેની ટીખળ કરે છે.

સવજી આતાનો પ્રતિભાવ 'હાળાં ડોબાંનાં ડોબાં રયાં, કીધું કે હવે ખોટી લપ મેલો તોય માનતાં નથી. નૈ સમજે તો કયાંક ઘઘલાવવાં પડશે.'

અહીં 'ડોબાં' (ઢોર) 'ખોટી લપ' અને 'ઘઘલાવવાં' જેવા શબ્દોમાં સવજી આતાનું સ્ત્રી પ્રત્યેનું મનોવલણ તો પ્રગટે છે સાથો-સાથ પુરુષ તરીકેની આપખુદશાહી પણ પ્રગટે છે.

જાદવમામાએ રામજી આતાને કહ્યું. 'મારી બા કે'ય છે કે પૂળો મૂકો આ હગપણમાં...'

રામજી આતાનો પ્રતિભાવ: 'તારી મા તો ભિરકિની છે. આ કોઈ કોળી વાઘરીનું ઘર છે કે નખ જેવી વાતમાં હગપણ તોડી નખાય? કાંઈ મંજુ આપડને વાલી નથી?...વિરાણીની એક આખી ઓયડી આપડી મંજુના કરિયાવરથી ભરાઈ રેવી જોઈ, આપડા ચાર ભાયું વચ્ચે એકની એક જ છોડી છે ને બચ્ચાડી!'

મંજુના સાથળમાં કોઢ છે કે નહિ તેની ચકાસણી દિનેશ કરે

તે વાત રામજી આતાને મન નખ જેવી નાની લાગે છે. તુચ્છ લાગે છે. વિરાણીના ઘરની ઓયડી કરિયાવરથી ભરી દેવા માગે છે—વૈભવ દ્વારા. પરંતુ મંજુની લાગણીની કદર કરવાની નહિ 'બચ્ચાડી' શબ્દ સૂચક છે.

વાર્તામાં સજીવ પાત્ર છે ચંચળમા. સવજી આતા એને દાડિયાની દીકરી ગણે છે. બીજાં દેરાણી—જેઠાણી જેટલાં સંસ્કારી ન ગણાતાં અસંસ્કારી ખરાં. બોલવામાં કોઈની સાડીબાર ન રાખે (આ વિશેષ ગુણને કારણે જ અસંસ્કારી ગણાતાં હશે) જૂના અસંસ્કાર જોર કરી જાય તો મોઢામાંથી ભૂંડી ગાળ પણ નીકળી જાય. આવી પ્રકૃતિનાં ચંચળમાને દિનેશની માગણીની વાત જાણતાં 'બબ્બે કટકા ગાળો' બોલેલાં અને 'દિનેશનો અને એના બાપાનો નહિયો દબાવી દેવાની' ઇચ્છા વ્યક્ત કરેલી.

ઘરની બાયું પર સવાર થઈને મરદાનગી બતાવતા પુરુષો દિનેશની માગણી સામે નરમ ઘેંશ બની માત્ર 'વ્યવહાર તરીકે ઘટાવીને' સગપણ તોડવા માગતા નથી. જ્યારે ચંચળમા બાયુંના સબળ વિરોધનો પ્રતિનિધિરૂપ અવાજ છે. દિનેશનો અને બાપાનો નહિયો દબાવી દેવાની ઇચ્છાની પાછળ મંજુનું એક સ્ત્રી તરીકે સ્વમાન જાળવવાની ખેવના છે. પુરુષની સામે પોતાની જાતને ખુલ્લી કરવી એ સ્ત્રી માટે કષ્ટસાધ્ય હોય છે. પરંતુ સ્ત્રીઓને લાચાર, નિઃસહાય અને નજીવી ગણતા પુરુષો તેમની આ મનોવેદનાને સમજી શકે તેવી સંવેદનશીલતા ધરાવતા નથી.

યુદ્ધની ભૂમિકા તૈયાર થઈ. મથુરમામા સ્વભાવે રોનકી તેથી ટીખળ કરીને આખી સ્થિતિ વિશે જે પ્રતિભાવ આપે છે તે સૂચક છે. 'શું કરે છે કામરુદેશના સેનાનીઓ ?'

એક તરફ પુરુષો એક થયા. બીજી બાજુ બાયું એક થઈ. કોઠાડાહી જકલમા ટાણે જ રોઈને બેસી રહ્યાં ને લાચાર બનીને 'પ્રાગડવાહયે' મંજુને તૈયાર કરી દેવાની લાચારી બતાવી પરંતુ

ચંચળમાની જેમ ઊકળતો વિરોધ ન કર્યો. ચંચળમાની ભીતર સતત કશુંક ખદબદતું રહે છે કે ઉકળાટને શાંત પાડવા માટે જ પેટ બળી જાય એવી ફળફળતી ચા ઢીંચતાં હશે. ચંચળમાના નિર્ણયને ટેકો આપતી બાયુંએ કહ્યું કે 'ભલે સંબંધ તૂટી જાય પણ આપણે મંજુનાં પારખાં નથી કરાવવાં.' અહીં વાર્તાને સ્થૂળ સંઘર્ષમાં ખેંચી જવાની પૂરી શક્યતા હતી પરંતુ વાર્તાકારને પ્રત્યક્ષ સંઘર્ષ થાય, બોલાચાલી થાય, મારફૂટ થાય અને અંતે બધું શાંત પડે તેવો ધજાગરો કરવાનો હેતુ નથી પરંતુ ગર્ભિત રીતે વાર્તાના ધ્વનિને જે રીતે અર્થપૂર્ણ રીતે પ્રગટ કરવો છે તે દિશામાં વાર્તા ગતિ કરે છે. સમગ્ર પરિસ્થિતિનો જન્મદાતા પુરુષ છે તેમ નિયામક પણ પુરુષો છે. સંબંધ તોડી નાખવાની બાયુંની વાતથી સવજી આતાને આશ્ચર્ય થાય છે, તે આશ્ચર્યને વાર્તાકાર સૂચક રીતે પ્રગટ કરે છે. 'આટલી નવાઈ તો સવજી બાપાને દિનેશની વાતથી પણ નહોતી લાગી.'

સંબંધ તોડી નાખવાના બાયુંના નિર્ણયની ગંભીરતાને સમજવાને બદલે ઠેકડી ઉડાડતા, ટીખળ કરતા પુરુષોની જડતા, આપખુદશાહી અહીં પ્રગટ થાય છે.

'વાઘજી આતાના મોં પર મર્યાદા પુરુષોત્તમ શ્રી રામચંદ્રજીનું તેજ છવાઈ ગયું. એ બોલ્યા, 'જાદુ, જોડચ ગાડું અને તારી કાકીને મૂકી આવ્ય એના બાપાને ઘેર્યે.'

'મર્યાદા પુરુષોત્તમ શ્રી રામચંદ્રનું તેજ' એવા વિશેષણ દ્વારા વાર્તાકારે વાઘજી આતાના દંભની ઠેકડી ઉડાવી છે. રામે સીતાનો ત્યાગ કર્યો હતો તેમ વાઘજી આતા પોતાની પત્નીનો ત્યાગ કરવા તૈયાર છે. ત્યાગની ભાવનાની વિડંબના કરવામાં આવી છે.

સવજી આતાએ કહ્યું, 'ઘાઘરા પલટણ કીધે એટલે થઈ ર્યું'.' સ્ત્રીઓને ઘાઘરા પલટણ કહીએ ત્યારે તેમની પ્રત્યેનું આપણું વલણ કેટલું બીભત્સ છે!

જાદવમામા કહે છે: બાયુંની અક્કલનો એક જગ્યાએ એન્ડ આવી જાય છે.

નિંદા, ટીખળ કરીને 'પછી બધાય ઊંડો શ્વાસ લઈને જોરથી હસ્યા.' હસવા દ્વારા જે આનંદ થયો તેને વાર્તાકારે ભવાયાના ખેલ વખતે સવજી આતાની, ચતુરાઈથી જે રીતે ગાળ આપીને ઠેકડી ઉડાડવામાં આવે તેના કરતાં પણ વિશેષ માત્રામાં થયો તેવું બતાવ્યું છે. ભવાયા કરતાં પણ નીચલી કક્ષાએ જઈને બાયુંની ટીખળ કરતા પુરુષોની ભવાઈ ભૂંડી છે. પુરુષોની આ ભૂંડી, બીભત્સ ભવાઈ સામે સ્ત્રીઓ મૌન ધારણ કરીને બેસી રહી.

મંજુને ગાડામાં બેસાડીને જાદવમામા અમરેલી લઈ ગયા. ભાણાભાઈ 'જેસલ-તોરલ' જોવા માટે સાથે ગયા. વાર્તાકારે હેતુપૂર્વક અહીં પ્રસંગની ગંભીરતાને ઉપસાવી નથી. મંજુને દવાખાને લઈ જવી તે જાદવમામા માટે કંઈ ગંભીર વાત નથી. ભાણાભાઈને મંજુ સાથે મૈત્રીભાવ ખરો તેથી દવાખાનામાં સાથે પણ જાય છે અને મંજુનો માનસિક આધાર પણ બને છે.

દિનેશ મંજુને દવાખાનાની ઓરડામાં દોરી ગયો અને એકાદ મિનિટ પછી સીટી વગાડતો બહાર આવ્યો અને મંજુ રડયા જ કરી. દિનેશની સીટી વગાડવાની ક્રિયા અને મંજુનું સતત રોયા કરવું બંનેનું Juxtaposition ઘટનાની ગંભીરતા પ્રત્યે બંને વચ્ચે રહેલા અંતરને સ્પષ્ટ કરે છે. દિનેશનો પ્રતિભાવ Romantic છે. મંજુના શરીરને જોયાનો રોમાંચ પણ હોઈ, શકે જ્યારે મંજુનું વલણ, પ્રતિભાવ ચંચળમા સાથે જોડાય છે. ચંચળમાએ બબ્બે કટકા ગાળો બોલીને રોષ વ્યક્ત કર્યો. મંજુ આંસુ સાર્યા સિવાય શું કરી શકે? સૂક્ષ્મ રીતે નર્મ, મર્મ, ટીખળ અને કટાક્ષના વાતાવરણમાં કરુણનો દબાયેલો સૂર સળવળે છે જે વાર્તાના અંતે ચંચળમા છૂટા સાદે રોઈ પડયા ત્યાં મુખરિત બને છે.

બીજે દિવસે રતિભાઈએ શ્રીફળ અને પેંડાનું પડીકું મોકલાવ્યું.

વાતનો, સમસ્યાનો સુખદ અંત (પુરુષોના પક્ષે) આવ્યો કે મંજુને કોઢ નથી અને દિનેશ લગ્ન કરવા તૈયાર છે. જાદવમામાનો પ્રતિભાવ:

"લાવો, આ નાળિયેર મંજુના માથામાં ફોડીએ. આમ તો બધી ય બાયુંના માથામાં ફોડવું જોઈ, માળાં ભેગાં થઈને રીડિયા-રમણ કરતાં હતાં.'

સવજી આતાએ ઠપકો આપતાં કહ્યું: કાંકય પ્રશ્ન ઊભો થાય એટલે અક્કલથી કામ લેવાય, કાંય પાની સામું જોઈને ગાળ્યું બોલવા નો મંડાય, સમજ્યા કે નૈ? પણ તમારી આગળ ડા'પણની વાતું કરીએ તોય શું અને નો કરીએ તોય શું? સાવ પથ્થર ઉપર પાણી જ છે, મા'ળા હારાં બૈરાં.'

સ્ત્રીની સ્વમાનની લાગણીને સમભાવથી અનુભવવાને બદલે. તેને 'રીડિયારમણ' કહીને વગોવે છે. સવજી આતા પથ્થર ગણે છે. સ્ત્રીના અંતઃકરણમાં પ્રવેશ કરીએ તો તેની કુમાશનો, મૃદુતાનો સ્પર્શ થાય.

મંજુને સાથળમાં કોઢ નથી તેથી હવે મંજુનાં લગ્ન થશે. સગપણ તૂટશે નહિ એવું આશ્વાસન લઈને બાયું રાજી નથી થતી, પરંતુ સવજી આતાની ડહાપણની વાતો સાંભળવી અસહ્ય થઈ પડી હશે તેથી 'હજી અરધે જ માંડ પૂગ્યા હશે' ત્યાં ચંચળમા રોટલા ઘડતાં હતાં તે ચૂલામાંથી એક ઈંધણું લઈને ઊભાં થઈ ગયાં ને રાડય નાખી 'તમારી માઉંના ધણી (આ ગાળ પુરુષોને માટે યોગ્ય છે) હવે આવ્યાં છો ડાયા થાવા, તમારા બેય કુલે ડામ દેવા જોઈ, મારી રતન જેવી દીકરી'–કહીને ચંચળમાએ જોરથી ઈંધણું ગાર્ય કર્યા વગરની કાળી પોપડીવાળી દીવાલ પર પછાડયું. ચારે બાજુ તેના કોલસા ઊડયા, પછી નીચે બેસીને ચંચળમા છૂટા સાદે રોઈ પડયાં.'

ચંચળમાનો રોષ, ઉકળાટ તેની જાતને જ બાળી નાખે છે. સળગતા ઈંધણમાંથી ઊડેલા કોલસાનો ડામ પુરુષના શરીર પર કયાં પડયો છે! સવજી આતા પર સળગતું ઈંધણું ફેંકીને સ્ત્રીની દાહક

સ્થિતિનો અનુભવ કરાવી શકે તેટલી હદે સ્ત્રીમાં નૈતિક હિંમત નથી. માત્ર વર્ષોથી ચણાયેલી કાળી પોપડીવાળી દીવાલ પર વંધ્ય વિરોધ નોંધાવીને અંતે આંસુ સાર્યા સિવાય શું કરી શકાય છે? પુરુષોના આધિપત્યની દીવાલોને ભસ્મીભૂત કરી શકે તેટલો અગ્નિ કદાચ સ્ત્રીઓમાં નથી. તેમ છતાં પુરુષો કરતાં તે વધુ જીવંત છે. પોતાનું હોવું ગાળો દઈને, રોષ કાઢીને પણ સિદ્ધ કરે છે જ્યારે બહાદુરીના કૃતક આવરણ પાછળ પોતાનો કાયર ચહેરો ઢાંકીને પુરુષો દંભ કરે છે.

'તાવડીનો રોટલો બળીને કોલસો થઈ ગયો હતો.' અહીં વાર્તાનો વ્યંજનાગર્ભ અંત છે. રોટલાનું કોલસામાં રૂપાંતર થવાની પ્રક્રિયા પ્રતીકાત્મક છે. ચંચળમાના રોષની પરાકાષ્ઠાનું સૂચન રોટલો બળીને કોલસો થઈ ગયો તેમાં છે. વધુ પડતા તાપને કારણે રોટલો સળગી ગયો. ભીતરના અગ્નિની અતિમાત્રાથી સ્ત્રીઓની પણ અવદશા થતી રહી છે. એ અગ્નિ કશુંક નક્કર પરિણામ લાવી શકે તે રીતે પ્રગટ થવાનો અવકાશ નથી મળતો તેથી ભીતરમાં, પોતાની જાતને દઝાડ્યા સિવાય શું કરી શકે?

પાત્રોની ભાષા, તેના આરોહ, અવરોહ, લ્હેકાઓ અને તેમાંથી પ્રગટતું તેનું વ્યક્તિત્વ, વાર્તાનિવેદક ભાણાભાઈની વાર્તા-નિવેદક તરીકેની ભૂમિકા અને તેમાં ઉમેરાતો સર્જકનો અવાજ, સૂચક ક્રિયાઓ અને પ્રતીકાત્મક અંત — આ બધી રચનાપ્રયુક્તિઓ વડે વાર્તાના કરુણને આસ્વાદ્ય રીતે વ્યક્ત કર્યો છે. પાત્રોની ભાષા અને સંવાદમાંથી વાર્તામાં બાહ્ય રીતે હળવાશનો Tone સંભળાય પરંતુ તેને ધ્યાનપૂર્વક સાંભળતાં તેમાંથી અણીદાર પ્રહારોનો ધ્વનિ પણ સાંભળી શકાય છે. વાર્તાના ધ્વનિતંત્રને મુખર કર્યા સિવાય Theme ને વિકસવાની સહજ ભૂમિકા મળી છે.

સ્ત્રી એ 'સ્ત્રી' તરીકે નથી જોવાતી પણ 'બાયું' તરીકે જ જોવાતી રહી છે, એ અર્થમાં વાર્તાનું શીર્ષક 'બાયું' સૂચક છે. □

૧૨–૪–'૯૧

# માનવ અને વિશ્વનું બજારીકરણ

**નોર્મન સ્વાઝો : હાયડેગર**

'પ્રચલિત જાગતિક વ્યવસ્થાને બદલી એ વ્યવસ્થા માટેના બીજા વિકલ્પો-વૈકલ્પિક મોડેલો-વિચારવાના કાર્યમાં અત્યારે પ્રત્યેક દેશના વધુ ને વધુ વિચારકો ભાગ લઈ રહ્યા છે અને તે એક વૈચારિક આંદોલનનું રૂપ ધરતું જાય છે. આ વિષયમાં હાયડેગરની વિચારણા ઘણી પ્રસ્તુત છે. તે આ અંગે આપણે શું કરવું જોઈએ?' એવા પ્રશ્નને બદલે 'આપણે કઈ રીતે વિચારવું જોઈએ?' એ પ્રશ્ન સાથે કામ પાડે છે.

સાતમા દાયકામાં પૃથ્વીવ્યાપી કટોકટીની અભિજ્ઞતા અને સમજ વધવા લાગી. યુદ્ધ, સામાજિક ને રાજકીય અન્યાય, પર્યાવરણનો ભય અને આ બધાનાં ફલિત રૂપ જીવનના નૈસર્ગિક સામૂહિક વિનાશ, ગરીબી, રોગ, ભૂખ, નગરોની ગૂંગળામણવાળી ભીડ, ત્રાસવાદ, વિપ્લવ, પ્રત્યાઘાતી હિંસાચાર, દમન, કારાગાર-બંધન, ગુલામી, દુર્વ્યયને લીધે નિઃશેષ બનતી જતી સાધનસામગ્રી, હવા ને પાણીનું પ્રદૂષણ વગેરે સમસ્યાઓ વિકટ બનવા લાગી હતી. આને પરિણામે પૃથ્વીવ્યાપી ભાવિ વ્યવસ્થાના આંદોલનનો ઉદય થયો.

હાયડેગર કહે છે તેમ જગત પર સ્વને-જાતને આરોપિત કે સ્થાપિત કરવાના સંકલ્પને લીધે માણસ ઉત્પાદ્ય ચીજોના જથ્થા કે વસ્તુજાત તરીકે જુએ છે. આવા સંકલ્પ આગળ પ્રત્યેક વસ્તુ અનિવાર્યપણે આત્મસ્થાપન માટેના ઉત્પાદનની સામગ્રી બની જાય

છે. પૃથ્વી અને તેનું વાતાવરણ કાચો માલ, તો મનુષ્ય માનવીય દ્રવ્ય કે કાચો માલ બની જાય છે. જેનો નિર્ધારિત લક્ષ્યો સાધવા નિકાલ કરાય છે.

બધી વસ્તુને માત્ર સામે રહેલી તરીકે જ જોવાનો ટેકનોલોજીના સામ્રાજ્યનો સ્વભાવ આખી પૃથ્વી પર વધુ ને વધુ ઝડપથી નિર્દયતાથી અને સંપૂર્ણપણે વ્યાપી ગયો. છે. એ બધી વસ્તુઓને ઉત્પાદન-વ્યાપારમાં ઉત્પાદ્ય તરીકે સ્થાપે છે, એટલું જ નહીં પણ તે બજાર મારફત ઉત્પાદનને ઉપલબ્ધ કરી આપે છે. આ ઉત્પાદનમાં માણસની માણસાઈ ને વસ્તુઓનું વસ્તુપણું બજારમાં પ્રવર્તતા બજારભાવમાં ઓગળી જાય છે; એ બજાર વિશ્વબજાર લેખે આખી પૃથ્વી પર છવાઈ ગયું છે. એટલું જ નહીં, તે સત્તાનો પણ વેપાર ચલાવે છે અને એમ ભૂતમાત્રને સર્વગ્રાહી ગણતરીબાજીવાળા વેપારને વશવર્તી બનાવી દે છે.'

અનુ. હરિવલ્લભ ભાયાણી



## ચાંદનીનો મુકામ / રતિલાલ 'અનિલ'

ઉત્સાહમાં કે થાકમાં ફરતો નથી અનિલ,
સંબંધની ગલીઓ બધી સૂમસામ છે;
પડછાયા એકમેકને વળગી રહ્યા અહીં,
આંખો કહે છે, ચાંદનીનો આ મુકામ છે!

## વિકલ્પ / અશોક બાજપેયી

કોઈ દિવસ પથ્થરને લાગે આ મારું પથ્થર હોવું સારું નથી, તો તે શું હોઈ શકે છે? પહેલી આપત્તિ તો એ હશે, બંધારણીય ધોરણની કે પથ્થરને પથ્થર તો આપણે માનીએ છીએ, પથ્થર થોડો જ પોતાને પથ્થર માનતો હશે? બનવાજોગ છે કે પોતાને ચકલી માનતો હોય — જે પહાડની ટોચે જઈને તળેટીમાં આવે છે, ભલે એક ઉડ્ડયનમાં એકાદ સદી વહી જાય. (આપણા સમયમાં પથ્થરનો સમય જુદો હોય છે.) અગર તર્કના આધારે અથવા આ કવિતા માટે જ સહી, આ આપત્તિ પર વિચાર ન કરીએ (જે કવિતા આપત્તિ કે વિપત્તિ પર વિચાર નથી કરતી, એને માટે વધારે જગ્યા કે સમય આમ પણ, બચ્યો નથી.) તો કયો વિકલ્પ હોઈ શકે છે પથ્થર સામે?

શુદ્ધ દાર્શનિક તો એક એ જ છે કે પથ્થર ન હોવાની ચાહના જ પથ્થર ન હોવું છે.

હવે પથ્થર ઇચ્છે તો હર્યુંભર્યું વૃક્ષ પણ થઈ શકે છે, જેનાં ફળોને બાળકો પથ્થર મારીને તોડશે અને જેનાં મૂળિયાં ધરતીના અંધકારમાં ચટ્ટાનો અને પથ્થરો સાથે ટકરાશે.

અગર એને પક્ષી થવું યોગ્ય લાગે તો તો એ એક રંગબેરંગી ચકલી બનીને ડાળેડાળે કૂદી શકે છે. પોતાનાં મિત્ર પથ્થરો પર બેસીને એને પોતાનો અનુભવ કહી શકે.

ખતરો અલબત્ત, એ છે કે એક દિવસ કોઈ અણિયાળા પથ્થરથી કોઈ છોકરો એને મારી ન નાખે.

અગર પથ્થર આકાશ થવા ચાહે તો એને બહુ ઉપર જવું પડશે, પણ જ્યારે ચાહે એ કાંઈ સરોવરના પાણીમાં ઝૂકી શકે છે અને પોતાની પ્રિયાને છકાવી શકે છે.

જે પણ હોય, પથ્થરે એ બરાબર નક્કી કરવું પડશે કે પોતે શું બનવા ચાહે છે, કેમ કે તે જ કંઈ બને – પથ્થરથી છૂટકારો નહીં થાય. બીજું, પથ્થર મરતા જ નથી, નહિતર વૃક્ષ હોય, પક્ષી હોય કે આકાશ, આજકાલ બધાં ધીરે ધીરે મરી રહ્યાં છે. હવે જો દુનિયાની સાથે જ મરી જવાનું નક્કી કર્યું હોય તો વાત જુદી છે, બાકી બધું ગયા પછી પથ્થર જ બચવાના છે.

એ ઉપરાન્ત, કોણ જાણે છે કે એની અક્કલમાં ખરેખર જ પથ્થર પડી ગયો હોય અને પથ્થર કંઈ ઓર જ થવા ચાહે.

પથ્થર સામે અનેક વિકલ્પ છે.



ખંડેર પર ઊગેલ લીલું ઘાસ,
ઊંચે ઊભું, ફરફર કરે ઉલ્લાસ.
આદિ રાજાના શિરે કલગી સુહાવે,
'ઊપડો પવન' એવી લીલી ઝંડી બતાવે,
ઊપડ્યો પવન, નીચે ઝૂલી હીંચાય,
ખંડેરને એ વીંઝણો શો વાય!

—'અનિલ'

# મુખ્ય મંત્રી શ્રી ચીમનભાઇ પટેલ અને રાજ્યનું મંત્રીમંડળ

# ગુજરાત રાજ્યના સ્થાપના દિનના મંગળ અવસરે

# હાર્દિક શુભકામના પાઠવે છે.



નકારાત્મક પરિબળોની પરવા કર્યા વગર ગુજરાતના વિકાસને જ દૃષ્ટિ સમક્ષ રાખીને રાજ્ય સરકાર લોકહિતના પ્રશ્નોના નિરાકરણ માટે જે દૃઢતાથી હિંમતભર્યો અભિગમ અપનાવ્યો છે તેને ગુજરાતના લોકોએ પૂરેપૂરું સમર્થન અને પીઠબળ પૂરું પાડ્યું છે

કેન્દ્ર સરકારે ગુજરાતની સમસ્યાઓ અને આર્થિક વિકાસની બાબતો અંગે હવે વિધાયક વલણ અપનાવ્યું છે વાજબી રજૂઆતોને સાંભળવાની અને સ્વીકારવાની તત્પરતા બતાવી છે અને કેન્દ્રે ગુજરાતની ઉપેક્ષા કરવાનું વલણ હવે બદલાયું છે

ગુજરાતના લોકોમાં ખમીર અને ખુમારી પેદા થયા છે મિજાજમાં પરિવર્તન આવ્યું છે અનેક પડકારો અને કસોટીઓનો સામનો કરતા રહીને પણ પ્રગતિના પથ અવિરત આગળ વધવાનું સામર્થ્ય ગુજરાતની પ્રજાએ પ્રાપ્ત કર્યું છે

ગુજરાતને સમૃદ્ધ અને આબાદ બનાવવાનું આપણું ધ્યેય છે રાજ્યના સમાજજીવનમાં સંવાદિતા અને એખલાસ પ્રવર્તે રહે ભૌતિક વિકાસની સાથોસાથ માનવસંપત્તિના વિકાસ થાય અને ગુજરાતની અસ્મિતાનું ગૌરવ પ્રસ્થાપિત થાય તે માટે કર્તવ્યરત રહી આપણું યોગદાન આપીએ

— ચીમનભાઇ પટેલ
મુખ્ય મંત્રી ગુજરાત રાજ્ય

**જય જય ગરવી ગુજરાત**

## વાંચકોને, સંસ્થાઓને

દક્ષિણ ગુજરાતમાંથી વર્ષોથી પ્રગટ થતા એકમાત્ર સાહિત્ય-માસિક 'કંકાવટી'એ શુદ્ધ સાહિત્યમાસિકનું સ્વરૂપ ધારણ કર્યું છે. કવિતા, વાર્તા, ગદ્યખંડ, નિબંધિકા અને વિવેચન યથાશક્ય સમકાલીન સાહિત્યનો પરિચય, સહકાર આપતા કવિ, લેખકો દ્વારા અપાય છે. આપને અંગતપણે, આપની સંસ્થાને, સ્કૂલને આ સાહિત્યિક બની રહેવાના ધ્યેયથી પ્રગટ થતા 'કંકાવટી'ના ગ્રાહક બની સહકાર આપવાની અપેક્ષા.

વાર્ષિક લવાજમ રૂપિયા ૩૦

કંકાવટી : ૩, આનંદનગર, સમરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨

---

# ઈકબાલી મુક્તકો

અંજુમ વાલોડી



મહાકવિ ઈકબાલનાં મૂળ ફારસી મુક્તકોનો કત્અ-મુક્તક રૂપે સાર્થ પ્રવાહી છંદગતિમાં થયેલો કાવ્યાનુવાદ : ૨૧૫ ગુજરાતી મુક્તકો.

મૂલ્ય : રૂ. ૨૫

કંકાવટી પ્રકાશન

૩, આનંદનગર, સગરામપરા સુરત-૨

# કંકાવટી

જૂન ૧૯૯૧

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

**વર્ષ ૪૦ : અંક ૩૭૯ : મૂલ્ય : ૪ રૂપિયા**

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

## વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૩૦, બે વર્ષના રૂા. ૫૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા સુરત–૩૯૫૦૦૨ સરનામે જ કરવો.

*

તંત્રી–મુદ્રક–પ્રકાશક

**રતિલાલ મૂ. 'અનિલ'**

માલિક : આર. આર. રૂપાવાળા

ફોન : ૪૫૦૨૮

*

કાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨

દ્રણસ્થાન : ૧૯, ભગવતી મુદ્રણાલય, દૂધેશ્વર રોડ, અમદાવાદ–૪

## રવીન્દ્રનાથ / અબૂ મહમૂદ

કેવો નિબિડ અંધકાર !
શિથિલ છે બંગ દેશ, ઊઠવાની શક્તિ નથી
સન્નાટાના સંમોહનમાં બંધાયેલી
ચકલીઓ પણ વૃક્ષો પર બેસવા આવતી નથી
નદીઓ ભરેલી છે દુઃખથી
બસ કુકરમુત્તા ઊગે છે ધરતી પર
એટલી, હા, એટલી હરિયાળી બચી છે ચારે તરફ
સમજાતું નથી કે રવીન્દ્રનાથે
બંગાળમાં પુનર્જન્મ લેવાની વિચિત્ર ઇચ્છા કેમ કરી ?
અહીં ન તો વૃક્ષો છે, નદીઓ,
વહે છે સમય માત્ર પુષ્પહીન
કોઈ પુનર્જન્મ નથી લેતું હવે
બધા, બધા જ અહીં જન્મ લેવાની વિરુદ્ધ છે
સાંભળો રવીન્દ્રનાથ,
આજે હું જો વાવી દઉં તમારી સમસ્ત કવિતા
અને એને સીંચું રાતદિવસ
કાંઈ ફણગો નહીં ફૂટે, હું સચ્ચાઈ જાણું છું.
તમારો બંગલાદેશ, વ્હાલા ટાગોર, થઈ ગયો છે એવો વાંઝિયો
વહે છે કેવળ હવાઓ અવિશ્વસનીય
શબ્દોનું ફળદાયી મિલન હવે સ્વપ્ન છે
સૂના વૈશાખના નિર્જળ કૃષ્ણપંચમીના દિને
એકલદોકલ પક્ષી જ બેસે છે વડલાની ડાળે
વાતો કરે છે ડરતાં ડરતાં સંગીતના સૂરમાં. □

## ઝંઝાવાતનું ફીણ / અલ્ મહમૂદ

કશું જ બચતું નથી; જુઓ પાંદડાં અને ફૂલ, ગામના બુઝુર્ગ, નાચતું નદીનું શરીર, પિત્તળના ઘડા, અને શોરગુલમાં ધધકતી જીવનની જ્વાળ, યુવાન છોકરીઓનાં ઝુંડ—બધું નાશ પામે છે—

હિલસાની ક્ષયવાન ઋતુની જેમ સર્ સર્ ઝરે છે પીળાં પાન વર્ષહીન સૂકી ધરતી પર અને અજાણ્યા દેશોથી આવેલાં અજાણ્યાં બતકો, કરોડો બુલબુલોની જેમ એમનાં શરીર લુપ્ત થઈ જાય છે આકાશના ભૂરા કટોરામાં, કોઈ ચીજ બચતી કેમ નથી.

વાંસિયા ઝૂંપડી, ઘાસફૂસનાં છાપરાં કે ગારમાટીની ભીંતો, ગામનો અભેદ્ય વડલો—બધું ચાલ્યું જાય છે ચટગાંવના ભીષણ ચક્રવાત સાથે—મકાનોનું પ્લાસ્ટર ખરે કે ઊખડે તે પહેલાં છેવટે મંદિર, મસ્જિદ પણ ધબ્બ કરતાં ઢળી પડે છે આપણી મજબૂત આસ્થાની જેમ, ચકલીના માળા, પ્રેમ, લતાઓ અને કિતાબોની જિલ્દ તૂટતી છિન્નભિન્ન થઈ જાય છે, અંતરિક્ષ-ક્ષિતિજ સુધી લીલા ધાન્યનું ખિલખિલ હાસ્ય બગડીને સૂઈ જાય છે, મેઘનાના જળમાં વાસણ ઘડા, ગાગર, તરતી ઝૂંપડીઓ, મોટી બહેનની મમતા જેવા કોમળ વેલબુટ્ટા ભરેલા તકિયા —બધું જ વહી જાય છે, છેવટે ઘરનું કશું બચતું નથી. પ્રાણી સાથે પ્રેમ કરતી કેટલીક ચકલીઓ માત્ર ઊડે છે ઉપર, લૂછતી પોતાની ચાંચથી ઝંઝાવાતનો ઝાગ, ફીણ. □

## ગોદાવરી / દિલીપ ચિત્રે

હોશ : તટસ્થ ઘાટ પર : ભરી બપોર
નાનકડા વૃક્ષ પર ન સમાતાં પોપટોનું ઝુંડ
પગથિયાં : ઊંઘ-શાં : માપસરનાં : પાણી સુધી
મંદિર : અક્ષર : બળદ : પિત્તળનો ઘંટ, કેટલુંયે
બિછાયેલી જાજમો, ખુલ્લી પોથીઓ
જર્જરી મઠની માત્ર બે જ ખુલ્લી બારી
દૂર વૃક્ષ નીચે બેઠેલા બળદ
ધૂળમાંથી પસાર થતાં ગધેડાં
    વ્યાકરણશૂન્ય ગલીકૂંચી
ડૉંગરેનું બાલામૃત, જીવદયા નેત્રપ્રભા
ભીંતો સાથે અડેલી ભીંતો, છાપરાં, સાયકલો
પેશાબની ગંધ, ઘરઘરમાં
    બારીબારણાં બંધ
લીલી સાડીઓ, સૂકી પિંડલીઓ, સપાટ છાતીઓ
ઢીલાં મેલાં કૂરતાં, પાયજામા, બીડીઓનો ધુમાડો
આખું ગામ પાછળ છોડીને હવે અહીં
ઘાટ પર તટસ્થ : હોશ : હોશની તાણ
તાણની પાછળ તટસ્થ પિછાન
એકાગ્રતાની પાછળ આખો પટ
હશે જો ઇતિહાસ તો દેખાઈ જશે
એનાં અસ્થિપિંજર-ચિહ્ન

આમ તો આ વર્તમાનનું અસ્થિપિંજર જ બસ છે
બસ છે આ અખબારનું બંડલ, આ શાક-પૂરી
આ ગામમાં ખીચોખીચ વસી છે સદીઓ
આ તરફનો સુન્નતનો ચામડીનો ટુકડો
અહીંની તૂટેલી જનોઈનો ધાગો
અહીંની મરેલી ભેંસનું માંસ
બસ, બસ, બસ, – હું થોડો જ સંત
અથવા ઠીક અંગૂલિચીંધતો કવિ
ગોવર્ધન ગિરધારી ?
માત્ર હું જાણું છું નદીનું નામ
એને કહે છે ગોદાવરી

## અર્ધસત્ય / દીલિપ ચિત્રે

લોહીમાં ફૂટે છે કૂંપળ ત્યારે થાય છે શરૂઆત પાનખરની
 કોઈપણ વૃક્ષ અલગ નથી હોતું જંગલથી
અને બે વૃક્ષો વચ્ચે જે છે, તે જ કહેવાય જંગલ
 સાક્ષી હતો હું, તમે, તમામ લોકોનો અને હું જ
હતો તમારા પાપોનો સાથીદાર
 તમારા તમામ અપરાધોનો ફરિયાદી પણ હું હતો
અને હું જ હતો ન્યાયાધીશ
 હવે પિંજરામાં ઊભો કરી દો મને, ભોગવવા દો મારી
અલગતા
 લોહીમાં ફૂટી રહી છે કૂંપળ અને થઈ રહી છે
શરૂઆત પાનખરની.



## ગઝલ / અંજુમ વાલોડી

જોઈ લઉં છું સ્વપ્નને સાકાર ભીંત પર,
હો એટલો તો મારો અખત્યાર ભીંત પર.

ખાલી કરી ગયા છે વસાહત કરોળિયા,
જાળાની રહી ગઈ છે ફક્ત હાર ભીંત પર.

હળવે રહીને મૂકજો ચિત્રો ભવિષ્યનાં,
વીતી ગયેલ કાળનો છે ભાર ભીંત પર.

માન્યું હતું, પ્રલયમાં સહારો તો જોઈશે,
દોરી'તી એટલે તો મેં પતવાર ભીંત પર.

વસવાટ આપણો છે અહીં એક છત નીચે,
છે તોય કેમ દ્વેષની તલવાર ભીંત પર?

જેને મળી શક્યું નહીં કોઈ સ્થાન પત્રમાં,
જોવા મળે છે એવા સમાચાર ભીંત પર.



## માનવી / રતિલાલ 'અનિલ'

અંધારમાં નથી અને અજવાસમાં નથી,
આ માનવી તો કોઈના સહવાસમાં નથી!
બંનેની સરહદે એ સતત આવતો જતો,
કોણે કહ્યું કે બેઉના આભાસમાં નથી?

# અલવિદા – એક અલગારી આદમીને

રમેશ ઘ. ઓઝા.

સ્વ. ઉમાશંકર જોષીએ ચન્દ્રવદન મહેતા જેવી વિલક્ષણ પ્રતિભાનો વિલક્ષણ પરિચય આપતું જે કાવ્ય લખ્યું એમાં એમના વ્યક્તિત્વને એવું સર્વગ્રાહી રીતે એમણે પ્રતિબિંબિત કર્યું છે કે ચં. ચી. વિષે બીજા કોઈ પરિચયાત્મક લેખ રૂપે ન લખે તો પણ ચાલે. હા, એમનું કવિ, નાટચકાર, અનુવાદક, સંશોધક, આત્મકથાનકના રચયિતા એવાં એવાં પાસાંઓ વિષે વિવેચકો ઘણું લખી શકે. જે હજી એમણે લખ્યું નથી. અહીં એમને નિવાપાંજલિ રૂપે એમની બહુમુખી વ્યક્તિતાનો પરિચય આપવાથી વિશેષ કોઈ હેતુ નથી. ઉપર કહ્યું તેમ ઉમાશંકર જોષીએ એ કામ સદાકાળ માટે એટલું સરસ કર્યું છે કે આ વધુ એક લેખની જરૂર શી? એમ જાતને પ્રશ્ન કરતાં જવાબ મળે છે કે અંજલિમાં સદ્‌ગત વ્યક્તિનો પરિચય હૃદયભાવ વ્યક્ત કરવાની એક રીત રૂપે આવતો હોય છે.

આપણે આપણા સાહિત્ય દ્વારા જગતના ચોકમાં ઊભા રહેવું હોય તો ત્યાં કોને સ્થાપીશું? એવા પ્રશ્નનો જવાબ એટલો હોઈ શકે કે ગોવર્ધનરામ, ઉમાશંકર અને ચંદ્રવદન. ઉમાશંકરે જ ચં. ચી.ના અમૃતમહોત્સવ પ્રસંગે કહેલું કે ચંદ્રવદન સંસ્કારક્ષેત્રે ગુજરાતની અને દેશની અસ્કામત છે. એમાં ઉમેરો કરીને એમ કહી શકાય કે દુનિયા આગળ ગુજરાત દ્વારા ધરી શકાય એવી એ એક સાહિત્યિક પ્રતિભા છે.

ગુજરાતી નાટક અને રંગભૂમિ એ ચંદ્રવદન મહેતાની જીવન-સાધનાનાં આરાધ્ય તત્ત્વો. એમના વિકાસ માટે એ જીવનભર ઝૂઝયા, મથ્યા, ઝઘડયા, રડયા, રોષે ભરાયા, રઝળ્યા અને અધૂરા અભિલાષે અવસાન પામ્યા. કવિ તરીકે સાહિત્યક્ષેત્રમાં ૧૯૨૬માં એમનો પ્રવેશ થયો 'યમલ' દ્વારા. અને તેના બીજા જ વર્ષે 'અખો' નામનું ચરિત્રલક્ષી નાટક તેમ જ 'મૂગી સ્ત્રી' રૂપાંતરિત નાટક એમ બે નાટયકૃતિઓ દ્વારા નાટયક્ષેત્રે પ્રવેશ કર્યો. તે સાથે જ એમની સુદીર્ઘ નાટયયાત્રા આરંભાઈ. અલબત્ત, તખ્તાના જીવ તો તેઓ વિદ્યાર્થી અવસ્થાથી હતા જ. અને એ એક મહત્ત્વની બાબત હતી. ગુજરાતી નાટક પછાત રહી ગયું છે તેનાં ઘણાં કારણોમાંનું આ પણ એક ખરું કે ગુજરાતમાં નાટકને મહદંશે શુદ્ધ સાહિત્યકૃતિ રૂપે જોવા–મૂલવવાનું વલણ પ્રબળ રહ્યું એટલે એની તખ્તાલાયકી અવગણના પામી. ચન્દ્રવદન અને તેમના પછી આવેલા આપણા કેટલાક ગુજરાતી નાટયકારોએ આ અભિગમ બદલવા ઘણો સક્રિય ફાળો આપ્યો. એટલું જ નહિ, ચંદ્રવદને નાટકની આપણી લોકપરંપરામાંથી આધુનિક રંગભૂમિ પર રજૂ કરી શકાય તેવાં સક્ષમ નાટય-તત્ત્વો, શૈલીઓ વગેરેનો એમનાં નાટકોમાં વિનિયોગ કરીને ગુજરાતી નાટકની દિશાઓ વિસ્તારી આપી. ૨૭ વર્ષની યુવાન ઉંમરે, નાટયક્ષેત્રે પ્રવેશટાણે જ રંગભૂમિ માટે એમના મનમાં કેવા ઓરતા હતા તે 'અખો'ની પ્રસ્તાવના વાંચવાથી સમજાય છે. ત્યાં જ એ સ્પષ્ટપણે કહે છે કે, 'રંગભૂમિનું સ્વપ્નું સાચું થવાને હજી બીજા વધારે દાયકાઓની રાહ જોવી પડશે એમ લાગે છે...ઘણું, ઘણું, ઘણું નથી...પણ થશે.' એમણે સામાજિક સમસ્યા–નાટકો લખ્યાં, ચરિત્ર–નાટકો લખ્યાં, ભવાઈશૈલીનાં નાટકો લખ્યાં, અભિનવ પ્રયોગલક્ષી નાટકો લખ્યાં, હાસ્ય–કટાક્ષસભર નાટકો લખ્યાં અને ગંભીર – લગભગ ટ્રેજેડી બનતાં નાટકો લખ્યાં; મોટેરાં માટે નાટક લખ્યાં તેમ બાળકોને માટે પણ લખ્યાં—નાટકકાર તરીકેની આ

એમની રેન્જ, નાટ્યવિદ્ તરીકેના એમના કદને માપવું મુશ્કેલ છે.

ઉપર કહ્યું તેમ નાટકને પાંગરવા માટે રંગભૂમિ જોઈએ. તે જ રીતે રંગભૂમિનો ઉત્કર્ષ નાટ્યકલાની સર્વાંગી તાલીમ, તેના શિક્ષણ–પ્રશિક્ષણની વ્યવસ્થા વિના શક્ય નથી. આ વિષયમાં પશ્ચિમના દેશો ઘણું કરી ચૂક્યા છે, અને ઘણું થઈ રહ્યું છે. ચં. ચી.ને ગુજરાત પૂરતા જ નહિ, બલ્કે સમગ્ર ભારતના સંદર્ભમાં નાટ્ય પ્રશિક્ષણના પ્રસ્થાતા–પ્રવર્તક કહીએ તો કદાચ અતિશયોક્તિ નહિ ગણાય. મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીના આશ્રયે નાટ્ય-પ્રશિક્ષણની સંસ્થાકીય વ્યવસ્થા નિર્માણ કરવામાં ચં.ચી.ના જીવનનું એક લક્ષ્ય પૂરું થયું એમ કહી શકાય. મ. સ. યુનિવર્સિટીનો નાટ્ય-શિક્ષણ વિભાગ ચં.ચી.નું જ માનસસંતાન. આ એક ઘટનાનો સંદર્ભ સમજીએ તો એ નાટ્યાચાર્ય કેમ કહેવાયા તે વાતનો તાળો મળે. એ સંસ્થાને તેઓ આજીવન સમર્પિત રહ્યા એટલું જ નહિ, પરંતુ એમાં કામ કરતાં કરતાં જ એમણે સર્વકાલીન મહત્ત્વનો સંશોધન–પુરુષાર્થ કર્યો. જેને પરિણામે એમની પાસેથી આપણને 'બિબ્લિઓગ્રાફી ઓફ સ્ટેજેબલ પ્લેઝ ઇન ઇન્ડિયન લેન્ગ્વેજિઝ'ના બે ભાગ તેમ જ બીજા બે ભાગમાં 'બિબ્લિઓગ્રાફી ઓફ ઇન્ગ્લિશ પ્લેઝ રિટન બાય ઇન્ડિયન ઓથર્સ'ના બહુમૂલ્ય સંદર્ભગ્રંથો પ્રાપ્ત થયા.

મ. સ. યુનિવર્સિટીનો નાટ્યવિભાગ ભલી રીતે પાંગર્યો પણ ચં.ચી.નાં બીજાં બે માનસસંતાનો એમના આયુષ્યકાળ દરમ્યાન તો અસ્તિત્વમાં ન આવ્યાં. તે છતાં જો એ હવે મરણોત્તર રૂપે ગુજરાતની પ્રજાના પુરુષાર્થ દ્વારા અસ્તિત્વમાં આવી શકે તો આપણો પ્રજાધર્મ ગૌરવાન્વિત થશે. એમને ગુજરાતમાં ઓછામાં ઓછી એક એવી સર્વાંગસંપૂર્ણ રંગભૂમિ નિર્માણ કરવી હતી જ્યાં નટની તાલીમ, નાટકનું પુસ્તકાલય, કાર્યશાળા, રંગમંચનાં વિવિધ અંગોની સુવિધા—એમ બધું એક જ જગ્યાએ ઉપલબ્ધ હોય. એમની

આ સંકલ્પનાને એમણે એકાધિક લખાણોમાં અને વક્તવ્યોમાં વ્યક્ત કરી છે. વડોદરા એમની કર્મભૂમિ હતી અને વડોદરાએ એમનું આ સ્વપ્ન સાકાર કરવાનો સંકલ્પ એમની શોકાંજલિ આપવા નિમિત્તે કર્યો છે એ સમાચાર ઉત્સાહવર્ધક છે. એક બીજનિક્ષેપ થયો છે. વૃક્ષ પાંગરે તેવી અભિલાષા સેવીએ.

એવું જ એક સ્વપ્ન હતું બાળ-રંગભૂમિનું. દુનિયાનો ખૂણે-ખૂણો ખૂંદી વળેલા આ નાટ્યમહર્ષિએ દેશદેશાવરમાં જે અનુકરણીય જોયું તે ગુજરાતમાં – ભારતમાં પણ હોય એવો મનોરથ સેવ્યો હતો, અને એમાં જ એમનો વતનપ્રેમ – ક્યારેક વ્યંગ્યમાં, ક્યારેક આક્રોશપૂર્વક પણ હમેશાં દર્દપૂર્વક વ્યક્ત થતો રહેતો.

ગુજરાતમાં અર્વાચીન ગદ્યની કેડી આંકનાર નર્મદ. તેમની સાથે ચં. ચી.ને સ્વભાવનું ઘણું સામ્ય તો ખરું જ. પણ તે ઉપરાંત એમણે જે આગવી ગદ્યશૈલીમાં લખાણો કર્યાં છે તે આપણા સાહિત્યની મહામૂલી વસ જેવાં છે. ભાષા – શબ્દ એ મૂળભૂત રીતે વાણીનો વિષય છે, લિપિનો નહિ. એટલે બોલાતા શબ્દનું માહાત્મ્ય છે. એના લિખિત રૂપમાંથી પણ બોલાતા શબ્દની લઢણો, છટાઓ, કાકુઓ, આરોહ–અવરોહો આપોઆપ વ્યક્ત થતા આવે ત્યારે શૈલી સિદ્ધ થઈ કહેવાય. એમાં પછી વ્યક્તિત્વનાં લક્ષણો આવી ભળે એટલે શૈલીવૈવિધ્ય જોવા મળે. નાટકની સ્ક્રિપ્ટનો સંવાદ રંગભૂમિ પર નટના મુખે કેમ ચેતનવંતો થઈને પ્રેક્ષક પર પ્રભાવ જમાવે છે તેનું આ રહસ્ય છે. એટલે બોલાતા શબ્દનું માહાત્મ્ય નટને સમજાય કે રેડિયો–પ્રસારણની કલા સાથે કામ પાડનારને સમજાય. ચં. ચી. નટવર તો હતા જ અને રેડિયો સાથે વર્ષો સુધી સંકળાયેલા રહ્યા, એટલે શબ્દનો જાદુ એમને સિદ્ધ હતો. ઉત્તરાવસ્થાની એમની કાવ્યકૃતિઓમાં પણ એની ઝલક પમાય છે. નાટકમાં સંવાદ-રચનામાં તો એની જરૂર રહે જ રહે. પણ ચં. ચી.એ આ જાદુ જો ક્યાંય વધુમાં વધુ પ્રયોજ્યો હોય તો તે તેમની 'ગઠરિયાં'ઓમાં અને એમના અનુવાદોમાં.

બાળકોને પ્રિય 'એક બિલાડી જાડી, એણે પહેરી સાડી'માં એ જાદુ બાળમાનસને જેટલો મોહક છે તેટલો જ 'ઓ ન્યૂયોર્ક'માં—

**ન્યૂયોર્ક, ઓ ન્યૂયોર્ક, ઓ ન્યૂયોર્ક, ન્યુયોર્ક !**
**બોટલ ઑફ સ્કોચ: કોન્યેગ એન્ડ ગ્રોક**
**માર્ટિન ડ્રાઈ – વિથ આઈસ ઈફ યુ ટ્રાઈ**
**વિથ મેક્સિકન રમ, એન્ડ બૂરબોન ઓન રોક**
**લાખ લાખ એ બોટલના ઊઘડતા કોર્ક.**

ચં. ચી.ની આ જકડજાદુવાળી શૈલી 'ડૉન કિહોટે'ના અનુવાદમાં, તેમ જ બીજા અનુવાદોમાં અને 'ગઠરિયાં' ગ્રંથોમાં સોળે કળાએ ખીલી. ભાષાંતરમાંથી કોઈ પરભાષાની કૃતિને અનુસર્જનની કક્ષાએ કેમ પહોંચાડી શકાય તેનાં ઉદાહરણો આપણી ભાષામાં જવલ્લે જ જોવા મળે છે. એમાં ચં. ચી. તો ખરા જ. 'ડૉન કિહોટે' જેવી અમર કૃતિ એમણે ૫૫૦ પાનાંના અનુવાદગ્રંથ તરીકે આપણને ઉપલબ્ધ કરાવી. એમ કરવામાં એના મૂળ લેખક સર્વાન્ટિસ સાથે તેઓ એકતાર થયા છે. એની પ્રસ્તાવનાના અનુવાદથી તે ગ્રંથના પાને પાને અનુવાદ કેવો હોય તેના નિદર્શનરૂપ પરિચ્છેદો આપણને રસતરબોળ કરી દે છે. પ્રસ્તાવનાનો અનુવાદ આમ આરંભાય છે:

'કડકાબાલુસ ઘોડી રોઝીનાન્ટ ઉપર કાટ ખાઈ ગયેલું બખ્તર સજી ફાનસ જેવા લટકતા જડબાવાળા અને દુણાયેલા દીદારના ડૉન કિહોટે અસવારી પર ચડે છે. સાથે દુંદાળા કારભારી સાંકો પાન્ઝા છે. એણે પોતાના હાથમાં ભાલો બરાબર જકડેલો છે. આમ આપણા જીવન-પગથારમાં આ સરનાઈટ પંથ પલાણી રહ્યા છે.'

સરનાઈટ સમશેરબહાદુર ડૉન કિહોટેના ઘોડાનું વર્ણન જોઈએ:

'... એનાં હાડકાંપાંસળાં ખાસ્સાં સ્પેનના પેલા ચોખંડા સિક્કાના ખૂણાઓ જેવાં ઊપસી આવ્યાં હતાં. દમ વગરના ઘોડાઓની હરોળમાં એ સૌથી આખર ગણતરીનું ઘોડું હતું. એનામાં માંસ જોવા જાય તેને હાડકું ન જડે અને હાડકું ગણવા જાય એને માંસ

ન મળે...ટ્રંકમાં, દુનિયામાં કંઈક કજાત ઘોડાએ પાકયા હશે એમાં આવું જાનવર, એમની અગાઉ કે એમના કરતાં વધારે સારું નહિ જ પાકયું હોય એમ કહીએ તો ચાલે.'

લેડી ડલશીનિયા વિષે સાંકો પાંઝાએ જરા અણગમતો અભિપ્રાય આપ્યો તો સરનાઈટ કેવા ઉકળી ઊઠે છે તેનો નમૂનો:

'અલ્યા, ગમાર, રોંચા! તું તારા મનમાં સમજે છે શું?... અલ્યા સેતાન, કમજાત, માનવજાતમાંથી તું બાદ, જેની કોઈ બરોબરી નહિ કરી શકે એવી લેડી ડલશીનિયા માટે આવા હીણા શબ્દો વાપરનાર! કમજાત શબ્દ પણ તને લગાડતાં તે શરમાય છે, એવો તું નીચ! અધમ! દુષ્ટ! દગાખોર! ભૂંડા! ભામટા! ચાંડાલ!' પાને પાને આવા અનુવાદગદ્યમાંથી આપણી પોતાની ભાષાનું જેમ, એનું કૌવત ઊભરાતું જોવા મળે છે.

એ જ રીતે ગઠરિયાં ગ્રંથશ્રેણીમાં એમના ગદ્યની વર્ણનશળતા, રેખાચિત્રો દોરવાની શક્તિ, રસવતી વાતચીતની ઉષ્માનો પર્શ, હાસ્ય, વ્યંગ્ય જેવી અનેક છટાઓ સ્વાભાવિકપણે પ્રગટતી ાવે છે. આ ગ્રંથશ્રેણીમાં આત્મકથા છે, આત્મકથા નિમિત્તે ટચકથા છે અને નાટયનિમિત્તે પ્રાપ્ત થયેલ વિશ્વભ્રમણની પ્રવાસ઼ા પણ છે. એક જ ગ્રંથમાળામાં આપણે આખેઆખા ચંદ્રવદનનો મના બાહ્યાંતરમાં નિઃશેષ પરિચય કરવો હોય તો ગઠરિયાઓ ચવાથી એ હેતુ સરે. યશવંત શુક્લે એમના અમૃતમહોત્સવ ગ્રંથમાં રિયાનું ગૌરવ આ રીતે કર્યું છે:

'ગુજરાતી ગદ્યની ગુંજાયેશ પ્રમાણવા માટે તમે – એમનાં ?કોમાં એ વેરાઈ ગયેલ છે, અને કવિતાને પોતાનો સંયમ હોય ..આ બધી ગઠરિયાઓ જે એમણે બાંધી છે બહુ પ્રેમથી, એની રના ગદ્યની લિજ્જત માણો. એ વાંચીને હું તો ધન્ય થયો છું...'

બહુ ઓછા લોકો માટે 'સ્ટાઈલ ઇઝ ધ મેન' એ વાકય પૂરી સાર્થક રીતે પ્રયોજી શકાય. ગુજરાતના એવા અલ્પસંખ્ય

શૈલીકારોમાં ચં. ચી. એવા છે જેમની શૈલીમાં એમનું વ્યક્તિત્વ ઓતપ્રોત થયેલું છે. એમના કોઈ પણ ગદ્યલખાણનાં પાંચ-સાત વાક્યો વાંચીએ ત્યાં સુધીમાં તો એ શૈલીમાં ઓતપ્રોત વ્યક્તિ ચં. ચી. 'હલ્લો !' કરીને આપણી સામે ખડા થઈ જતા પ્રતીત થાય.

દુર્ભાગ્ય એ વાતનું છે કે ચં. ચી.નું થવું જોઈએ તેવું અને તેટલું સાહિત્યિક-વિવેચકીય મૂલ્યાંકન એમના જીવનકાળમાં થયું નથી. એ થવું જોઈતું હતું. નથી થયું તો હવે થવું જોઈએ. એમને અંજલિ અર્પવાની આ પણ એક રીત બની શકે.



## સાભાર સ્વીકાર

**પ્રત્યક્ષ** : પુસ્તકાવલોકન અને વિવેચનનું ત્રૈમાસિક : સંપાદકો રમણ સોની, નીતિન મહેતા, જયદેવ શુક્લ, વાર્ષિક લવાજમ રૂ. ૫૦, રમણ સોની, ઇ/૨, તારાબાગ ક્વાર્ટર્સ, પોલિટેકનિક, વડોદરા-૩૯૦ ૦૦૨.

**ગઝલ વિશે રતિલાલ 'અનિલ'** : અજિત ઠાકોર, અદમ ટંકારવી; પરિષ્કૃતિ પ્રકાશન, વલ્લભવિદ્યાનગર, મૂલ્ય રૂ. ૨.

**દાખલા તરીકે તું** : ગઝલસંગ્રહ : દિલીપ મોદી, પ્ર. પોતે, ૧૦, નવનિર્માણ સોસાયટી, ટિમલિયાવાડ, નાનપરા, સૂરત-૩૯૫ ૦૦૧, મૂલ્ય રૂ. ૫૧.

---

## પ્રથમ આધુનિક કવિ : ચાર્લ્સ બોદલેર

વિશે **'સુરેશ જોષી સાહિત્યવિચાર ફોરમ'**ના ઉપક્રમે હઠીસિંહ વિઝ્યુઅલ આર્ટ સેન્ટર અમદાવાદ ખાતે **જુલાઈ ૧૯૯૨ની ૬-૭ તારીખોએ** એક, બે-દિવસીય પરિસંવાદનું આયોજન કર્યું છે. પરિસંવાદમાં બોદલેરનાં વિવિધ પાસાં વિશે વિદ્વાનો વક્તવ્યો રજૂ કરશે. **સૌ સાહિત્યરસિકોને પધારવા નિમન્ત્રણ છે.** વધુ વીગતો માટે ૯, મુકુન્દ મનોરમા કોમ્પ્લેક્સ, પોલિટેકનિક, અમદાવાદ-૧૫ સરનામે સંયોજકનો સમ્પર્ક સાધવા વિનંતી છે.

## વરસાદ, મુશળધાર / તારિણીબહેન દેસાઈ

રાત તો ક્યારનીયે પડી ગઈ છે. એના ટુકડાઓ અહીંતહીં વેરાઈ પણ ગયા છે, અને તોયે હજી તો વરસાદ પડે જ છે ધોધમાર. મુશળધાર વરસાદમાં તો માણસો પણ દેખાતાં નથી, તો આ ...રાત ક્યાંથી...

ધોધમાર વરસાદને લીધે રાત પર ધુમ્મસે પોતાનો પડદો નાંખ્યો છે કે પછી ધુમ્મસે જ રચી દીધી છે દીવાલો – તે જ ખબર પડતી નથી. અને એટલે દૂર સુધી પહોંચેલા છૂટાછવાયા ઝાડમાં પણ જંગલો વર્તાય છે. અને જંગલ એટલે જ જાનવરોનો મેળો. વરસાદનાં કરા જેવાં મોટાં ટીપાંમાં ચમકે છે કેટલીક આંખો. ભયાનક તોયે તેજસ્વી. સોંસરવી ઊતરી જાય તમારી ભીતર અને તોયે વરસાદ તો પડે જ છે મુશળધાર.

વરસાદી ક્ષણોને સાચવવા સોનું પોતાના પલંગ પર બિછાવેલ ચાદરના સળને લગરીક ભાંગી નાંખી અને પછી લંબાવી દે છે વિચાર્યા વગર કે વિચારીને. વરસાદ પડતો હોય કે ન પડતો હોય, શું ફરક પડે છે પલંગ ઉપર સૂવામાં, સળવાળી ચાદરને બરાબર કરીને? કદાચ વાતાવરણ પણ વધારે ચુસ્ત છે હવાને બહેલાવવામાં, પછી ભલેને વરસાદે પવનને દબાવી દીધો હોય. તોયે પવન એ તો પવન. એ બની જાય છે વિશેષણ પહેરીને – ભેજાળુ પવન.

અને એટલે જ સોનુને ગમે છે સળ વિનાની ચાદર ઉપર સૂવાનું. ધીરે ધીરે નસકોરાં પણ બોલવા જ માંડે છે દિવસની–

સવાર–સાંજ પાડવાની પ્રવૃત્તિને લીધે. પ્રવૃત્તિ તો ગમે જ, કોઈ પણ હોય. ફક્ત એકલા ખાવાપીવાની અને ઊંઘવા સિવાયની. પણ ઊંઘ તો અત્યારે ગમે છે અને નસકોરાં પણ બોલે જ છે ઘરઘરાટ. દિવસની – સવાર–સાંજ બનાવવાની પ્રક્રિયા પણ થાય છે જ, અને એટલે સવાર–સાંજનું ખાણું પણ થાય જ, ચોવીસ કલાક પણ બરાબર વાપરવા જોઈએ ને?

પણ...સોનુ હવે તો સાવ જ સૂઈ ગઈ ઘસઘસાટ. નસકોરાં પણ બોલે જ...વરસાદ ધોધમાર પડે છે તોયે.

ધુમ્મસિયાં ઝાડ પણ જંગલ બનીને ઊભાં રહી ગયાં છે સામે જ, અને એ ધુમ્મસના પડદાને પણ ખસેડ્યા વગર જ બે આંખો સીધી આવી તાકતી રહી હતી સોનુ સામે...ઠીક છે એ બધું તો વરસાદને લીધે. પણ ના...બે આંખો સતત તાકતી જ રહી એની સામે અને સોનુ તોયે હજી એ જ સ્થિતિમાં સૂતી છે ઘસઘસાટ.

બે બેટરી જેવો પ્રકાશ ફેંકાયો જ સોનુ પર અને તોયે સોનુની આંખો હજી બંધ જ છે. એ પ્રકાશ ઝીલવાની એણે પરવા પણ કરી નહીં અને છતાંયે પેલા બે બેટરી જેવા પ્રકાશને સોનુની પરવા ન હતી.

સોનુ થોડુંક સળવળી. અને તોયે હજીયે એનાં નસકોરાં બોલે જ છે ઘરઘરાટ અને હજી પણ એ ઊંઘે જ છે ઘસઘસાટ. અને તોયે વરસાદ હજીયે પડે જ છે મુશળધાર.

એ તો ખરું જ કે વરસાદથી તો ખેતરો લહેરાય, રસ્તાઓ ભીંજાય, ખેડૂતો હરખાય, લીલીછમ વનરાજી ડોલતી જાય, નદીનાળાં ઊભરાય...એવું ઘણુંબધું થાય.

પણ...આ મુશળધાર વરસાદથી ધુમ્મસ છવાઈ જાય ને ધુમ્મસનો પડદો હાલવા જ માંડે. ધુમ્મસની દીવાલો ઊભી થઈ જ જાય માણસ માણસ વચ્ચે અને તોયે વરસાદ તો પડે જ ને ધોધમાર–ચોમાસાની ઋતુમાં?

વરસાદ પડતો હોય ધોધમાર અને તોયે સોનુ ય ઊંઘે અને અને રૂપુંયે ઊંઘે. સોનુ–રૂપું બંનેય ઊંઘે.

બે આંખો તાકતી તાકતી આવી ગઈ સોનુ પાસે. સોનુએ પાસું બદલ્યું અને પછી તરત જ ઊંઘી ગઈ પાસું ફેરવીને. અને તોયે આંખોએ પણ દિશા બદલી અને સાથે ઘર્રર્ ઘર્રર્ અવાજ પણ સંભળાયો. સોનુએ સહેજ પગ ઊંચા કર્યા. અને પાછી એ એમ જ સૂઈ ગઈ. પછી બે કાન બંધ કર્યા અને હોઠ ફફડાવ્યા અને પાછી એ એમ જ સૂઈ ગઈ, સળ વિખેલી ચાદર ઉપર પલંગમાં.

ઘસઘસાટ ઊંઘતી જ હતી સોનુ. કાન ઉપર હાથ પણ હતો હોઠ એના ફફડતા જ હતા ક્યારેક. હોઠ ફફડતાંની સાથે જ સામેથી એક વાળનો ગુચ્છો સોનુ તરફ જ આવતો દેખાયો. બે આંખો અને વાળના ગુચ્છા વચ્ચે વરસાદ મુશળધાર વરસતો જ હતો. સોનુ હજી ઊંઘતી જ હતી ઘસઘસાટ. હા...ક્યારેક પાસું બદલતી હતી અને હોઠ થોડા ફફડાવતી હતી...એટલું જ.

એટલું તો ચલાવી જ શકાય ઊંઘવા માટે. ઊંઘ અને તે પણ કેવી...'Sound Sleep.' બે આંખોનો પ્રકાશ હજી એમ જ હતો. વાળનો ગુચ્છો નજીક આવી ગયો હતો સોનુ પાસે જ અને સોનુ પાછી સીધી સૂઈ ગઈ પાસું બદલીને. બે પગ એકદમ લાંબા કરી દીધા, હાથને સીધા રાખીને. કાન ઉપરથી હાથ ઉપાડી લીધા તોયે એ ઘસઘસાટ ઊંઘતી જ હતી. વાળના ગુચ્છામાં પેલી બે હીરા જેવી આંખો વિંટળાઈ ગઈ.

એ બે આંખોને સૂરજ-ચંદ્ર પણ કહી શકાય, અમાસની રાતના. કારણ અત્યારે બંને આંખો વાળનાં ગુચ્છામાં છુપાઈ ગઈ છે કે ભરાઈ ગઈ છે કે અટવાઈ ગઈ છે, કોણ જાણે...

બાજુના ઓરડામાં સમીહા સૂતી જ છે અને એની બાજુના ઓરડામાં એનાં મમ્મી–પપ્પા પણ...મુશળધાર વરસાદ પથરાઈ ગયો

છે આ નગરની નીચે, ઉપર અને ભીતર. અને એટલે જ વરસાદનો પર્યાય છે ધુમ્મસ. આ નગરની નીચે, ઉપર અને ભીતર છવાઈ ગયુ છે ધુમ્મસ. અને તોયે આ બે આંખો એટલે બે હીરા એટલે સૂરજ-ચંદ્ર પણ અહીં આ અધ્ધર જ ઊભા છે કે લટકે છે સોનુ સામે અને એ ધુમ્મસમાં પણ સ્પષ્ટ દેખાય છે આ વાળનો ગુચ્છો. જો કે બે આંખો તો હવે બંધાઈ ગઈ છે વાળના ગુચ્છામાં અને સોનુ હજી ઊંઘે છે ઘસઘસાટ પલંગમાં સળ વગરની ચાદર ઉપર. ચાદર સફેદ છે એટલે મજાની ઊંઘ આવે છે.

પણ થોડી જ વારમાં બે આંખો સરકવા માંડી એક બાજુ અને વાળનો ગુચ્છો પણ સરવા માંડયો બીજી બાજુ. દિશાઓ ભૂલી ગયા હશે કદાચ અને એટલે જ ઈશાન-નૈર્ઋત્ય, ઈશાન-નૈર્ઋત્ય કર્યા કરે છે બંને. અને એને લીધે જ વલયો પણ ઊઠવા માંડયાં-સોનુના સૂવાના ઓરડાની અંદર, તોયે વાતાવરણ તો એ જ છે ઠંડું; ભીનું, મુશળધાર.

સોનુ-સમીહા મમ્મી-પપ્પા પણ ઊંઘે છે સરસ રીતે અને ગંગુબાઈ પણ. વલયો ઊઠયા કરે છે પલંગની આસપાસ – આંખો અને વાળના ગુચ્છાની વચ્ચે. હા...એટલું ખરું જ કે વરસાદ પડે છે ધોધમાર. વરસાદ છે પણ માણસ નથી, ઝાડ છે પણ પક્ષી નથી, નદી છે પણ ખાબોચિયાં નથી. બાકી વરસાદ છે તો બધું જ છે એ પણ સાચું જ છે.

બાકી વરસાદ પડે કે ન પડે તો પણ રાત પડે જ પડે. સોનાલી પણ સૂઈ જ જાય. ઉનાળે, શિયાળે કે ચોમાસે. બાકી પ્હો તો કયારનો ફાટી જ ગયો છે રાત પહેલાં. કારણ વરસાદ તો કયારનો પડે છે મુશળધાર. આકાશ પણ ટુકડેટુકડે ફાટી ગયું છે, આ પડયો છે વરસાદ મુશળધાર એટલે.

સોનુ હજી સૂતી છે ઘસઘસાટ. વલયો રચાઈ જ ગયાં હતાં ઓરડામાં, અને પછી એ પણ વિલાઈ ગયાં. જોકે સોનુ હવે થોડી

સળવળે છે. પાસું પણ બદલે છે, મોઢા ઉપર હાથ પણ ફેરવે છે, કપડાં પણ થોડાં સરખાં કરે છે, આળસ ખાવા પ્રયત્ન કરે છે. ગમી ગઈ છે એને ગઈકાલની ઊંઘ, પણ સમીહા તો ક્યારનીયે ઊઠી ગઈ છે અને દૂધ પણ પી લીધું છે. મમ્મી–પપ્પા પણ દાતણપાણી કરી પરવારી ગયાં છે. સમીહા સોનુને ઉઠાડવા ગઈ ત્યાર પહેલાં સોનુ તો ઊઠી જ ગઈ હતી. ઊઠીને સમીહાની સામે જોતાં પહેલાં જ દીવાલ પરની બે ફ્રેમ તરફ નજર નાંખી દીધી અને પછી સમીહા પર. વરસાદ તો હજી પડે જ છે. હા...પણ રાત જેવો મુશળધાર નહીં પણ ટપકે છે ટપ ટપ અને સોનુ પલંગમાંથી ઊઠી દોડવા માંડી બાથરૂમ તરફ, દીવાલ પરની બે ફ્રેમને જોઈને. □

## નોંધ / હેલમૂટ ત્સેંકટ

હું મારા બાગની દેખભાળ કરું છું
(મારી પાસે નથી એક પણ)
અને ફૂલ ચૂંટું છું
(જે મને આપવાનાં હતાં)
હું મધમાખી પાળું છું
(મારા એ જ બાગમાં)
અને વેચું છું મધ
(બહુ પહેલાં મરી ગયેલા લોકોને).

# કર્નલની પત્ની / સમરસેટ મોમ

અનુ૦ શરીફા વીજળીવાળા

બીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યાનાં બે-ત્રણ વર્ષ પહેલાં આ બધું બનેલું.

પેરેગ્રીન દંપતી સવારે નાસ્તો કરી રહ્યાં હતાં. તેઓ એકલાં જ હતાં અને ટેબલ ખાસ્સું લાંબું હોવા છતાં તેઓ બંને સામસામે છેડે બેઠાં હતાં. એ જમાનાના પ્રખ્યાત ચિત્રકારોએ ચિતરેલા જ્યોર્જ પેરેગ્રીનનાં પૂર્વજો દીવાલ પરથી નીચે, તેમની તરફ તાકી રહ્યાં હતાં. રસોઈયો સવારની ટપાલ લઈ અંદર આવ્યો. કર્નલ માટે ઘણાબધા પત્રો હતા, જેમાં ધંધાકીય પત્રોની સાથે 'ટાઇમ્સ' હતું, તો એમની પત્ની ઈવી માટે એક નાનકડું પાર્સલ હતું. કર્નલે પોતાના પત્રો જોયા પછી 'ટાઇમ્સ' ખોલીને વાંચવાનું શરૂ કર્યું. નાસ્તો પતાવી તેઓ ટેબલ પરથી ઊભાં થયાં. તેની પત્નીએ હજુ પાર્સલ ખોલ્યું નથી તે વાત કર્નલના ધ્યાનમાં આવી.

"આ શું છે?" તેણે પૂછ્યું.

"થોડાંક પુસ્તકો છે."

"હું પારસલ ખોલી આપું તને?"

"હા, તારી ઇચ્છા હોય તો."

તેને દોરી કાપવાનું ગમતું જ નહીં એટલે થોડીક તકલીફ વેઠીને તેણે ગાંઠ છોડી.

"પણ આ તો બધી એકની એક જ છે." પાર્સલ ખોલીને તેણે કહ્યું. "એક જ પુસ્તકની છ નકલ લઈ તું કરીશ શું?"

તેણે એક પુસ્તક લઈને ખોલ્યું. "કવિતા." પછી તેણે મુખપૃષ્ઠ પર દૃષ્ટિ ફેંકી. 'બહેન પિરામિડ ડિકલે. ઈ. કે. હેમિલ્ટન.' ઈવા કેથેરીન હેમિલ્ટન. આ તો તેની પત્નીનું પરણ્યા પહેલાંનું નામ હતું. તેણે પત્ની સામે આશ્ચર્યભર્યા સ્મિતથી જોયું. "ઈવી, તેં આ પુસ્તક લખ્યું છે? બહુ ચાલાક છે તું."

"તને એમાં રસ પડશે એમ મેં માન્યું ન હતું. તને એક નકલ આપું?"

"હંઅ...સારું, તને તો ખબર છે કે મને કવિતામાં બહુ ગતાગમ નથી પડતી. પણ તોય મને એક નકલ મળશે તો ગમશે. તે નકલ હું મારા અભ્યાસખંડમાં રાખીશ. આજે સવારે મારે ઘણાં કામો પતાવવાનાં છે."

જ્યોર્જ 'ટાઇમ્સ', તેના પત્રો અને પુસ્તક ભેગાં કર્યાં અને બહાર ગયો. તેનો અભ્યાસખંડ વિશાળ અને આરામદાયક હતો. આ ખંડમાં મોટી પાટલીઓ, ચામડાની હાથાવાળી ખુરશીઓ તથા દીવાલ પર ટ્રોફીઓ હતી, જેને તે 'વિજયચિહ્નો' કહેતો. પુસ્તકોના ઘોડામાં સંદર્ભગ્રંથો, ખેતી, બાગબાની, માછલી પકડવાનાં તથા નિશાનબાજીને લગતાં પુસ્તકો તથા છેલ્લા યુદ્ધને લગતાં પુસ્તકો હતાં. આ યુદ્ધમાં જ જ્યોર્જે એમ.સી. તથા ડી.એસ.એ.ના ઇલ્કાબ જીતેલા. લગ્ન પહેલાં તે વેલ્શ ગાર્ડ્સમાં હતો. યુદ્ધ પૂરું થતાં, નિવૃત્તિ લઈ ગામડાની શાંત જિંદગી ગાળવા રેફિલ્ડથી વીસેક માઇલ દૂર, જ્યોર્જ ત્રીજાના શાસનકાળ દરમિયાન તેના એક પૂર્વજે બંધાવેલા વિશાળ ઘરમાં તે સ્થાયી થયો. જ્યોર્જ પેરેગ્રીન પાસે લગભગ પાંચસો એકરની જાગીર હતી અને તે કુશળતાથી એ જાગીર સંભાળતો હતો. તે માનદ મેજિસ્ટ્રેટ પણ હતો, અને તે પોતાની ફરજ નિષ્ઠાથી નિભાવતો હતો. શિકારની મોસમ વખતે અઠવાડિયામાં બે દિવસ તે શિકાર કરવા નીકળી પડતો. તે અચ્છો નિશાનબાજ હતો, ગોલ્ફ સારું રમતો અને ૫૦ વર્ષ વટાવી જવા છતાં આજે પણ ટેનિસ

જેવી સખ્ત શ્રમ આપતી રમત રમી શકતો.

છેલ્લા થોડા વખતથી તેનું વજન વધ્યું હતું, છતાં હજી તેનું શરીર કસાયેલું હતું. તે ઊંચો હતો, ભૂખરા વાંકડિયા વાળ—જેની હવે માથાની વચ્ચેથી પાંખા થવાની શરૂઆત થઈ ગઈ હતી, નિખાલસ ભૂરી આંખો, નમણાં નાકનકશી અને ચમકતા રંગવાળો માણસ હતો. તેને જાહેર કામો કરવાં ગમતાં. કેટલીયે સ્થાનિક સંસ્થાઓનો તે અધ્યક્ષ હતો, અને રૂઢિવાદી પક્ષનો નિષ્ઠાવાન સભ્ય હતો. અને પછી તો પક્ષ જ એનું સર્વેસર્વા અને ગંતવ્યવસ્થાન બન્યું. તેની જાગીરના લોકોનું કલ્યાણ જાણે કે તેની ફરજ હોય એવું તે માનતો. અને તેને એક વાતનો સંતોષ હતો કે ગરીબ અને કચડાયેલાની મદદ કરવામાં ઈશ્વર પર સંપૂર્ણ ભરોસો રાખી શકાય, તે આમાં વિરોધ ન જ કરે. તેણે ગામની બહાર એક કોટેજ હોસ્પિટલ બંધાવેલી. ત્યાંની નર્સોના પગાર પણ તે પોતાના ખિસ્સામાંથી આપતો. તેની ઉદારતાનો લાભ મેળવનાર પાસે બદલામાં તેની એક જ અપેક્ષા રહેતી – ગામની કે સામાન્ય ચૂંટણીમાં લોકોએ તેના મનગમતા ઉમેદવારને જ મત આપવો જોઈએ. તેના મૈત્રીપૂર્ણ સ્વભાવથી તે પોતાની નીચલી કક્ષાના લોકો સાથે હળતોમળતો, તેના ખેતરમાં કામ કરતા લોકોની કાળજી લેતો અને ઉચ્ચ વર્ગના પડોશીઓમાં પણ તે લોકપ્રિય હતો. કોઈ જો તેને કહેતું કે તે એક સરસ, ખુશમિજાજ માણસ છે તો તે ખુશ થઈ જતો અને જરાક શરમાઈ પણ જતો. આવા જ બનવાની તો તેની ઇચ્છા હતી. આથી વધારે વખાણની તે અપેક્ષા પણ ન રાખતો.

કમનસીબે તેને એક પણ બાળક ન હતું. જો તેને બાળક હોત તો તે એક શ્રેષ્ઠ પિતા હોત, પ્રેમાળ પણ કડક. એક સજ્જનના દીકરાનો જે રીતે ઊછેર થવો જોઈએ તે જ રીતે તેણે તેના દીકરાને ઊછેર્યો હોત. તેને એટન મોકલ્યો હોત. શું કામ, ખબર છે? માછલી પકડવા, નિશાનબાજી અને ઘોડેસવારી શીખવા. મોટર–અકસ્માતમાં

મારી ગયેલો તેનો વારસદાર જત્રીજો કંઈ ખરાબ છોકરો ન હતો, પણ સાથે સાથે એવો ગમી જાય એવો પણ ન હતો. ના મહેરબાન, જરા પણ નહીં, અને તમે માનશો? તેની બેવકૂફ મા તેને સહ-શિક્ષણ આપતી શાળામાં મોકલતી. ઈવી તેનાથી ઘણી નિરાશ થયેલી. અલબત્ત, તે સ્ત્રી હતી. તેની પાસે પોતાના કહી શકાય એવા થોડાક પૈસા હતા. તે ઘરને અદ્ભુત રીતે વ્યવસ્થિત રાખતી અને એક સરસ યજમાન હતી. ગામના લોકો તેને ખૂબ ચાહતા. તે જ્યારે ઈવીને પરણ્યો ત્યારે તે નાનકડી ઢીંગલી જેવી સુંદર હતી. એ અરસામાં તે સુંવાળી ચામડીવાળી, આ કથ્થાઈ વાળ અને ચુસ્ત બાંધાવાળી તંદુરસ્ત સ્ત્રી હતી. અને ટેનિસની રમત પણ ઠીક ઠીક રમી જાણતી. તેને એ જ સમજ નથી પડતી કે ઈવીને બાળકો કેમ ન થયાં? અલબત્ત, હવે તે નિસ્તેજ થઈ ગઈ હતી. આમ પણ તે ૪૫ વર્ષની તો થવા આવી હશે. હવે તેની ચામડી ભૂખરી પડી ગઈ હતી. તેના વાળે ચમક ગુમાવી દીધી હતી અને સુકાઈને સોટી જેવી તે થઈ ગઈ હતી. તે હમેશાં સાફસૂથરી રહેતી, વ્યવસ્થિત કપડાં પહેરતી, પણ પોતે કેવી દેખાય છે તેની ક્યારેય દરકાર ન કરતી. ક્યારેય મેકઅપ ન કરતી. અરે, લિપસ્ટિક પણ ન લગાવતી. ક્યારેક રાત્રે પાર્ટીમાં જવા તે પોતાની જાતને ઢીંગલીની જેમ સજાવતી ત્યારે તમે કહી શકો કે એક જમાનામાં તે અત્યંત આકર્ષક દેખાતી હશે. પણ સામાન્ય રીતે ..જવા દો ને...કોઈ નોંધ...કોઈ નોંધ પણ ન લે તેવી સ્ત્રી લાગતી. અલબત્ત તે એક સરસ સ્ત્રી, સારી પત્ની હતી એમાં તો બે મત નથી. અને એને બાળક ન થયું એમાં એનો પણ શું વાંક? એ તો જ્યોર્જની જિદ્દ હતી કે તેને પોતાના લોહીનો જ વારસ જોઈએ. ઈવીએ જીવંતતા બિલકુલ જ ગુમાવી દીધી હતી એ જ તેની સામેનો મોટો વાંધો હતો. જ્યોર્જનું માનવું છે કે તેણે ઈવીને લગ્ન માટે પૂછેલું ત્યારે તે તેના પ્રેમમાં હતો. પરણીને સ્થાયી થવા ઇચ્છતા માણસને હોવો જોઈએ તેટલો પ્રેમ તો તેને હતો જ

ઈવી પ્રત્યે. પણ જેમ સમય પસાર થતો ગયો તેમ તેને મહેસૂસ થતું ગયું કે તેમના બંનેના રસના વિષયો જરા પણ સરખા નથી. ઈવીને શિકારની પડી નહોતી, અને માછલી પકડવામાં તેને કંટાળો આવતો હતો. એટલે પછી સ્વાભાવિક રીતે જ બંને એકબીજાથી દૂર સરતાં ગયાં. જોકે ઈવીને ન્યાય કરવા માટે પણ તેણે કબૂલ કરવું જોઈએ કે તે આ બધાની ક્યારેય દરકાર કરતી નહીં. તેણે ક્યારેય કોઈ તમાશો નહોતો કર્યો. તેમની વચ્ચે કદી પણ ઝઘડા નથી થયા. ઈવીએ એક વાત સ્વીકારી લીધી હતી કે તેના પતિને પોતાની રીતે જીવવા દેવો જોઈએ એ વાત દેખાઈ આવતી હતી. છાશવારે તે લંડન જતો પણ તે ક્યારેય સાથે જવાની ઇચ્છા પ્રગટ કરતી નહીં. લંડનમાં તેને એક છોકરી સાથે સંબંધ હતો; જોકે તેને છોકરી ભાગ્યે જ કહી શકાય કારણ કે તે ૩૫ વર્ષની હતી. પણ તે સોનેરી વાળવાળી સુંદર સ્ત્રી હતી. અને આમેય જ્યોર્જને પોતાને સમય પસાર કરવાનો પ્રશ્ન હતો આથી બંને સાથે જમતાં, સિનેમા જોતાં અને રાત્રિ પણ સાથે જ પસાર કરતાં. પણ મહેરબાન, એક માણસ – તંદુરસ્ત માણસને જિંદગીમાં થોડીક મોજ તો જોઈએ જ ને? ક્યારેક તેના મગજમાં એક વિચાર ઝબકી જતો કે જો ઈવી આટલી હદે સારી સ્ત્રી ન હોત તો જરૂર તે એક સારી પત્ની હોત પણ આ વિચારને તે આવકારી શકતો નહીં, એટલે તરત કોરાણે મૂકી દેતો.

જ્યોર્જે પેરેગ્રીને 'ટાઈમ્સ' વાંચી લીધું એટલે એક કાળજી લેતા પતિની માફક ઘંટડી મારી રસોઈયાને બોલાવ્યો અને છાપું ઈવીને આપવા કહ્યું. પછી તેણે પોતાની ઘડિયાળમાં નજર કરી. અત્યારે સાડાદસ થયા હતા અને અગિયાર વાગ્યે તેણે તેના એક ખેતમજૂરને મળવાનું હતું, એટલે તેની પાસે અર્ધો કલાક ફાજલ પડ્યો હતો.

"મારે ઈવીના પુસ્તક પર એક નજર ફેરવી લેવી જોઈએ." તે મનમાં બબડયો.

એક સ્મિત સાથે તેણે પુસ્તક હાથમાં લીધું. ઈવીના બેડક-ખંડમાં ઢગલોએક વિદ્વત્તાભર્યા ગ્રંથો હતા. જોકે તેને રસ પડે તેવાં પુસ્તકો નહોતાં, પણ જો આ પુસ્તકોનું વાંચન ઈવીને આનંદ આપતું હોય તો જ્યોર્જને એમાં કશો વાંધો નહોતો. તેણે નોંધ્યું કે તેના હાથમાં અત્યારે જે પુસ્તક હતું તે ૯૦ પાનાંથી વધારે મોટું ન હતું. અને એ સારું જ હતું. જ્યોર્જ, એડગર એલન પોના મંતવ્ય સાથે સંપૂર્ણ સહમત હતો કે કવિતાઓ ટૂંકી જ હોવી જોઈએ. તેણે પાનું ફેરવતાંની સાથે જ નોંધ્યું કે ઈવીની કેટલીયે કવિતાઓમાં અનિયમિત લંબાઈની લાંબી પંક્તિઓ હતી અને તે અછાંદસ હતી. જ્યોર્જને આ ગમ્યું નહીં. તેને યાદ આવ્યું કે જ્યારે તે નાનો છોકરો હતો અને નિશાળે જતો ત્યારે એક કવિતા ભણવામાં આવતી જે આ રીતે શરૂ થતી, "સળગતા તૂતક પર ઊભો હતો છોકરો" અને પછી તે જ્યારે એટનમાં ભણતો ત્યારે એક કવિતા આ રીતે શરૂ થતી "હે નિર્દય રાજા, તારું સત્યાનાશ જજો..." પછી હેનરી પાંચમા વિશે નાટક આવતું જે તેઓ અર્ધો જ ભાગ ભણતા. ઈવીના પુસ્તકનાં પાનાંઓને તે એકાગ્રતાથી તાકી રહ્યો. "હું જેને કવિતા કહું છું તે આ નથી." તે બોલ્યો.

સદ્દનસીબે બધી જ કવિતાઓ એવી નહોતી. ત્રણથી ચાર અક્ષરની પંક્તિઓ અને દસથી પંદર અક્ષરની પંક્તિઓના ટુકડાઓ જોડી અલંકૃત કરેલી પંક્તિઓ એટલી તો વિચિત્ર લાગતી હતી કે વાત ન પૂછો. હાશ! આમાં કેટલીક ટૂંકી, છંદોબદ્ધ કવિતાઓ પણ હતી, જેમાં બધી જ પંક્તિઓ એકસરખી લંબાઈની હતી. કેટલાં બધાં પાનાં પર શીર્ષકની જગ્યાએ માત્ર 'સોનેટ' લખેલ હતું. ઉત્સુકતાવશ થઈ તેણે પંક્તિઓ ગણી જોઈ તો ચૌદ હતી. તેણે તે વાંચી. આમ તો તે બરાબર લાગી, પણ શાના વિશે હતી તેની

જ્યોર્જને સમજ ન પડી. તેણે વળી પોતાની જાત સાથે બોલવાનું શરૂ કર્યું, "હે! નિર્દય રાજા, તારું સત્યાનાશ જાજો." "બિચારી ઈવી" કહેતાં તેણે ઊંડો શ્વાસ લીધો.

આ જ ક્ષણે તે જેની રાહ જોઈ રહ્યો હતો તે ખેડૂત તેના અભ્યાસખંડમાં પ્રવેશ્યો એટલે પુસ્તક એક બાજુ મૂકી તેણે તેને આવકાર આપ્યો. તેઓ બંને પોતાના ધંધાની વાતે લાગી પડ્યા.

બપોરે જમવા બેઠા ત્યારે તેણે કહ્યું, "મેં તારી ચોપડી વાંચી ઈવી, સરસ છે. તેને છપાવવામાં ઘણો ખર્ચ થયો ને?"

"ના, એ બાબતે હું નસીબદાર હતી. મારું પુસ્તક મેં એક પ્રકાશકને મોકલેલ અને તેણે તે સ્વીકારી લીધું."

"પણ ઈવી, કવિતાઓમાં પૈસા ક્યાં મળે છે?" સ્નેહથી, હૃદયપૂર્વક તે બોલ્યો.

"ના, હું પણ નથી ધારતી કે એમાં કંઈ મળતું હોય. આજે સવારે બેનોક તને કેમ મળવા આવેલો?"

બેનોક એટલે પેલો ખેડૂત, તેણે તો ઈવીની કવિતાઓ વાંચવામાં દખલ કરી હતી.

"તેને એક ઊંચી ઓલાદનો આખલો ખરીદવો છે. આથી પૈસા ઉધાર લેવા આવેલ. તે સારો માણસ છે એટલે પૈસા આપવાનો મારો અધોપધો ઇરાદો તો છે જ."

જ્યોર્જ પેરેગ્રીને જોયું કે ઈવી પોતાના પુસ્તક વિશે વાત કરવા નથી માગતી અને તેને વાતનો વિષય બદલવામાં કંઈ વાંધો પણ ન હતો. ઈવીએ અવિવાહિત હતી ત્યારનું નામ મુખપૃષ્ઠ પર રાખ્યું તેનો જ્યોર્જને આનંદ હતો. તે ધારતો નહોતો કે ક્યારેય, કોઈના કાને ઈવીના પુસ્તકની વાત પડશે. પણ તેને પોતાના અસામાન્ય નામનું ગૌરવ હતું અને જો કોઈ મામૂલી વ્યક્તિએ ઈવીના પ્રયત્નોની કોઈ પણ છાપામાં મજાક ઉડાવી હોત તો એ વાત તેને ગમી ન જ હોત.

પછીનાં થોડાં અઠવાડિયાં દરમિયાન તેણે વિચાર્યું કે ઈવીને તેણે પદ્યમાં ખેડેલા સાહસ વિશે કશું ન પૂછવામાં જ ડહાપણ હતું. અને તેણે પોતે પણ એનો ઉલ્લેખ ક્યારેય કર્યો ન હતો. એ જાણે કે શરમજનક ઘટના હોય તેમ તેની વિશે ચર્ચા ન કરવી એવું બંને પક્ષે મનોમન જ જાણે કે સ્વીકારી લીધું. પણ પછી એક વિચિત્ર ઘટના બની. તેને વેપારના કામે લંડન જવું જ પડ્યું. રાત્રે ભોજન માટે તેણે ડેફ્નેને સાથે લીધી. ડેફ્ને એ પેલી છોકરી એટલે કે સ્ત્રીનું નામ હતું. એની સાથે, જ્યારે પણ તે શહેરમાં આવતો ત્યારે અમુક ઠરાવેલ કલાકો પસાર કરવાની જ્યોર્જને આદત હતી.

"અરે જ્યોર્જ, બધાં જ જે પુસ્તકની વાતો કરે છે તે તારી પત્નીએ લખ્યું છે?"

"તું શું કહેવા માગે છે?"

"એક વિવેચક મારો ઓળખીતો છે. એક રાત્રે તે મને જમવા લઈ ગયેલો ત્યારે આ પુસ્તક તેની પાસે હતું. 'આ શું છે? મારા માટે કંઈ વાંચવાનું લાવ્યો છે?' મેં તેને પૂછ્યું. 'ઓહ...હું નથી માનતો કે તને આમાં રસ પડે. આ કવિતાઓ છે. હમણાં જ મેં તેની સમીક્ષા કરી છે.' તેણે કહ્યું.

'ના, ભાઈ, કવિતા મારું કામ નહીં.' મેં કહ્યું.

'અત્યાર સુધીમાં મેં વાંચેલી કવિતામાં આ સૌથી ઉત્તેજનાપૂર્ણ છે. ગરમાગરમ કચોરી માફક તે વેચાઈ રહી છે. અને એ છે પણ અફલાતુન.' તેણે કહેલું."

"કોણે લખી છે તે ચોપડી?" જ્યોર્જે પૂછ્યું.

"હેમિલ્ટન નામની કોઈ સ્ત્રીએ. મારા મિત્રે મને કહેલું કે આ તેનું સાચું નામ નથી. તે કહેતો હતો કે તેનું સાચું નામ પેરેગ્રીન છે. 'આ તો મજાની વાત. હું પણ પેરેગ્રીન નામના માણસને ઓળખું છું.' મેં કહ્યું. તેણે તરત કહ્યું, 'જે લશ્કરમાં કર્નલ હતો અને શેફિલ્ડ નજીક રહે છે.'"

"મેં તને કેટલી વાર કહ્યું છે કે તારા મિત્રો પાસે મારી વાત ન કરવી?" જ્યોર્જ ધૂંધવાઈને બોલ્યો.

"મગજ ઠેકાણે રાખ. તું મને શું માને છે? મેં તરત જ કહ્યું કે 'આપણે જેની વાત કરીએ છીએ તે નથી' હી...હી કરીને હસતાં ઉફને બોલી. મારા મિત્રે કહ્યુ કે તે ખરેખર કર્લન બ્લીસ્પ છે."

જ્યોર્જને જરા રમૂજ પડી.

તે હસતાં હસતાં બોલ્યો, "એના કરતાં પણ વધુ સારી રીતે તું તેને કહી શકી હોત. જો મારી પત્નીએ પુસ્તક લખ્યું હોય તો સૌપ્રથમ તેની જાણ મને થાય કે નહીં?"

"હું ધારું છું, તને જ સૌપ્રથમ જાણ થવી જોઈએ."

ગમેતેમ હોય પણ આ બાબતમાં તેને કંઈ વધુ રસ ન હતો આથી જેવી કર્નલે બીજી વાતો શરૂ કરી કે તે આ વિષય ભૂલી ગઈ. અને કર્નલે પણ તેને પોતાના મગજમાંથી કાઢી નાખી. તેણે વિચાર્યું "એમાં કશું છે નહીં, નાહકનો પેલો મૂરખ વિવેચક ઉફનેને છેતરી રહ્યો છે." આમાં તો સનસનાટી મચાવે એવો મસાલો છે એ વાત આ છોકરીને કરવામાં આવી છે એનો વિચાર કરતાં જ તેને જરા રમૂજ થતી હતી. તમે વાંચવા બેસો ત્યારે એ મસાલો તમને અનિયમિત પંક્તિઓમાં કપાયેલો મળે.

તે ઘણીબધી કલબનો સભ્ય હતો. બીજે દિવસે તેણે સેન્ટ જેમ્સની શેરીમાં આવેલ ક્લબમાં બપોરનું ભોજન લેવા વિચાર્યું. શેફિલ્ડ જવા તે બપોર પછી ગાડી પકડતો. ભોજનખંડમાં જતા પહેલાં એક આરામદાયક ખુરશીમાં બેસી તે શેરીનો ગ્લાસ પી રહ્યો હતો, ત્યારે તેનો એક જૂનો મિત્ર આવી ચડયો.

"કેમ છે બુઢ્ઢા? જિંદગી કેવી ચાલે છે? વિખ્યાત વ્યક્તિત્વના પતિ બનવું કેવું લાગે છે?" તેણે કહ્યું.

જ્યોર્જે પેરેગ્રીને તેના મિત્ર સામે જોયું. તેને લાગ્યું કે રમૂજથી તેની આંખ ચમકી રહી છે.

"હું સમજ્યો નહીં, તું શાના વિશે વાત કરી રહ્યો છે?" જ્યોર્જે જવાબ આપ્યો.

"હવે છોડ યાર, દુનિયા આખી જાણે છે કે ઈ. કે. હેમિલ્ટન તારી પત્ની છે. પદ્યમાં લખાતી ચોપડીને જવલ્લે જ આટલી સફળતા મળે છે. હવે સાંભળ, હેન્રી ડેશવૂડ મારી સાથે જમવાના છે. તને મળવાનું એમને ગમશે."

"કોણ છે તે શેતાન હેન્રી ડેશવૂડ? અને તે મને કઈ ખુશીમાં મળવા માગે છે?"

"અરે મારા મહેરબાન, આખો દિવસ ગામડામાં જ બેઠાં બેઠાં તેં તારી જાતના શું હાલ કર્યા છે? હેન્રી આપણો ઉત્તમ વિવેચક છે. ઈવીના પુસ્તક વિશે તેણે સુંદર સમીક્ષા લખી છે. તારા કહેવાનો એ મતલબ તો નથી ને કે ઈવીએ તને એ લેખ બતાવ્યો જ નથી?"

જ્યોર્જ કંઈ જવાબ આપી શકે તે પહેલાં જ તેના મિત્રે એક માણસને નજીક બોલાવ્યો. ઊંચો, પાતળો, ઉપસેલા કપાળવાળો, દાઢી અને લાંબા નાકવાળો તે માણસ જરાક ખૂંધવાળો હતો. જેમના પ્રત્યે જ્યોર્જને પહેલી જ નજરે અણગમો થાય એ પ્રકારનો એ માણસ હતો. એકબીજા સાથે ઓળખાણ થયા પછી હેન્રી ડેશવૂડ બેઠા.

"મિસિસ પેરેગ્રીન લંડનમાં હોય એવી કોઈ શક્યતા ખરી? તેમને મળીને મને બહુ જ આનંદ થયો હોત." તેણે કહ્યું.

"ના, મારી પત્નીને લંડન નથી ગમતું. તેને ગામડે રહેવું જ વધારે ગમે છે." જ્યોર્જે સખ્તાઈથી કહ્યું.

"મારી સમીક્ષા વિશે તેણે મને અત્યંત સુંદર કાગળ લખેલો. હું ખુશખુશાલ થઈ ગયેલો. તમને તો ખબર જ હશે કે અમને વિવેચકોને વખાણ બહુ ઓછાં સાંભળવા મળે, વધુ તો ગાળો જ ખાવી પડે. તેના પુસ્તકથી હું એકદમ પ્રભાવિત થઈ ગયો છું. તેની કવિતાઓ એટલી બધી તાજગીભરી અને મૌલિક છે, દુર્બોધ બન્યા

વગર એકદમ આધુનિક છે. તે એકસરખી સરળતાથી મુક્ત પદ્ય કે પરંપરાગત છંદોમાં લખી શકે છે." અને પછી વિવેચક હોવાના નાતે તેણે ટીકા કરવી જોઈએ એવું લાગતાં તેણે કહ્યું, "ક્યાંક તેનો ટોન કાચો લાગે છે, પણ એવું તો તમે અમિલી ડિકીન્સનમાં પણ જોઈ શકો. તેનાં કેટલાંયે ટૂંકા ઊર્મિકાવ્યો લેન્ડરે લખેલ છે એવું જ તમને લાગે."

જ્યોર્જ પેરેગ્રીન માટે આ બધો નર્યો બકવાસ હતો. આ માણસ તેને તિરસ્કાર આવે તેવો ઉન્નતભ્રૂ વિવેચક લાગતો હતો. પણ કર્નલ સજ્જન માણસ હતો. એટલે તેણે સારી રીતે જવાબો આપ્યા. તે એક પણ અક્ષર બોલ્યો ન હોય એમ હેનરી ડેશવૂડ બોલ્યે જ ગયો.

"પંક્તિએ પંક્તિએ ધબકતો ભાવાવેશ આ પુસ્તકને અસામાન્ય બનાવે છે. મોટા ભાગના યુવાન કવિઓ કેવા નિસ્તેજ, ઠંડાગાર, નિર્જીવ, મંદબુદ્ધિના હોય છે. પણ અહીં ઈવીના પુસ્તકમાં તમને નર્યો કુદરતી ભાવાવેગ જોવા મળશે. અલબત્ત, આ લાગણીઓ ઊંડી, ગંભીર, જેને 'ટ્રેજિક' કહી શકાય તેવી છે. મહેરબાન કર્નલ, હેઈને સાચું જ કહ્યું છે – કવિ પોતાના દુઃખોના ઢગલામાંથી નાનકડાં ગીતો બનાવે છે. તમને ખબર છે, જ્યારે પણ હું આ હૃદયવિદારક કવિતાઓ ફરી ફરી વાંચું છું ત્યારે મને સારો યાદ આવે છે."

હવે જ્યોર્જ પેરેગ્રીનને આ વધારે પડતું લાગતું હતું. એટલે તે ઊભો થઈ ગયો.

"મારી પત્નીના નાનકડા પુસ્તક માટે આટલી સરસ વાતો કહેવી એ તમારી સજ્જનતા છે. મને ખાતરી છે કે મારી પત્ની આ સાંભળીને આનંદિત થઈ જશે. ચાલો ત્યારે, મારે હવે ભાગવું જ પડશે. કારણ કે મારે હજુ ગાડી પકડવાની છે, અને મારી ઇચ્છા એ પહેલાં થોડો નાસ્તો કરવાની છે."

"સાલ્લો, મહામૂરખ છે" ઉપર ભોજનખંડ તરફ જતાં તેણે ચિડાઈને મનોમન કહ્યું.

તે સમયસર ઘરે પહોંચી ગયો અને રાત્રિભોજન પછી જ્યારે ઇવી પોતાના શયનખંડમાં ગઈ ત્યારે તે પોતાના અભ્યાસખંડમાં જઈ તેનું પુસ્તક શોધવા લાગ્યો. તેણે વિચાર્યું કે પોતાની જાત માટે પણ ફરી એકવાર તે પુસ્તક પર નજર ફેરવી લેવી જોઈએ જેથી ખબર તો પડે કે બધા શાના માટે વાતનું વતેસર કરી રહ્યા છે. પણ તેને પુસ્તક મળ્યું નહીં. ઇવીએ ચોક્કસ લઈ લીધું હશે.

"બેવકૂફ" તે બબડ્યો.

તેણે વિચાર્યું કે 'પુસ્તક સરસ છે' એવું તો તેણે ઇવીને કહી દીધું છે. એક માણસ આથી વધારે કહી પણ શું શકે? ચાલો હવે, એનો કંઈ વાંધો નહીં. પાઈપ સળગાવીને તેણે 'Field' વાંચવું શરૂ કર્યું. આંખો ઘેરાઈ ત્યાં સુધી તેણે વાંચ્યું, એકાદ અઠવાડિયા પછી તેને એક દિવસ માટે શેફિલ્ડ જવાનું થયું. તેણે પોતાની ક્લબમાં બપોરનું ભોજન લીધું, તે લગભગ ખાઈ રહેવા આવ્યો હતો કે હેવેરેલના ડ્યુકનું આગમન થયું. તે અહીંની સૌથી મહત્ત્વની વ્યક્તિ હતી અને કર્નલ તેમને 'કેમ છો?' કહેવા પૂરતા ઓળખતા હતા. પણ જ્યારે ડ્યુક તેના ટેબલ પાસે આવીને ઊભા રહ્યા ત્યારે કર્નલને આશ્ચર્ય થયું.

તેણે સંકોચભર્યા સ્નેહાળ અવાજે કહ્યું, "તમારાં પત્ની શનિ–રવિ અમારે ત્યાં ન આવી શક્યાં એટલે અમે બહુ ઉદાસ થઈ ગયેલાં. અમે ઘણા બધા લોકોની અપેક્ષા રાખેલી."

જ્યોર્જ દિગ્મૂઢ થઈ ગયો. તેણે અનુમાન કર્યું કે હેવેરેલ્સે તેને અને ઇવીને શનિ-રવિ બોલાવ્યાં હશે, અને ઇવીએ તેને એક પણ શબ્દ કહ્યા વગર જ ઇન્કાર કરી દીધો. 'હું પોતે પણ એ માટે એટલો જ દિલગીર છું.' એવું કહેવા જેટલી ત્વરિત બુદ્ધિ તો તેની પાસે હતી જ.

"હવે પછી ફરી મળીશું જ" આનંદિત અવાજે બોલતા ડ્યુક ચાલતા થયા.

કર્નલ પેરેગ્રીન ગુસ્સાથી ધમધમતા ઘરે આવ્યા અને તરત જ પત્નીને કહ્યું, "સાંભળ તો, હેવેરેલના ઘરે આપણને બોલાવેલા તેની તો તેં વાત જ કરી ન હતી. અમે નહીં આવીએ એવું તારે શા માટે કહેવું પડયું ? આ પહેલાં આપણને ક્યારેય બોલાવવામાં નથી આવ્યાં, અને સમગ્ર વિસ્તારમાં શિકારનું તે સૌથી સારું સ્થળ છે."

"મેં એવું વિચારેલું જ નહીં. તને ત્યાં કંટાળો જ આવશે એવું મેં માનેલું."

"જવા દે એ વાત હવે, પણ મારી જવાની ઇચ્છા છે કે નહીં એ તો તારે પૂછવું હતું."

"હું દિલગીર છું."

જ્યોર્જે ધ્યાનથી પત્ની સામે જોયું. તેની મુખમુદ્રા કંઈક એવી હતી કે તે બરાબર સમજી ન શક્યો. તે ધૂંધવાયો.

"હું માની લઉં છું કે મને આમંત્રણ હતું ?" તેણે વડચકું ભર્યું.

ઈવીના ચહેરા પરનો ભાવ જરાક બદલાયો.

"ખરેખર તો, તને બોલાવવામાં નહોતો આવ્યો."

"મારે એ લોકોને ગમાર જ કહેવા પડે,...તને બોલાવે છે અને મારો ભાવ પણ પૂછતા નથી."

"તને રસ પડે એવી પાર્ટી નથી એવું તેમણે વિચાર્યું હોય એમ મને લાગે છે. તેની પત્ની, લેખકો અને તેની જેવા બીજા લોકોની ચાહક છે. હેન્રી ડેશવૂડ પણ તેમને ત્યાં આવવાનો હતો અને કોઈક કારણસર તે મને મળવા માગે છે."

"તું ખરેખર બહુજ સારી છે ઈવી કે તેં ના પાડી દીધી."

તેણે સ્મિત સાથે કહ્યું. "હું આ સિવાય બીજું કરી પણ

શું શકું ?"

પછી એકાદ ક્ષણ ખંચકાઈને તેણે કહ્યું, "જ્યોર્જ, આ મહિનાના અંતમાં મારો પ્રકાશક મારા માટે એક નાનકડો ભોજન-સમારંભ રાખવા ઇચ્છે છે. અને સ્વાભાવિક છે કે તેઓની ઇચ્છા તું પણ એ ભોજન-સમારંભમાં આવે એવી હોય."

"ઓહ, મને નથી લાગતું કે મને એમાં કંઈ મજા પડે. પણ જો તારી બહુ ઇચ્છા હશે તો હું તારી સાથે લંડન આવીશ, અને પછી મારી સાથે જમનાર શોધી કાઢીશ."

ડેફ્ને.

"હું ધારું છું કે તે નીરસ જ હશે પણ તે લોકો આગ્રહ કરી રહ્યા છે. તેના એક દિવસ પછી મારા પુસ્તકનો અમેરિકન પ્રકાશક કલેરિજમાં એક કોકટેઈલ પાર્ટી આપી રહ્યો છે. જો તને વાંધો ન હોય તો ત્યાં મારી સાથે આવીશ ? ગમને એ ચોક્કસ મશે."

"લાગે છે કે પેટ ભરીને કંટાળીશ. પણ તું ખરેખર મારી હાજરી ઇચ્છતી હોય તો જ...હું આવીશ."

"તું કેટલો સારો છે."

જ્યોર્જ પેરેગ્રીન કોકટેઈલ પાર્ટીથી સ્તબ્ધ થઈ ગયો. પાર્ટીમાં ઘણાં બધાં લોકો આવેલાં. એમાંનાં કેટલાંક એટલાં બધાં ખરાબ નહોતાં દેખાતાં. સ્ત્રીઓમાંની થોડીક તો ખરેખર સારી હતી, પણ પુરુષો તેને જરા વિચિત્ર લાગ્યા. અને તમને ખબર છે, દરેક જણની સાથે તેની ઓળખાણ કર્નલ પેરેગ્રીન – ઈ. કે. હેમિલ્ટનના પતિ તરીકે જ અપાઈ. પુરુષોને તો કંઈ કહેવાનું હોય એવું લાગ્યું નહીં પણ સ્ત્રીઓ ટોળે વળી ગઈ.

"તમને તમારી પત્ની માટે ગૌરવ હશે, ખરું ને ? આ ખરેખર અદ્ભુત છે, નહીં ? તમે જાણો છો, હું તેમનું પુસ્તક એકીબેઠકે જ વાંચી ગયેલી. હું નીચે મૂકી જ ન શકી. અને જ્યારે મેં પુસ્તક પૂરું કર્યું કે તરત જ ફરીથી વાંચવાનું શરૂ કર્યું. અને બીજી વાર

પણ એકીબેઠકે જ આખું પુસ્તક વાંચી ગઈ. હું ખરેખર ભાવ-વિહ્વળ થઈ ઊઠી."

અંગ્રેજ પ્રકાશકે તેને કહ્યું, "છેલ્લાં વીશ વર્ષમાં પદ્યમાં લખાયેલા કોઈ પુસ્તકમાં અમને આવી સફળતા મળી નથી. અને મેં ક્યારેય આવી સમીક્ષાઓ પણ જોઈ નથી."

અમેરિકન પ્રકાશકે તેને કહ્યું, "ચારે બાજુ આ પુસ્તકની જ બોલબાલા છે. આખા અમેરિકાને તળેઉપર કરી નાખતા ઝંઝાવાત જેવું તે સાબિત થશે. તમે બસ જોતા જ રહેજો."

અમેરિકન પ્રકાશકે છીવીને ઓર્કિડનું અત્તર મોકલી આપ્યું.

સાલ્લા વિચિત્ર લોકો...જ્યોર્જ વિચારતો હતો. જેવા તેઓ અંદર આવ્યા કે લોકો છીવી તરફ ધસી ગયા. એ દેખીતું જ હતું કે લોકો તેને મસકા મારી રહ્યા હતા. અને તે સ્મિત સાથે એકાદ–બે આભારના શબ્દો કહેતી હતી. ઉત્તેજનાને કારણે તે જરાક લાલ થઈ ગઈ હતી. પણ બાકી તો રોજ માફક એકદમ સહજ લાગતી હતી. જ્યોર્જના વિચારવા પ્રમાણે તો આ આખો પ્રસંગ જ સાવ વાહિયાત હતો. પણ તેણે ખાસ નોંધ્યું કે તેની પત્ની આખી ઘટનાને સરળતાથી લઈ રહી હતી.

તેણે પોતાની જાતને કહ્યું, તે જરા જાજરમાન સ્ત્રી તો છે જ. અને અહીં એકઠી થયેલી સ્ત્રીઓમાં તો તે સૌથી સારી હતી જ."

તેણે ઘણો બધો દારૂ પીધો, પણ એક વાત તેને પરેશાન કરી રહી હતી. તેને એવું લાગતું હતું કે જે લોકો સાથે તેનો પરિચય કરાવવામાં આવ્યો તેમાંના કેટલાક તેની સામે કંઈક વિચિત્ર નજરે જોતા હતા. તે સમજી ન શક્યો કે આવું શા માટે હશે. અને એક વાર તો સોફા પર બેઠેલી બે સ્ત્રીઓ પાસેથી પસાર થઈ રહ્યો હતો ત્યારે તેને લાગેલું કે તેઓ બંને તેની જ વાત કરી રહી હતી, અને તેને ચોક્કસપણે ખાતરી છે કે તેના પસાર થઈ ગયા

પછી તેઓ દાબેલા હોઠે હી...હી...કરી રહી હતી. પાર્ટી પૂરી થતાં જ તે ખુશ થઈ ઊઠ્યો.

હૉટલ પર પાછા ફરતાં ટેક્સીમાં ઈવીએ તેને કહ્યું, "તેં ખરેખર કમાલ કરી. આજે તેં ઘણી માર્મિક ચોટ મારી. છોકરીઓ તો તારી પાછળ ગાંડી થયેલી. તેઓને તું બહુ રૂપાળો લાગતો હઈશ."

"છોકરીઓ" જ્યોર્જે કડવાશથી કહ્યું, "ઘરડી ડાકણો".

"તું કંટાળી ગયેલો ને?"

"પુષ્કળ."

ઈવીએ તેનો હાથ સહાનુભૂતિથી દબાવ્યો.

"હું આશા રાખું છું કે અત્યારે રોકાઈને આપણે બપોર પછીની ગાડીમાં ઘરે જઈએ તો તને કંઈ વાંધો નહીં હોય." ઈવીએ કહ્યું.

"ના, મને કંઈ વાંધો નથી. તારે ખરીદી કરવી છે?"

"એકાદ–બે ચીજ ખરીદવાની છે એ તો ઠીક જાણે, પણ મારે ફોટો પડાવવા જવું પડશે. મને ફોટા પડાવવા જરા પણ નથી ગમતા, પણ તેઓ માને છે કે મારે પડાવવા જ જોઈએ, ખાસ તો અમેરિકા માટે".

તે કંઈ ન બોલ્યો. પણ તે વિચારતો હતો કે જ્યારે અમેરિકાની જનતા આવી ઘરરખ્ખુ, સુકલી, નાનકડી સ્ત્રી – કે જે તેની પત્ની છે– તેનું ચિત્ર જોશે ત્યારે તેમને આઘાત લાગશે. તે એવી જ માન્યતા ધરાવતો કે અમેરિકામાં ઝાકમઝાળનું જ ચલણ છે.

તે વિચારતો જ રહ્યો અને બીજી સવારે જ્યારે ઈવી બહાર ગઈ કે તરત જ તે ક્લબની લાયબ્રેરી પર જઈ ચડ્યો. લાયબ્રેરીમાં છેલ્લા થોડા દિવસના 'ટાઈમ્સ'ની સાહિત્યપૂર્તિ, ન્યુ સ્ટેઈટમેન અને સ્પેક્ટેટર વગેરે તે જોઈ ગયો, ઈવીના પુસ્તકની સમીક્ષાઓ તેણે જોઈ. તેણે તેને ધ્યાનથી ન વાંચી પણ એટલું જોઈ લીધું કે તે બધી જ પુસ્તકનાં અતિશય વખાણ કરતી સમીક્ષાઓ હતી. પછી

તે જ્યાંથી અવારનવાર પુસ્તકો ખરીદતો એવા પિકાડિલી સર્કસના પુસ્તકવિક્રેતા પાસે ગયો. તેણે હવે મનોમન નક્કી કરી લીધું હતું કે ગમે તે થાય પણ ઈવીનું આ થોથું હવે ધ્યાનથી વાંચવવું જ પડશે. પણ તે ઈવીને પૂછવા નહોતો માંગતો કે તેણે જે નકલ તેને આપેલી તેનું શું થયું? તે પોતા માટે એક ખરીદી લેશે. દુકાનમાં અંદર જતાં પહેલાં તેણે બહાર રાખેલાં પુસ્તકો પર એક નજર ફેરવી અને પહેલી જ નજરે તેને 'વ્હેન પિરામિડ્સ ડિકે' દેખાઈ. ખરું બેવકૂફ જેવું શીર્ષક છે! તે અંદર ગયો. એક યુવાને આગળ આવીને પૂછ્યું, 'તમને કંઈ મદદ કરી શકું?'

"ના, હું ખાલી આમતેમ નજર નાખું છું. ઈવીનું પુસ્તક માગતાં તેને સંકોચ થતો હતો. તેણે વિચાર્યું કે તે પોતાની જાતે જ પુસ્તક શોધી કાઢશે અને વિક્રેતાને આપશે. પણ તેને ક્યાંય પુસ્તક નજરે ન ચઢ્યું. અંતે પાસે ઊભેલા યુવાનને તેણે ધીરેથી, અચકાતા સ્વરે પૂછ્યુ. "તમારી પાસે 'વ્હેન પિરામિડ્સ ડિકે' હશે કે?"

"આજે સવારે જ નવી આવૃત્તિ બહાર પડી છે. હું તમારા માટે એક નકલ લઈ આવું".

એક જ ક્ષણમાં જ તે યુવાન પુસ્તક લઈ પાછો ફર્યો. તે નીચો, જરા તગડો, ગાજર જેવા રંગના અસ્તવ્યસ્ત વાળ તથા ચશ્માવાળો યુવાન હતો. જ્યોર્જ પેરેગ્રીન ઊંચો, કદાવર, લશ્કરી બાંધાવાળો આદમી હતો. પેલા યુવાન પાસે તે ટાવર જેવો લાગતો હતો.

"તો, આ નવી આવૃત્તિ છે એમ?" તેણે પૂછ્યું.

"અરે હા સાહેબ, પાંચમી આવૃત્તિ છે. નવલકથાની માફક આ પુસ્તક વેચાઈ રહ્યું છે."

એકાદ ક્ષણ ખચકાઈને જ્યોર્જ પેરેગ્રીને પૂછ્યું, "આવી ભવ્ય સફળતા પાછળ તમને શું કારણ લાગે છે? મને તો હંમેશાં

એવું જ કહેવામાં આવેલ કે કવિતાઓ તો કોઈ વાંચતું જ નથી.'

"ઓહ, આ પુસ્તક બહુ સારું છે એટલે. હું પણ વાંચી ગયો છું." યુવાન સંસ્કારી દેખાતો હતો, પણ જરાક લંડનની બોલીના લહેકાવાળું તેનું ઉચ્ચારણ હતું. અને જ્યોર્જે સ્વાભાવિક રીતે જ પ્રોત્સાહક રવૈયો અપનાવેલ એટલે પેલો બોલી ગયો, "આ વાર્તા લોકોને ગમી જાય એમાંની છે મહેરબાન, સેક્સી પણ કરુણ. જ્યોર્જ જરાક ગુસ્સે થયો. યુવાન જરાક ધૃષ્ટ છે એવા નિર્ણય પર તે આવી રહ્યો હતો. આ ચોપડીમાં શાની વાર્તા છે એની તો કોઈએ તેને વાત જ નહીં કરેલી. અને તે પોતે સમીક્ષાઓમાંથી કંઈ તારવી શકેલો નહીં. પેલો યુવાન બોલે જતો હતો :

"અલબત્ત, આ તો માત્ર ઇશારો છે. તમે સમજો છો ને મારા કહેવાનો મતલબ? હું જે રીતે સમજ્યો છું તે રીતે આ કવયિત્રીને અંગત અનુભવ દ્વારા પ્રેરણા મળી છે. જેવી રીતે હાઉસમેને 'ધી શોપશાયર લેડ' લખેલું. આ પુસ્તક સિવાય તેણે ક્યારેય કશું પણ લખ્યું નથી."

તેના બકવાસને બંધ કરવા જ્યોર્જે ઠંડકથી પૂછ્યું, "પુસ્તકની કિંમત શું છે? તમારે એને બાંધી આપવાની જરૂર નથી. હું તેને મારા ખિસ્સામાં જ સરકાવી દઈશ." નવેમ્બરની ઠંડી સવારને કારણે તેણે લાંબો કોટ પહેરેલો હતો.

સ્ટેશન પરથી તેણે સાંજનાં વર્તમાનપત્રો અને બીજાં સામયિકો ખરીદ્યાં અને તે અને ઈવી પ્રથમ વર્ગના ડબ્બામાં સામ-સામે ખૂણે આરામથી બેસી વાંચવા લાગ્યાં. પાંચ વાગે રેસ્ટોરન્ટ કારમાં જઈ ચા પી, થોડી ગપસપ કરી. સ્ટેશન પર તેમની રાહ જોઈને ઊભેલી કારમાં બેસી તેઓ ઘરે આવી પહોંચ્યાં. નાહી, ધોઈ, રાત્રિભોજનનાં કપડાં પહેરી તેઓ જમ્યાં. પછી ઈવીએ કહ્યું કે તે થાકી ગઈ હોવાથી સૂવા જઈ રહી છે. રોજની આદત હોય એમ ઈવીએ તેના કપાળ પર ચુંબન કર્યું. ઈવીના ગયા પછી તે

મુખ્યખંડમાં જઈ કોટના ખિસ્સામાંથી ચોપડી કાઢીને આવ્યો. અને અભ્યાસખંડમાં જઈ વાંચવા બેસી ગયો. તે પદ્ય આસાનીથી વાંચી શકતો નહીં. જોકે અત્યારે તે એકેએક શબ્દ ધ્યાનથી વાંચી રહ્યો હતો. છતાં પણ તે એમાંથી જે તારવતો હતો તે જરાપણ સ્પષ્ટ નહોતું. પછી તેણે ફરી વાર પહેલેથી વાંચવાનું શરૂ કર્યું. વધતી જતી વ્યાકુળતા સાથે તે વાંચતો હતો. તે બેવકૂફ તો હતો જ નહીં. જ્યારે તેણે પુસ્તક પૂરું કર્યું ત્યારે તે શાના વિશે હતું તેની તદ્દન જુદી જ સમજ તેણે મેળવી હતી. પુસ્તકનો અર્ધો ભાગ મુક્ત પદ્યમાં હતો જ્યારે બાકીનો અર્ધો પરંપરાગત છંદમાં હતો. પણ તેના દ્વારા રજૂ થતી વાર્તા બુદ્ધુને પણ સમજાઈ જાય તેવી સરળ હતી. એક મોટી ઉંમરની, પરણેલી સ્ત્રી અને એક યુવાન વચ્ચેના ઉત્કટ પ્રેમસંબંધની આ વાર્તા હતી. જ્યોર્જ પેરેગ્રીને કોઈ સાદો સરવાળો કરતો હોય તેટલી સરળતાથી આખી વાતનો તાળો બેસાડી દીધો.

પ્રથમ પુરુષમાં લખાયેલી આ કવિતાઓ સ્ત્રીના ભીરુ આશ્ચર્યથી શરૂ થતી હતી. તેના યૌવનના સંધ્યાકાળે તેને ખબર પડે છે કે એક યુવાન તેના પ્રેમમાં હતો. તે આ માનવા ખંચકાતી હતી. તેણે વિચાર્યું કે તે પોતાની જાતને જ છેતરી રહી હતી, અને અચાનક એક દિવસ તે ભયથી કાંપી ઊઠી, જ્યારે તેને ખબર પડી કે તે પોતે પણ પેલા યુવાનના ઉત્કટ પ્રેમમાં હતી. તેણે પોતાની જાતને કહ્યું કે આ વાહિયાત છે; જો તે પોતાની લાગણીઓ સામે માથું ટેકવી દેશે તો તેમની વચ્ચેના ઉંમરના તફાવતને કારણે તેણે પોતે તો દુઃખી જ થવું પડશે. તેણે તેની સાથે બોલવું જ ન પડે તેવા પ્રયત્નો આદર્યા, પણ એક દિવસ એવો આવ્યો કે પેલાએ તેને કહી દીધું કે તે તેને ચાહે છે. એટલું જ નહીં, તેની પાસે પણ પરાણે બોલાવડાવ્યું કે તે પણ પેલાને ચાહે છે. તેણે પોતાની સાથે ભાગી છૂટવા તેને વિનવણી કરી જોઈ. તે પોતાના પતિને, ઘરને છોડી

શકે એમ જ નહોતી. અને આમેય તેની જેવી મોટી ઉંમરની સ્ત્રી આવા યુવાન સાથે કયા ઉજ્જ્વળ ભાવિ જીવનની આશાએ જાય? પેલાનો પ્રેમ ક્યાં સુધી ટકી રહેશે તેની પણ કેવી રીતે ખબર પડે? તેણે પોતા પર દયા કરવા પેલા પાસે ભીખ માગી. પણ તેનો પ્રેમ જડ હતો. તે તેને ઇચ્છતો હતો અને છેલ્લે ધ્રૂજતી, ડરતી, વાંછતી તે પેલાને સમર્પિત થઈ. પછીનો થોડો ગાળો આનંદથી ભરપૂર રહ્યો. દુનિયા – રોજની ચુસ્ત, નીરસ એવી દુનિયા નવા જ રંગે ચમકી રહી હતી. તેની કલમમાંથી પ્રેમગીતો વહી નીકળ્યાં. સ્ત્રી પોતાના પ્રેમીના યુવાન, પૌરુષથી ભરેલા શરીરને પૂજતી હતી. જ્યારે તેણે પેલાની પહોળી છાતી, પાતળી પીઠ, સુંદર પગ અને તેના ચપ્પટ પેટનાં વખાણ કર્યાં ત્યારે જ્યોર્જના મોંનો રંગ ઊડી ગયો.

"ઉત્તેજનાપૂર્ણ મસાલો" એવું ડેફનેના મિત્રે કહેલું. એ ખરેખર સાચું હતું. આ તો જુગુપ્સક કહેવાય,

તેમાં થોડાક નાના કરુણ ખંડો હતા. જેમાં પેલો તેને છોડી ગયા પછીની જિંદગીના ખાલીપા બદલ શોક વ્યક્ત કર્યો હતો પણ આ બધાં શોકગીતોનો અંત એવો જ આવતો હતો કે થોડીક ક્ષણો પૂરતા મળેલા પરમાનંદ સામે આ યાતના તુચ્છ હતી. તેમણે સાથે વિતાવેલ લાંબી, રોમાંચક રાત્રિ વિશે તેણે લખ્યું હતું. તે રાત્રે પ્રેમની વિહ્વળતાએ બંનેને એકમેકના બાહુમાં જ પોઢાડી દીધેલાં. બધાં જ ભયસ્થાનોને ફગાવીને તેમનો ભાવાવેશ ઉત્કટ બન્યો હતો ત્યારની ચોરી લીધેલી થોડીક લાંબી ક્ષણોની ભાવસમાધિ વિશે તેણે લખ્યું હતું.

તેણે વિચારેલું કે આ સંબંધ માત્ર થોડાંક અઠવાડિયાં ચાલશે. પણ ચમત્કારિક રીતે તે ટકી ગયો. ત્રણ વર્ષ પસાર થઈ ગયા પછી પણ તેમના હૃદયને છલકાવી દેતો પ્રેમ જરાપણ ઓછો થયો ન હતો. તે વિશે એક કવિતા હતી. કવિતાઓ પરથી એવું લાગતું હતું કે

પેલો સતત તેને પોતાની સાથે દૂર દૂર ઈટાલીના કોઈ પર્વતીય શહેરમાં કે કોઈ ગ્રીક ટાપુ પર, ટ્યુનિસિયાના કોઈ શહેરમાં જતા રહેવા દબાણ કરી રહ્યો હતો, જેથી તેઓ હંમેશ માટે સાથે રહી શકે. બીજા એક કાવ્યમાં તે પેલાને જેમ ચાલે છે તેમ યથાવત્ રાખવા માટે વિનવતી હતી. તેમનો આનંદ અલ્પજીવી હતો. તેમને સહન કરવી પડતી મુશ્કેલીઓ અને મહામહેનતે થતી તેમની મુલાકાતોને કારણે જ કદાચ તેમનો પ્રેમ તેની પ્રારંભિક મુગ્ધતા અને ઉત્સાહ સાથે જળવાઈ રહ્યો હતો. અને અચાનક પેલો યુવાન મૃત્યુ પામ્યો. ક્યાં, ક્યારે, કેવી રીતે તે જ્યોર્જ સમજી ન શક્યો. કારમા દુઃખની હૃદય ચીરી નાખતી ચીસ તેને અંદર જ સંતાડી રાખવી પડતી. તે દુઃખમાં ડૂબી ન શકી, તેણે દુઃખને ગોપવીને જ રહેવું પડતું. તેના જીવનની જ્યોતિ અંધકારમાં ડૂબી ગઈ હોવા છતાં, પણ તેણે આનંદિત દેખાવું પડતું, ભોજનસમારંભ યોજવા પડતા અને ભોજનસમારંભમાં જવું પણ પડતું, હંમેશની માફક જ વર્તવું પડતું. સંગ્રહનું છેલ્લું કાવ્ય ચાર કંડિકાઓનું જૂથ હતું. જેમાં કવયિત્રી પોતાને પડેલી ખોટને દુઃખ સાથે સ્વીકારી લે છે, માણસના તકદીરની દોર જેના હાથમાં છે એવી અજ્ઞાત સત્તાનો આભાર માને છે. એ સત્તાએ આ રાંક માનવજાત હમેશાં જેની આશા રાખે છે તેવા તીવ્ર સુખને ભોગવવાનો વિશેષાધિકાર ભલેને થોડી વાર માટે પણ તેને આપ્યો કેમ ન હોય!

જ્યોર્જ પેરેગ્રીને જ્યારે પુસ્તક નીચે મૂક્યું ત્યારે સવારના ત્રણ વાગવા આવ્યા હતા. તેને એવું મહેસૂસ થતું હતું કે દરેકે દરેક પંક્તિમાંથી ઈવીનો અવાજ સંભળાઈ રહ્યો હતો. અવારનવાર ઈવી જે વાક્યપ્રયોગ પ્રયોજતી તે તેને અહીં સંભળાઈ રહ્યા હતા. આમાંની વિગતો જેટલી ઈવીને પરિચિત હતી એટલી જ તેને પણ હતી. એમાં કોઈ શંકા નહોતી કે ઈવીએ આમાં પોતાની જ કથા કહી છે. અને એ પણ દીવા જેવું સ્પષ્ટ છે કે તેને કોઈ પ્રેમી

હતો, જે હવે મૃત્યુ પામ્યો છે. તે જે અનુભવી રહ્યો હતો તે ગુસ્સો ન હતો, ઘૃણા કે વ્યાકુળતા પણ ન હતાં. અલબત્ત તે વ્યાકુળ હતો, વ્યથિત હતો પણ તે અચંબાના કારણે પોતાના અભ્યાસખંડમાં અત્યાર સુધીમાં પકડેલી માછલીઓમાં સારામાં સારી માછલી ધૂમાડિયા પાસેના કાચના શો-કેસમાં બેસાડેલી હોય અને એકાએક તેની પૂંછડી પટપટાવા માંડે એ જેટલી અકલ્પ્ય ઘટના કહી શકાય તેટલી જ અકલ્પ્ય ઘટના ઈવી કોઈના પ્રેમમાં પડે અને તે પણ આટલી બધી ઉત્કટતાથી! ક્લબમાં જેની સાથે વાત કરેલી તે માણસની આંખમાં દેખાયેલી રમૂજની ચમકતો અર્થ હવે તેને સમજાઈ ગયો.

તે સમજી ગયો કે શા માટે ડેફને પુસ્તકની વાત કરતી વખતે કોઈ ખાનગી ટૂચકો કહેતી હોય તેવો આનંદ અનુભવતી હતી. અને જ્યોર્જ એ પણ સમજી ગયો કે શા માટે કોકટેઈલ પાર્ટીમાં પેલી બે સ્ત્રીઓ તેની પર હી...હી...કરીને હસી પડેલી.

તે પરસેવે રેબઝેબ થઈ ગયો. અને પછી અચાનક ગુસ્સાથી ધખી ઊઠ્યો, કૂદકો મારી ઊભો થઈ ગયો અને ઈવીને જગાડી તેને સખ્તાઈથી બધું પૂછવા તૈયાર થયો. પણ બારણે પહોંચતાં જ તે થંભી ગયો. આખરે એની પાસે પુરાવો શો છે? માત્ર એક ચોપડી? એને યાદ આવ્યું કે તેણે તો ઈવીને એવું કહેલું કે આ પુસ્તક વાંચેલું નહીં, છતાં વાંચ્યું છે એવો ખોટો દાવો કરેલો. જો હવે તે આ કબૂલે તો મૂરખના સરદાર જેવો લાગશે. 'મારે સમજી વિચારીને પગલાં ભરવાં પડશે.'' તે બબડ્યો.

તેણે મનોમન બે-ત્રણ દિવસ રાહ જોઈ બરાબર વિચાર કરવાનું નક્કી કર્યું. બે-ત્રણ દિવસ વિચારીને પછી જ શું કરવું? તે અંગે નિર્ણય લેવાનું નક્કી કર્યું. તે પથારીમાં પડ્યો પણ કેટલી બધી વાર સુધી તેને ઊંઘ ન આવી.

''ઈવી'' તે સતત પોતાની જાતને કહી રહ્યો હતો, ''બીજું કોઈ નહીં ને ઈવી જ...''

સંદિગ્ધ નજરે જોતાં પેરેગ્રીને કહ્યું, "તેં એની ચોપડી વાંચી?"

છેલ્લા થોડા દિવસોના તંગ વિચારોથી તેની સંવેદનાની ધાર એટલી તેજ થઈ ગઈ હતી કે વકીલના ચહેરા પરના હાવભાવમાં થતા મામૂલી ફેરફારને નોંધવા માટે પણ તે આતુર હતો. અચાનક જ જાણે તે વકીલની ચોકી કરી રહ્યો હોય એવું તેને લાગતું હતું.

"હા, મેં વાંચી, અદ્દ્ભુત સફળતા મળી, નહીં? તરંગી ઈવી અચાનક જ કવયિત્રી બની ગઈ. ચમત્કારો આજે પણ બને જ છે."

જ્યોર્જ પેરેગ્રીન મગજ ગુમાવવાની તૈયારીમાં હતો.

"આ ચોપડી મને સૌથી મોટો બેવકૂફ સાબિત કરે છે."

"અરે, આ શું બેવકૂફી છે જ્યોર્જ? ઈવીએ પુસ્તક લખ્યું એમાં તને શું નુકસાન થયું? તારે તો ઊલટાનું ગૌરવ લેવું જોઈએ."

"આવું બોલવાની કંઈ જરૂર નથી. તે એની પોતાની જ વાત છે. તને એ ખબર છે અને આખી દુનિયાને પણ એ ખબર છે. મને લાગે છે કે મને એકલાને જ તેનો પ્રેમી કોણ હતો તે ખબર નથી."

"અરે ભાઈ, આ તો બધી કલ્પનાઓ હોય. આ આખી જ વાત માત્ર ઘડી કાઢેલી ન હોય એવું માનવાને કોઈ કારણ નથી."

"સાંભળ હેન્રી, આપણે બંને એકબીજાને પહેલેથી જ ઓળખીએ છીએ જિંદગીનો સર્વોત્તમ સમય આપણે સાથે વિતાવ્યો છે એટલે મારી સાથે પેટછૂટી વાત કર. તું મારી સામે જોઈને, મારી આંખમાં જોઈને કહી શકે છે કે આ ઉપજાવી કાઢેલી વાર્તા છે?"

હેન્રી બ્લાને તેની ખુરશીમાં બેચેનીથી જરાક હલ્યો. જ્યોર્જના અવાજમાં રહેલી વ્યથાથી તે અસ્વસ્થ થઈ ગયો હતો.

"મને આ પ્રકારનો કોઈ પ્રશ્ન પૂછવાનો તને કોઈ હક્ક નથી. ઈવીને જ પૂછ ને."

"મારી હિંમત નથી ચાલતી." થોડી વાર થોભી તીવ્ર વ્યથા

બીજી સવારે રોજની માફક તેઓ નાસ્તાના ટેબલ પર મળ્યાં. ઈવી હંમેશની માફક શાંત, ધીરગંભીર અને જાતમાં પરોવાયેલી હતી. પ્રૌઢ ઉંમરની આ સ્ત્રી – છે તેનાથી નાની દેખાવાનો કોઈ જ પ્રયત્ન નથી કરતી. જેને તમે સ્ત્રી કહી શકો એવું કશું જ તેનામાં ન હોય એવી સ્ત્રી જાણે વર્ષોથી તેને જોઈ ન હોય તેમ જ્યોર્જ તેને તાકી રહ્યો. તે હંમેશની માફક શાંત અને સૌમ્ય હતી. તેની ઝાંખી ભૂરી આંખો શાંત હતી. તેના નિષ્કપટ ચહેરા પર કોઈ અપરાધભાવ દેખાતો નહોતો. હંમેશની માફક જ થોડી વાર તેણે આડીઅવળી વાતો કરી.

"લંડનના બે ધમાલિયા દિવસો પછી પાછાં અહીં ગામડે આવવું કેટલું સારું લાગે છે, આજે સવારે તારો શો કાર્યક્રમ છે?"

આ બધું કંઈ સમજાય નહીં એવું હતું.

ત્રણ દિવસ પછી તે તેના વકીલને મળવા ગયો. હેન્રી બ્લાને તેનો જૂનો દોસ્ત હતો અને તેનો વકીલ પણ હતો. તેનું ઘર પેરેગ્રીનના ઘરથી વધારે દૂર પણ નહોતું અને વર્ષો સુધી તેઓ બંને એકબીજા સાથે બેસી દારૂ પીતા હતા. અઠવાડિયાના બે દિવસ તે અસલ ગામડિયો બની જતો અને બાકીના પાંચ દિવસ શેફિલ્ડનો વ્યસ્ત વકીલ બની રહેતો. તે સારી રીતભાત ધરાવતો, હસમુખો, ઊંચો, કદાવર માણસ હતો, જે સૂચવતા હતા કે પ્રસંગોપાત્ત જ તે વકીલ જેવો દેખાતો, બાકી તેને એક સજ્જન માણસ અને એક રમતવીર તરીકે ઓળખાવું વધુ ગમતું. પણ તે એક બુદ્ધિશાળી અને દુનિયાદારીને સમજતો માણસ હતો.

"ઓહો, જ્યોર્જ, આજે કેમ અત્યાર–અત્યારમાં?" કર્નલ જેવો તેની ઑફિસમાં દેખાયો કે તરત જ એ બૂમ પાડી ઊઠ્યો. "લંડનમાં મજા પડી? આવતા અઠવાડિયે હું પણ મારી પત્ની સાથે થોડા દિવસ લંડન જવાનો છું. ઈવી કેમ છે?"

"હું તને ઈવી માટે જ મળવા આવ્યો છું." તેની તરફ

સંદિગ્ધ નજરે જોતાં પેરેગ્રીને કહ્યું, "તેં એની ચોપડી વાંચી?"

છેલ્લા થોડા દિવસોના તંગ વિચારોથી તેની સંવેદનાની ધાર એટલી તેજ થઈ ગઈ હતી કે વકીલના ચહેરા પરના હાવભાવમાં થતા મામૂલી ફેરફારને નોંધવા માટે પણ તે આતુર હતો. અચાનક જ જાણે તે વકીલની ચોકી કરી રહ્યો હોય એવું તેને લાગતું હતું.

"હા, મેં વાંચી, અદ્ભુત સફળતા મળી, નહીં? તરંગી ઈવી અચાનક જ કવયિત્રી બની ગઈ. ચમત્કારો આજે પણ બને જ છે."

જ્યોર્જ પેરેગ્રીન મગજ ગુમાવવાની તૈયારીમાં હતો.

"આ ચોપડી મને સૌથી મોટો બેવકૂફ સાબિત કરે છે."

"અરે, આ શું બેવકૂફી છે જ્યોર્જ? ઈવીએ પુસ્તક લખ્યું એમાં તને શું નુકસાન થયું? તારે તો ઊલટાનું ગૌરવ લેવું જોઈએ."

"આવું બોલવાની કંઈ જરૂર નથી. તે એની પોતાની જ વાત છે. તને એ ખબર છે અને આખી દુનિયાને પણ એ ખબર છે. મને લાગે છે કે મને એકલાને જ તેનો પ્રેમી કોણ હતો તે ખબર નથી."

"અરે ભાઈ, આ તો બધી કલ્પનાઓ હોય. આ આખી જ વાત માત્ર ઘડી કાઢેલી ન હોય એવું માનવાને કોઈ કારણ નથી."

"સાંભળ હેન્રી, આપણે બંને એકબીજાને પહેલેથી જ ઓળખીએ છીએ જિંદગીનો સર્વોત્તમ સમય આપણે સાથે વિતાવ્યો છે એટલે મારી સાથે પેટછૂટી વાત કર. તું મારી સામે જોઈને, મારી આંખમાં જોઈને કહી શકે છે કે આ ઉપજાવી કાઢેલી વાર્તા છે?"

હેન્રી બ્લાને તેની ખુરશીમાં બેચેનીથી જરાક હલ્યો. જ્યોર્જના અવાજમાં રહેલી વ્યથાથી તે અસ્વસ્થ થઈ ગયો હતો.

"મને આ પ્રકારનો કોઈ પ્રશ્ન પૂછવાનો તને કોઈ હક્ક નથી. ઈવીને જ પૂછ ને."

"મારી હિંમત નથી ચાલતી." થોડી વાર થોભી તીવ્ર વ્યથા

સાથે જ્યોર્જે કહ્યું. "મને ડર લાગે છે કે તે મને સત્ય કહી દેશે."

થોડી વાર અકળાવી નાખતી શાંતિ પ્રસરી ગઈ.

"એ માણસ કોણ હતો?"

હેન્રી બ્લાનેએ સીધું જ તેની આંખમાં જોયું.

"મને ખબર નથી અને જો કદાચ ખબર હોત તો પણ મેં તને કહ્યું ન હોત."

"સાલ્લા સૂવર, તું જોતો નથી કે કેવી કફોડી હાલતમાં હું મુકાયો છું? આ રીતે હાસ્યાસ્પદ અવસ્થામાં મુકાવાની મને બહુ મજા પડતી હશે એમ તને લાગે છે?

વકીલે સિગારેટ સળગાવી અને થોડીવાર સુધી શાંતિથી કશ લીધા કર્યા. અંતે તે બોલ્યો, "આમાં તારા માટે હું શું કરી શકું; તે મને નથી સમજાતું."

"હું ધારું છું ત્યાં સુધી તું ખાનગી જાસૂસો રાખે છે. હું ઇચ્છું છું, તું એમને બધું જ શોધી કાઢવા માટે કામે લગાવી દે."

"કોઈની પત્ની પર જાસૂસી કરવી એ કંઈ સારું ન કહેવાય. અને ચાલ, એકાદ ક્ષણ માટે માની પણ લે કે ઈવીને આવો કોઈ પ્રેમસંબંધ હતો. તો એને પણ વર્ષોનાં વર્ષો વીતી ગયાં છે. અને હું નથી માનતો કે હવે કંઈ શોધી કાઢવું શક્ય હોય. તેઓએ આ વાત કોઈને ખબર ન પડે એની કાળજી તો લીધી જ હશે ને!"

"મને એની કશી પરવા નથી. તું તારે જાસૂસ રોક. મારે માત્ર સત્ય જાણવું છે."

"હું તો એ નહીં જ કરું જ્યોર્જ. જો તું આવું કરવાનું નક્કી જ કરી બેઠો હો તો પછી તારા માટે એ જ સારું છે કે તું કોઈ બીજા પાસે જા. અને બીજી એક વાત પણ સાંભળ, ધારી લે કે તને ઇવીની બેવફાઈના પુરાવા મળી ગયા, તો પણ તું શું કરી લેવાનો છે? તારી પત્ની દસ વર્ષ પહેલાં બેવફા હતી એ વાત પર તું આજે એને છૂટાછેડા આપીશ તો મૂરખ તો તું જ ઠરીશ."

"ગમે તે થાય, પણ હું તેની પાસેથી સાચી વાત કઢાવીને જ જંપીશ."

"એ તો તું અત્યારે પણ કરી શકે છે. પણ મારી માફક તું. પણ એ જાણે જ છે કે જો તું એવું કરીશ તો તે તને છોડી દેશે. ઇવી તને છોડીને જતી રહે એવું ઇચ્છે છે?"

જયોર્જ કતરાતી નજરે તેને જોઈ રહ્યો.

"મને કંઈ જ સમજાતું નથી. હું હમેશાં એવું જ માનતો કે મારી પત્ની બહુ જ સારી છે. તે કુશળતાથી ઘર ચલાવતી. અમને ક્યારેય નોકરની કોઈ તકલીફ નથી પડી. બગીચામાં તો તેણે ચમત્કાર જ સર્જેલો. અને ગામના લોકો સાથે પણ તેનો વ્યવહાર બહુ સારો હતો. પણ એ બધું જાય જહન્નમમાં, મારે પણ કંઈ આત્મસન્માન જેવું હશે કે નહીં? જ્યારે મને ખબર હોય કે તે મને આટલી હદે બેવફા નીવડેલ છે ત્યારે પણ હું કેવી રીતે એની સાથે જીવ્યે જાઉં?"

"તું હમેશાં તેને વફાદાર રહ્યો છે?"

"આમ જોઈએ તો...વત્તાઓછા અંશે હા. અને અમારા લગ્નને લગભગ ૨૪ વર્ષ થવા આવ્યાં. ઇવી પથારીમાં ક્યારેય પણ સંતોષ ન આપી શકતી."

વકીલે જરાક ભવાં ઉછાળ્યાં. પણ જયોર્જ પોતાની વાતમાં એટલો મશગુલ હતો કે તેણે નોંધ ન લીધી.

"હું અહીંતહીં મજા કરી લેતો તેનો ઇન્કાર નથી કરતો. પણ પુરુષને એટલું તો જોઈએ જ ને? સ્ત્રીઓની વાત જ અલગ છે."

"પણ એ તો આપણે પુરુષો એવું માનીએ છીએ ને?"

હેન્રી બ્લાનેએ ફિક્કા હાસ્ય સાથે કહ્યું.

"ઇવી આવું કરે એ વાત જ હું માની નથી શકતો. આવું થોથું લખવા માટે તેને કોણે ભૂસું ભેરવેલું?"

"હું ધારું છું કે તેના માટે આ અનુભવ હૃદયવિદારક હતો.

અને એટલે કદાચ આ રીતે હૈયું ઠાલવી દેવાથી તેને રાહત મળી હોય."

"ઠીક છે હવે એ બધું. તેને લખવું જ હતું તો બીજા કોઈ કાલ્પનિક નામે લખતાં શું કાંટા વાગતા હતા?"

"તેણે લગ્ન પહેલાંનું નામ તો વાપર્યું છે. હું ધારું છું કે તેણે આટલું પૂરતું થઈ જશે એમ માન્યું હશે. અને એ પૂરતું જ થઈ પડયું હોત, જો આ પુસ્તક વિશે આટલો ઊહાપોહ ન થયો હોત."

જ્યોર્જ પેરેગ્રીન અને વકીલ બંને એકબીજાની સામે બેઠા હતા અને તેમની વચ્ચે એક પાટલી પડેલી હતી. જ્યોર્જ પાટલી પર કોણી મૂકી તેના પર ગાલ ટેકવીને બેઠો હતો. તે વકીલના આવા વિચારોથી ગુસ્સે થયો.

"પેલો કેવા પ્રકારનો માણસ હતો એ જ ખબર ન પડે એથી કેટલો ગુસ્સો આવે? એવું પણ કઈ રીતે કહી શકાય કે તે સજ્જન હશે. હું એટલું જરૂર કહી શકું કે કાં તો એ ખેતરમાં મજૂર હશે અથવા તો કોઈ વકીલની ઑફિસમાં કારકુન હશે."

હેન્રી બ્લાનેએ હોઠ પર આવતા સ્મિતને પરાણે રોક્યું. અને જ્યારે જવાબ આપ્યો ત્યારે માયાળુ, સહિષ્ણુ આંખે તેની સામે જોઈને આપ્યો.

"ઇવીને આટલી સારી રીતે ઓળખું છું આથી માનું છું કે તે માણસ સારો જ હશે. ગમે તે હોય દોસ્ત, એક વાત ચોક્કસ કે તે મારી ઑફિસમાં તો કારકુન નહોતો જ."

"મારા માટે આ મોટો આઘાત છે." કર્નલે નિઃશ્વાસ નાખતાં કહ્યું, "હું તો માનતો હતો કે તેને મારા પર બહુ વહાલ છે. તે મને ધિક્કારતી ન હોત તો તેણે આ થોથું લખ્યું જ ન હોત."

"ના, ના, હું એવું નથી માનતો. તે કોઈને ધિક્કારી શકે એવું જ હું નથી માનતો."

"તું એવા ભ્રમમાં તો નહીં જ હોય કે તે મને ચાહે છે?"

"ના."

"તે મારા માટે કેવી લાગણી ધરાવતી હશે?"

હેન્રી બ્લાને તેની ઘૂમતી ખુરશીમાં જરા ઢળીને બેઠો અને વિચારમાં ડૂબી તેણે જ્યોર્જ તરફ જોયું.

"ઉદાસીન, એવું જ મારે કહેવું જોઈએ."

કર્નલ જરા ખળભળી ઊઠ્યો:

"એમ જોઈએ તો તું પણ એને ચાહતો નથી, ખરું ને?"

જ્યોર્જ પેરેગ્રીને સીધો જવાબ ન આપ્યો.

"એકપણ બાળક ન હોવું એ મારા માટે સૌથી મોટો આઘાત હતો. પણ બાળક નહીં થવા બદલ મેં ક્યારેય એને દોષિત ઠેરાવી નથી. હું હમેશાં તેના પ્રત્યે માયાળુ રહ્યો છું. મારાથી શક્ય તેટલી તેના પ્રત્યેની ફરજ મેં બજાવી છે."

વકીલે પોતાના હોઠ પર ફરકતા સ્મિતને છુપાવવા મોઢા આડો હાથ ધર્યો.

"આ તો મારા માટે ભયાનક આઘાત ગણાય." પેરેગ્રીને બોલવાનું ચાલુ જ રાખ્યું, "અરે, દસ વર્ષ પહેલાં પણ ઈવી આકર્ષક તો હતી જ નહીં; અરે, જોવી ગમે એવી પણ નહોતી. આ બધું એટલું ખરાબ લાગે છે." તેણે નિઃસાસો નાખતાં કહ્યું, "તું મારી જગ્યાએ હોત તો તેં શું કર્યું હોત?"

"કંઈ જ નહીં."

જ્યોર્જ પેરેગ્રીન ખુરશીમાં ટટ્ટાર થઈ બેસી ગયો અને કઠોર મોં અને કતરાતી નજરે હેન્રી તરફ તાકી રહ્યો. આવું મોં તે જ્યારે લશ્કરમાં તેની ટુકડીઓનું નિરીક્ષણ કરતો હશે ત્યારે બનાવતો હશે.

"હું આવી વાતને આસાનીથી નજરઅંદાજ ન કરી

## ? / રતિલાલ 'અનિલ'

(ખંડિત ગાલગા)

લોક મંદિરમાં બહુ ઊંચે ચઢેલા
આપણા નેતાઓ છે ગુંબદ સમા
આવતી કાલે રચાશે એમની
રણકાર કરતી ધાતુ કાંસાની પ્રતિમા.

લોક પોકારે છે ઊંચા સાદથી
એનો પડઘો ઘુમ્મટે પડતો નથી....
લોકમંદિર આપણે બાંધ્યું ખરું,
એવું મંદિર બાંધવાનું છળ કરી
આપણે તાબૂત મોહર્રમનાં રચ્યાં?
હોય છે એ તાબૂતોને ગુંબદો
–કાગદી પોલાણવાળા ગુંબદો
થરથરે છે માત્ર એ પડઘા રૂપે
સાવ એ મૂંગા રહે છે....

બોદા પોલા લોકની
રણકાર કરતી ધાતુની
રચવી કાંસાની પ્રતિમા
એને કહો છો દેશપ્રેમ?




જુલાઈ : ૧૯૯૧

જયન્ત પાઠક

મેઘનાદ હ. ભટ્ટ

મફત ઓઝા

બીંદા કરંદીકર

અફઝલ અ. સૈયદ

નવનીત મિશ્ર

રતિલાલ 'અનિલ'

નરેશ વેદ

દીપક રાવલ

નરોત્તમ પલાણ

જેન, એન. ફિલિપ્સ

મહાત્મા જોરો

# કંકાવટી

જુલાઈ ૧૯૯૧

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૦ : અંક ૩૮૦ : મૂલ્ય : ૪ રૂપિયા

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.


## વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૩૦, બે વર્ષના રૂા. ૫૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા ૭ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા સૂરત–૩૯૫૦૦૨ સરનામે જ કરવો.

*


તંત્રી–મુદ્રક–પ્રકાશક

રતિલાલ સૂ. 'અનિલ'

માલિક : આર. આર. રૂપાવાળા

ફોન : ૪૫૦૨૮

*

...ાનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨

...ાન : ૧૯, ભગવતી મુદ્રણાલય, દૂધેશ્વર રોડ, અમદાવાદ–૪

✓

મૂલાધાર / જયન્ત પાઠક

વહેલી સવારે
પથારીમાં પડ્યો પડ્યો સાંભળ્યા કરું છું
વાડમાં ચાલતી વાતો ખુલખુલની;

દિન આખો પછી મન
તરબતર, વિચાર્યા કરે કલરવને વન!

વહેલી સવારે
આંગણામાં ઊભો ઊભો જોયા કરું છું
ઊઘડતું ફૂલ
લો, ક્યાંથી આ આવ્યું પતંગિયું
બેઠું ના-બેઠું
આંખમાં છવાઈ રહી રંગબેરંગી ઝૂલ
દિન આખો પછી મન
એક સુગંધી રંગઉપવન!

સુજ્ઞ શંકરાચાર્યજી, ક્ષમા કરો—
મિથ્યા કહો, માયા કહો, કહો લીલા ક્ષણની
મારે તો એ મૂલાધાર કવિ-સંજીવની....

સં....હા...ર / મેઘનાદ હ ભટ્ટ

યુદ્ધગ્રસ્ત વિસ્તારોમાંથી હિજરત કરી જતાં નગરજનો
કઈ આશાએ તમે આવતી કાલને વધાવશો ?
કાલું કાલું બોલતાં શિશુઓના શૈશવને સંભ્રાંત કરવા કોણે બાંધી દીધા છે
આ ખોફનાક પિરામિડો ?
કોના કોના હાથો વ્યસ્ત છે ટેંકોના ટંકારવથી ?
યુવાન યુદ્ધકેદીઓને કોની બુભુક્ષાની ઢાલ બનાવી કોની વિજિગીષાની ગાથા રચાશે ?
કોના હુંફાળા સ્તનો કોના ઉષ્માસભર સ્પર્શ વિના ક્યાં સુધી, ક્યાં હિજરાયા કરશે ?
કોનાં આંસુ ક્યાં સુધી વહ્યાં કરશે – વણપ્રીછ્યાં, વણલૂછ્યાં ?
બોમ્બ અને બેયોનેટની બેબુનિયાદ બિછાત બિછાવી
કોણે ફેલાવી છે આ યુદ્ધની વિભિષિકા ?
કોણે ભુંજી નાખ્યાં કેટકેટલાં પુષ્પોને, પલ્લવોને, વૃક્ષોને ?
ખુવારીની ખુમારીથી કોણ કેટલાં ડગ ભરી શકશે
જ્યારે સમગ્ર દ્યૌપૃથ્વી યુદ્ધની દુંદુભિથી પડઘાઈ પડઘાઈને રઘવાયા કરશે !
ક્યાંક કશુંક ખૂટે છે ?
ક્યાંક અવશ્ય ખૂટે છે

તેર સાંધો ત્યાં એક તૂટે છે
તેર તેર સાંધો – તોય, કોઈને ના કશો વાંધો ?
શું વાંધો ? સાંધો સાંધો
સાંધો, તૂટયાં તન મન સાંધો.
કોણ કોને સાંધે ? કોણ ક્યારે તૂટે ?
કોણ, કોને, કેમ ક્યારે લૂંટે ?
બધું જ લૂંટે, બધું જ ખૂટે, બધું જ તૂટે તોય શું ?
મન મોતી ને ધાગો
સાંધો ન સંધાય
જાગો; જાગો સાંધો !
ચક્રગતિમાં ચકરાય ધરા, પૃથ્વી, આકાશ ?
કાશ, કશુંક વકાઈ વકાઈને ચકરાય – ચકરાતાં ચકરાતાં તૂટે
નથી હાશ, નથી રાસ, નથી પ્રાસ
છે માત્ર સંહાર સં....હા....ર
એ જ માત્ર આહાર, એ જ માત્ર વ્હેવાર એ જ માત્ર તહેવાર ?
૩ વ્હેવાર આજનો એ જ માત્ર તહેવાર આવતી કાલનો ?

## પરિવર્તન / મફત ઓઝા

આખ્ખા નગરની
કાળઝાળ છાયામાં કર્કોટકની જેમ દહતો
ભાગી આવ્યો છું દૂર....દૂર....
બામણવેલની સીમમાં અમર ફૂવોરી વર્ક્સમાં.

આમ તો અહીં
ચારે બાજુ ટેકરીઓ છે
શિયાળવાંએ ફોલી ખાધેલાં શબ જેવી–
ક્યાંક મિલ–મજૂરના શ્વાસ જેવો શ્વાસ
લે છે ફૂવોરીઓ
ને કફ જામી ગયેલા દર્દીની છાતીની જેમ
ખખડે છે એય–

આ પથ્થરિયાળ ધરતી પર
હાથ લંબાવી બેઠેલાં જંગલો સડકે સડકે
મને મળવા આવ્યાં છે અહીં
યુગો જૂની ઓળખ લઈને
છતાં અમે અપરિચિત—

હું
એક વૃક્ષની છાયા નીચે
મારાં ભડ ભડ વસ્ત્રો ઉતારી બેઠો છું
મારી પાછળ આવેલું મારું નગર
એની પીઠ પર પડેલા ઘાને લાંબી જીભથી ચાટ્યા કરે છે
ને
હું ઘાસ થઈ પથરાઈ ગયો છું....

# બોર્ડ રૂમમાં.... * / મફત ઓઝા

દાંત કચકચાવી
બારણું ખૂલે—
પાંચ-સાત પશુ ભૂખ્યાંડાંસ
ભરખી જવા મથે આવતા પશુને....

અજાણ્યા જનાવરને
પીંખી-ફદોળી લોહી-લુહાણ કરી
એ લોહીભીના દાંતને ખોતરે છે
ટચલી આંગળીના વધતા નખથી—

સાવ લોહીફૂટ્યા શ્વાસ
પીઠ ફેરવી નીકળી જાય છે બહાર ત્યાં
ઉઝરડાયેલી ક્ષણ
ખાલી ખુરશીમાં આવી બેસે છે
પછી ઝીણું ઝીણું કણસે છે ફરી ફરી જવાના ભયથી—

હવે
આ બોર્ડ રૂમમાં
લોહીના થીજી ગયેલા ખાબોચિયામાં
એના તૂટી ગયેલા તારથી
કરોળિયો જાળું બાંધે છે ને તૂટે વારંવાર....

---

* ઇન્ટરવ્યૂ લેવાની જગ્યા

## એ જ, એ જ / બાંદા કરંદીકર

સવારથી રાત સુધી
એ જ એ જ! એ જ એ જ!
વાંદરા છાપ દંતમંજન,
એ જ ચા, એ જ મનોરંજન,
એ જ ગીત, એ જ તરાના,
એ જ મૂરખ, એ જ શાણા,
સવારથી રાત સુધી
એ જ એ જ! એ જ એ જ!

લોજ બદલવાનો પ્રયત્ન કર્યો
(જીભ બદલી ન શક્યો)
'કાકુ'ની રસોઈથી 'તાજમહાલ'
બધે જ એ જ હાલ
નરમ મસાલા, ગરમ મસાલા;
એના એ જ ભાજીપાલા;
એની એ ગંધાતી ચટણી
એનું એ આમલીનું પાણી;
સુખ વિરલ, દુઃખ ઘણું.

સંસારના વડલા પર
સ્વપ્નનાં ચામાચીડિયાં;

એ સ્વપ્નના શિલ્પી
તુકબાજ વધારે, કવિ ઓછા,
પરદા પર ભૂતિયા નાચ;
વાસી શોક, સડેલી મજાક;
ભ્રષ્ટ કથા, નષ્ટ ખયાલ;
નવ ધાગા, એક જ રંગ,
વ્યભિચારોના બધા રંગ.
ફરી ફરીને એ જ ભોગ
અનુરાગોના એ જ રોગ
એ જ મંદિર, એ જ મૂર્તિ;
એ જ ફૂલ, એ જ સ્ફૂર્તિ;
એ જ અધર, આંખ એની એ.

ઢંગ એ જ, એ જ મુદ્રાઓ
પલકારા એ જ, એ જ નારી;
—નહીં સિતાર, તે એકતારી.

વિચાર્યું: આત્મહત્યા કરું
રોમિયો જેવી આત્મહત્યા
દધિચી જેવી આત્મહત્યા;
આત્મહત્યા પણ એની એ જ!

આત્મા પણ એનો એ જ
હત્યા પણ એની એ જ
કેમ કે જીવન છે એવું ને એવું!
અને, મૃત્યુ પણ એવું ને એવું!

## હું ડરું છું / અફઝલ અહમદ સૈયદ

હું ડરું છું
મારી પાસેની ચીજોને
સ્પર્શી શાયરી બનાવી દેતાં.

રોટીને હું સ્પર્શ્યો
અને ભૂખ શાયરી બની ગઈ
ચપ્પુથી આંગળી કપાઈ ગઈ
લોહી શાયરી બની ગયું
ગ્લાસ હાથમાંથી પડીને તૂટી ગયો
અને ઘણી કવિતા બની ગઈ

હું ડરું છું
પોતાથી થોડે દૂરની ચીજોને જોઈને શાયરી બનાવી દેતાં
વૃક્ષ મેં જોયું.
અને છાંયડો શાયરી બની ગઈ.
છત પરથી મેં જોયું
અને સીડીઓ શાયરી થઈ ગઈ
ઇબાદતગાહ પર મેં નજર નાખી
અને ખુદા શાયરી બની ગયા.
હું ડરું છું પોતાથી દૂર આવેલી ચીજોને
વિચારી શાયરી બનાવી દેતાં
હું ડરું છું
તને વિચારી,
જોઈને, સ્પર્શીને શાયરી બનાવી દેતાં.

## તારે ક્યાં જવું હતું દક્ષા પટેલ? / નવનીત મિશ્ર

ભાવનગરમાં છેલ્લા ત્રણ દિવસ ક્યાં પસાર થઈ ગયા એનો ખ્યાલ પ્રો. આત્મારામને રહ્યો નહીં. એમની વિદાયના દિવસે ટ્રેન પર જાણે વિદાય સમારંભ જ યોજાઈ ગયો. એમણે તો એવી આશા યે રાખી નહોતી. શિક્ષિત લોકોમાં એક જાણીતું નામ છે, એ પણ ઠીક છે કે એમનું એક પુસ્તક હજી સાહિત્યચર્ચાનો વિષય બની રહ્યું છે, પણ આ નાના શહેરના એક મહાવિદ્યાલયના લોકો પોતાને શિરમાથે રાખે એવું એમણે વિચાર્યું પણ નહોતું.

મહાસ્થળી મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓ સેંકડો માઈલનું અંતર કાપીને એમને આમંત્રણ આપવા આવ્યા ત્યારે એમણે એમની ઉપેક્ષાથી મોં બગાડ્યું હતું. કૂતરાના કાનની જેમ ઊગી નીકળતાં મહાવિદ્યાલય અને એમના વિદ્યાર્થીઓ મને શું સમજે છે એવો વિચાર એમને આવી ગયો. એમને વિશ્વાસ હતો કે પોતે હવે ચિંતન અને સૃજનની એવી કક્ષાએ પહોંચી ગયા છે કે સામાન્ય વૈચારિક કક્ષાના વિદ્યાર્થીઓ સાથે સંવાદ શક્ય જ નથી. આથી એમણે ટાળવાના ઘણા પ્રયત્નો કર્યા, પણ વિદ્યાર્થીઓએ માન્યું કે મોટા માણસો માન માગે, એમણે આગ્રહ ચાલુ રાખ્યો અને છેવટે હા પડાવી જ.

એમનું વ્યાખ્યાન સાંભળવા આવનારા સાહિત્યેર વિષયના વિદ્યાર્થીઓ પણ હતા એમ એમને કહેવામાં આવ્યું. વ્યાખ્યાન દરમ્યાન વિદ્યાર્થીઓ નોટબુક અને ડાયરીઓમાં નોંધ કરતા હતા.

એમની સાથે ચર્ચા કરવાને ઉત્સુક સાહિત્યપ્રેમીઓ પણ એમને મળ્યા.

અને આજે આવકાર અને સન્માનથી મનમસ્તક પ્રો. આત્મારામની ટ્રેન પર વિદાય આપવા માટે વિદ્યાર્થીઓનું ખાસ્સું ટોળું ભેગું થયું હતું. એમની બર્થ ઉપર હતી. ત્યાં એમનું બિસ્તર પાથરી દેવામાં આવ્યું હતું. વૉટરબૅગ પણ ભરીને છેડે ખીંટી પર લટકાવી દેવામાં આવી હતી. કોઈ એમને ચા માટે આગ્રહ કરતું હતું, તો કોઈ પૂછતું હતું, હવે ફરી ક્યારે આવશો? પ્રો. આત્મારામે એમનામાં મુગ્ધભાવ જોયો. જાણે એમનું મહાવિદ્યાલય, એમનું નગર, એમનું છાત્રજીવન ખુલ્લી આંખે કાંઈ સ્વપ્ન જોતું હતું – ત્રણ દિવસ.

'અમારાં સાધનો બહુ મર્યાદિત છે સર, અમે તમારે યોગ્ય કંઈ કરી શક્યા નહીં...છતાં અમે આશા રાખીએ કે અમારું વિદ્યાલય ફરી આપને બોલાવે ત્યારે આવશો? ના નહીં પાડો?' એક વિદ્યાર્થીએ સંકોચસહ કહ્યું અને ઉત્તરની રાહ જોવા લાગ્યો.

'તમે એવું કેમ માનો છો? હું ન આવ્યો હોત તો મને અફસોસ થતે...' એમણે ગદ્‌ગદ્ થઈને કહ્યું.

ત્યાં એમને ખ્યાલ આવ્યો કે માગ હાથમાં એક વિદ્યાર્થીની કવિતાની નોટબુક છે. તેણે એમનું માર્ગદર્શન માગ્યું હતું. એમણે નોટબુક બર્થ પર મૂકી અને બર્થ તરફ આગળ વધ્યા.

'તમે મહાસ્થળી આવ્યા હતા?' એમણે પ્રશ્ન સાંભળ્યો.

'જી હા...' એમણે ફરીને જવાબ આપ્યો. કંઈક ઉતાવળ કર્યા જેવું પણ લાગ્યું.

'તમે?' પ્રશ્ન.

'હું આત્મારામ...' પ્રોફેસરે હાથ જોડ્યા.

'અહીં ઇતિહાસ ચુપ છે'ના લેખક આત્મારામ?' એણે એમના ચર્ચિત પુસ્તકનું નામ લીધું. એમને મળવાનો ઉલ્લાસ એના ચહેરા પર ઝળકતો હતો. 'મેં સામયિકોમાં તમારી છબિ જોઈ

છે...હું ક્યારનીયે તમને ઓળખવાનો પ્રયત્ન કરતી હતી...મને વિશ્વાસ નહોતો પડતો કે તમારી જેવા અમારી કૉલેજમાં પધારશો ...' એણે વાત અધૂરી છોડી અને લગભગ દોડીને ડબ્બાની બારી પાસે ગઈ, દૂર સુધી નજર નાખી અને પાછી ફરી.

'તો તમે એ પુસ્તક વાંચ્યું છે?' એમના સાદમાં પ્રસન્નતા હતી.

'હા...' એણે સહેજ ચોંકતાં કહ્યું, પછી પૂછ્યું, સાહિત્ય પરિષદના સમારંભમાં તમે આવ્યા હતા ને?'

'હા, પણ તમે...?' પ્રોફેસરને પુસ્તકની વાત બાજુએ રહી ગઈ એથી સહેજ ખિન્ન થઈ ગયા.

'તમને અમારી કૉલેજ કેવી લાગી? આવવું હતું પણ નીકળી શકી નહીં. હું સાહિત્ય પરિષદની મંત્રી પણ રહી ચૂકી છું. કૉલેજમાં 'ધ્રુવસ્વામિની'નું નાટક ભજવાયું હતું એમાં મેં 'ધ્રુવસ્વામિની'ની ભૂમિકા ભજવી હતી, ડિબેટમાં પણ મને ઘણાં ઇનામ મળ્યાં. હું કૉલેજની બેડમિન્ટન ચેમ્પિયન પણ હતી ..ગયે વર્ષે મેં ટૉપ કર્યું હતું. પ્રિન્સિપાલના ઓરડામાં ગયા હશો તો ત્યાં ટૉપર્સના બોર્ડ પર મારું નામ જોયું હશે!'

'મને તો તમારું નામ જ હજી જાણવા મળ્યું નથી!' પ્રોફેસરે કહ્યું.

'ઓહ, હું દક્ષા...દક્ષા પટેલ!' એણે ક્ષોભ પામતાં હાથ જોડ્યા.

'તો હવે તમે શું કરો છો?' પ્રો. આત્મારામ એની સાથે વાત કરવા માગતા હતા.

'હવે તો –' શ્વાસ મૂકતાં દક્ષા બોલી. જાણે કોઈ રંગીન ફૂલ-ઝડીને પાણીમાં ફેંકી દીધી ન હોય.

પછી કોણ જાણે શું થયું કે દક્ષા પટેલ ઓલવાઈ ગઈ. ઝડપથી બારીની પાસે બેસી ગઈ, અને બારી બહાર જોવા લાગી, જાણે એ

ક્યારની એ રીતે બેસીને બહાર જોતી હોય.

પ્રો. આત્મારામ એને કંઈ પૂછવા માગતા હતા, પણ એમને તક આપ્યા વિના એ ઝડપથી ઊઠી અને સામે આવી ઊભેલા આદમી પાસેથી પેકેટ લેતાં પૂછવા લાગી. 'બહુ વાર લગાડી, ક્યા હતા?'

'તું યે કેવી છે...શું ટ્રેન ચૂકી ગયો?' એણે ધમકાવતા લહેજામાં કહ્યું અને મેદભર્યા પેટ નીચે સરકી ગયેલા પેન્ટને ઊંચું કર્યું. એના ઉભરેલા ચહેરે સોનેરી ફ્રેમના ચશ્મા હતા. ગાઢ કાળી ભમર પર પરસેવાનાં ટીપાં જામ્યાં હતાં અને ચશ્માના કાચ પર પણ ઊતરી આવ્યાં હતાં, પણ એથી જાણે એને કશી મુશ્કેલી પડતી નહોતી.

પ્રોફેસર આત્મારામે ઝડપભેર આ બધું બની ગયા પછી દક્ષા પટેલ સામે જોયું. એમને લાગ્યું કે દક્ષા પટેલના ચહેરે 'હવે તો—' નું અધૂરું વાક્ય પૂરું લખાઈ ગયું છે, તે સહેલાઈથી વાંચી શકાય છે.

ત્યાં તો પાટા પર ટ્રેન ધીરે ધીરે સરકવા લાગી. વિદ્યાર્થી-ઓના હાલતા હાથ અને રૂમાલ પાછળ જતા રહીને દેખાતા બંધ થયા.

સામે બેઠી દક્ષા પટેલે પ્રો. આત્મારામને ડબ્બામાં આવતાં જ જોઈ લીધા હતા. ડબ્બાના એ ભાગમાં સારો ઉજાસ હતો. વિદ્યાર્થીઓ સાથે વાત કરતી વખતે પણ એક બે-વાર વળીને એના તરફ જોયા વિના એ રહી શક્યા નહોતા, કેમકે દક્ષા પટેલ પણ એકધારી જોતી હતી...અને જ્યારે એણે એમને મહાસ્થળી આવવા વિશે પૂછ્યું હતું ત્યારે એની બેહદ વાતોડિયણ આંખોને ખૂબ નજીક જોઈને સહેજ ગભરાયા પણ હતા. પણ હવે દક્ષા પટેલ સાથે વાત કર્યા પછી આત્મારામને લાગ્યું કે શરદચન્દ્ર ચટ્ટોપા-ધ્યાયની કોઈ નાયિકા સામે આવીને બેઠી છે અને કહે છે, 'જુઓ, ઉદાસીનતા મને ઓર સુંદર બનાવે છે.' 'હવે તો –' વાક્યનો

અધૂરો ભાગ એને અડીને બેઠો હતો અને હીરાજડિત વીંટીવાળી પોતાની જાડી આંગળી નાકમાં નાખીને લીંટ કાઢી નીચેના રેક્ઝીન સાથે ચોંટાડતો હતો.

સાંજ થવા આવી હતી. દક્ષા પટેલ બારી પાસે બેસી ડૂબતો સૂરજ જોતી હતી. હવા એના શિરકેશ ઉડાડતી હતી અને એ વારંવાર આંગળીઓથી એને સરખા કરતી હતી. સૂરજની આગ જેવી આભા એના ચહેરે પડતી હતી. પ્રો. આત્મારામે એ જોયું તો એમને યાદ આવ્યું.

**દિવસના અવસાનનો સમય**
**મેઘમય આકાશથી ઊતરતી હતી.**
**એ સંધ્યાસુંદરી પરી જેવી**
**ધીરે...ધીરે...ધીરે...**

પ્રો. આત્મારામે એક પુસ્તક ખોલ્યું, પણ એમને પાના પર છેલ્લા ત્રણ દિવસ દરમ્યાન મળેલા સન્માનના અક્ષરો છપાયેલા દેખાતા હતા. સાહિત્યપ્રેમી વિદ્યાર્થીઓની યાદ આવતી હતી. એ ભીડમાં તેઓ દક્ષા પટેલની ઉપસ્થિતિનું ચિત્ર બનાવતા હતા. એ વિચારતા હતા કે દક્ષા પટેલ અગર એ વિદ્યાર્થી-વિદ્યાર્થીનીઓ વચ્ચે હોત તો એ જ સૌથી વધારે પ્રશ્નો પૂછતે. એમને કૉલેજની જગ્યા, ક્લાસીઝ અને સમારંભોમાં દક્ષા પટેલ હરતી-ફરતી દેખાતી હતી.

'અરે ભાઈ, આ બર્થ ઊંચે લેવાની છે. તમે ઊભા થઈ જાઓ! એણે પેન્ટની બંને બાજુએ લાગેલી લુપમાં આંગળી નાખી પેન્ટને પેટ પર ઊંચે લેતાં કહ્યું.

'હા, હા.' પ્રો. આત્મારામ ડબ્બામાં ઊભા થઈ ગયા.

'તારે કંઈ ખાવું છે?' પેલાએ દક્ષા પટેલની સામે જોયા વિના જ પૂછ્યું.

'ના.' દક્ષા પટેલે કહ્યું.

'તારી મા સામે તો કહેતી હતી કે બહુ ભૂખ લાગી છે,' એણે 'તારી મા સામે' શબ્દો એટલો જોરથી અને તાણીને કહ્યા કે દક્ષાનો ચહેરો લાલ થઈ ગયો.

'મારે ક્યાં સૂવાનું છે?' દક્ષાએ સંયત સાદે પૂછ્યું.

'તું ઉપર જા, હું નીચે સૂઈશ, સામાન પણ જોવાનો છે.'

એણે પેન્ટ પર લૂંગી ચઢાવી દીધી હતી, અને ઉપરની ખુલ્લી જગ્યામાં હાથ નાખીને પેન્ટની જિપ ખોલતો હતો.

'ખસો, રસ્તો કરો' એના ગાઢ સ્પર્શથી પોતાને બચાવની દક્ષા પટેલ આગળ જઈ સૌથી ઉપરની બર્થ પર ચઢવા લાગી.

દક્ષા પટેલે થેલીમાંથી એક પુસ્તક કાઢ્યું અને ખોલીને ચહેરા સામે કર્યું.

પ્રો. આત્મારામ પણ પોતાની બર્થ પર લંબાયા હતા. એમણે જોયું, પુસ્તકની પાછળ એ રડતી હતી. ડબ્બો હાલવામાં ડૂસકાં દબાવવાને કારણે ઉત્પન્ન થતું કમ્પન ખોવાતું હતું.

રાતે મોડે સુધી એ દક્ષા પટેલને રડતી જોઈ રહ્યા. એમને થયું કે દક્ષાના માથે હાથ ફેરવું, એના ભીના ચહેરાને પોતાના સ્કંધે ટેકવીને એનાં આંસુઓથી તર થઈ જાઉં...પણ તેઓ માત્ર જોઈ રહી શકતા હતા...

એ માત્ર જોતા રહી શકતા હતા એક અભિનેત્રી, એક ચેમ્પિયન, એક વક્તા અને એક ટૉપરને પુસ્તક પાછળ મોઢું છુપાવીને રડતી. પ્રો. આત્મારામે નીચે ડોકિયું કરીને જોયું. એની લૂંગી ઘૂંટણ સુધી ઊંચે ચઢી ગઈ હતી. કાળા રૂંવાડાથી ભરચક પગ ડબ્બાના ઝાંખા પ્રકાશમાં મગરની જેમ બર્થ પર પડેલા હતા. ઍરબૅગનો પટો એક પગ સાથે બાંધીને એ નિરાંતે ઊંઘતો હતો, એનો સામાન સંપૂર્ણપણે સલામત હતો.

તું કઈ યાત્રાએ છે દક્ષા પટેલ? તારી કોલેજ અને તારા ભાવનગરની સડકો મેં પણ જોઈ છે, છેલ્લા ત્રણ દિવસોમાં. તારી

જિંદગીનાં વીતેલાં તમામ વર્ષ અને એ દિવસોનો તારો સંઘર્ષ શું એક દિવસ રેલવેના ડબ્બામાં પુસ્તક પાછળ મોઢું છુપાવીને અને રડતાંરડતાં ઊંઘી જવા માટે હતાં?

હું અનુમાન કરી શકું છું કે આ પ્રવાસ પૂરો કરીને તું જ્યાં પહોંચશે ત્યાં ઇન્તેજાર બગાસાં ખાતો તારી રાહ જોતો હશે —બગલમાં તકિયો દબાવીને સૂતેલી તું, પ્રવાસ પૂરો થવાની પ્રતીક્ષામાં સૂઈ ગઈ છે, સાવ એમ જ. આ સફર તો પૂરી થઈ જશે, પરંતુ...

મને ક્ષમા કરજે દક્ષા પટેલ કે આ અગાઉ હું ભાવનગર આવી ન શક્યો—

મધરાતે ટ્રેન કોઈ પુલ પરથી પસાર થઈ રહી હતી. ભારે ખડખડાટથી પ્રો. આત્મારામની તંદ્રા તૂટી. એમણે જોયું કે સૂતેલી દક્ષા પટેલના ચહેરા પરથી સરકીને પુસ્તક એની છાતીએ આવી ગયું હતું. એના ચહેરા પરનું ઉદાસ વાદળ વરસીને વેરાઈ ગયું હતું, એનો ચહેરો ફરી સ્વચ્છ આકાશ જેવો થઈ ગયો હતો.

સૂતેલી દક્ષા પટેલને જોઈને પ્રો. આત્મારામને કોઈ ચીજ ન મળવાથી રડતાં રડતાં ઊંઘી જતાં બાળક યાદ આવવા લાગ્યાં પોતાનો પુત્ર સાંભરવા લાગ્યો, એનાં લગ્ન હજી થયાં નહોતાં.

□

## મૃત્યુ

કાંઠે ઊતરી વર્ષો સુધી અંદરની ભૂમિ પર ચાલવા માંડ્યું ત્યારથી એક જહાજ મારા પાછા ફરવાની રાહ જોતું કિનારે ઊભું છે.

—રતિલાલ 'અનિલ'

## સરેરાશ / રતિલાલ 'અનિલ'

**અબ યેહ આલમ હૈ કિ મેરી જિંદગી કે રાતદિન,**
**સુબહ મિલતે હૈ મુઝે અખબારમેં લિપટે હુએ.**

—નસ્તર ખાનકાહી

રોજિંદું વ્યક્તિગત જીવન પણ લગભગ સરેરાશ થતું જાય છે. બહુ વખણાતી નિયમિતતા અનિવાર્ય એવી ઘરેડ બની ગઈ છે. એની કોઈ પ્રશંસા કરતું નથી; સૌએ સમજૂતી કરી લીધી છે. સમયસરનો અર્થ યંત્રવત્ પણ થઈ શકે! પેલી લાલ બસ એક દોડતું યંત્ર છે, છતાં તે જાણે યંત્ર નથી, કારણ કે એ સમયસર આવતી નથી અને ઊભેલા ઉતારુને લેવા જ એવો કોઈ નિયમ નથી. પણ ઑફિસે જનારો સમયસર શું, એ પહેલાં સ્ટેન્ડ પર પહોંચી જશે – પણ પેલી બસ, યંત્ર સમયસર નથી આવતું, નિયમ પાળતું નથી એવી ફરિયાદ કરે છે! તો ટ્રેન પણ આ દેશમાં એક તોતીંગ યંત્રતંત્ર હોય એ કરતાં એક સ્વતંત્ર મનમોજી વ્યક્તિત્વ હોય એવું અનુભવાય છે. શહેરમાં અકસ્માત એ નિયમ અને નિયમ એ જાણે અકસ્માત છે. યંત્રોને ખોટકાઈ જવાની કે અમુક સમય ન ચાલવાની સ્વતંત્રતા છે અને માણસને કદાચ ખોટકાઈ પડવાની ફરજ છે! સમાન માપના બ્લોકોમાં લોકો રહે છે — મોટા બિલ્ડીંગમાં, માપસરનું જીવન જીવે છે. રસના વિષયો સરેરાશ છે, જીવવાના પ્રયત્નો અને હેતુ તથા પ્રાપ્તિનાં નિશાન લગભગ સમાન છે. લોકો કાલે શહેરને પાણી ન મળે કે આટલા કલાક વીજળી નહીં મળે એ સમાચાર, બધા જ સામાન્ય માણસો એકસરખી ચિંતામાં વાંચે છે.

આભાર પણ માને છે કે પહેલાંથી જાણ કરી! બાકી વીજળી કે પાણી બંધ થઈ જાય એ તો સામાન્યપણે લોકો સ્વીકારી લે છે! આજે ડેરીનું દૂધ નહીં મળે એવા સમાચાર વાંચીને કંઈક સંતોષ થાય છે કે દૂધ મેળવી લેવાની આપણને સ્વતંત્ર તક આપવામાં આવી છે! સગાંમાં સરેરાશ કોઈ ને કોઈ હોસ્પિટલમા હોય જ છે. દર્દીને મળવાના સમયે તો જઈ શકાય નહીં, એટલે બે રૂપિયા આપીને આપણા સમયે જવાના કેસ પણ હોય છે, તો રવિવારે ફ્રૂટ્સ લઈને જવાનું સામાન્ય જ હોય. મોટા થયા પછી સિનેમા થિયેટરે નહીં, હોસ્પિટલે કોઈની ખબરઅંતર કાઢવા માટે રવિવારની રજા સારી રીતે કામ આપે છે. બધું લગભગ સરેરાશ એકધારું હોય છે. ઑફિસ-સમય પહેલાં જમી લેવું, પછી બહાર નીકળી બસ ન મળે તો રિક્ષાભાડું ખર્ચી નાખવું સામાન્ય છે. કશું જ થ્રિલ આપનારું હોતું નથી. કંકોતરીની સીઝનમાં ગણપતિનાં દર્શન કરવાં ને ચાંદલાનાં કવર તૈયાર કરવાં અને છાપામાં લગ્નસમારંભ મુલતવી રખાયાની જાહેરખબર વાંચવી અને આજની કસોટી કાલ પર ઠેલવામાં આવી છે એ સહજપણે સ્વીકારી લેવું પણ સામાન્ય છે. સ્ત્રીવર્ગ કામ કરવા સાથે લગ્ન કેમ મુલતવી રહ્યાં તે અંગેની ચર્ચા અને કલ્પના કરે, એવી ફાવટ પુરુષને નથી હોતી. તે ડાયરીમાં એક નોંધ પર ચોકડી મારે એટલું જ. હવે તો જાહેર અશાંતિ શહેરમાં સામાન્ય છે. ગજવામાં ઇમર્જન્સી રિક્ષાભાડાના પૈસા અનામત રાખીને ઘર બહાર જવાનું અને કરફ્યુમાં ઘરે બેસી રેડિયો સાંભળવો, ટી.વી. જોવું અને આજે કરફ્યુ છે એટલે દિવસે એક-બે ફિલ્મ જોવા જોવા મળશે—એ પણ સામાન્ય છે—એમાં થ્રિલ જેવું છે જ નહીં. ફિલ્મો મારામારીપ્રધાન કે હિંસાપ્રધાન થઈ ગઈ છે તે સ્વીકારી લેવાયું છે અને શહેરી જીવન પણ હિંસાપ્રધાન થઈ ગયું હોવાનું સ્વીકારી લેવાયું છે. બધું જ સરેરાશ અને સાહજિક છે. ટેલિફોન નથી ચાલતો કે રોંગનંબર આવે એ પણ સહજ છે. હવે તો શાણા

અને અનુભવી લોકો ફરિયાદ પણ કરતા નથી. કામ કે કહેવાતી ફુરસદના સમયમાં એ સંભારવાનો વિષય બને, — એ પણ સહજ અને સ્વાભાવિક છે! થ્રિલ તો હવે વિદેશી, 'હોરર' કહેવાતી ફિલ્મમાં પણ ક્યાં છે! લગભગ હોરર જ જીવીએ છીએ છતાં થ્રિલ જેવું કશું નથી. 'આતંકવાદી 'અને 'ત્રાસવાદી' શબ્દો ગઈકાલના 'કચરાલાલ' અને 'ગાંડાલાલ' જેવા છે. ગઈ કાલે એ શબ્દોથી તે પરાવનારને પણ આશ્ચર્ય થતું નહોતું, તો હવે ત્રાસવાદી–આતંકવાદી શબ્દોથી યે કશું આશ્ચર્ય થતું નથી. હકરજાસાં હડતાળના દિવસનો સત્તાવાર સમાવેશ નથી થયો–પણ તે રજાનો દિવસ જ હોય છે, તે જરા જુદો લાગે છે કે તે ઘણા માણસો માટે સરખી હોવા છતાં એમાં સ્વેચ્છાનું તત્ત્વ હોવાથી તે વધારે સારી રજા ગણાય. રેલીઓ નીકળ્યા જ કરે છે એટલે રાજ-માર્ગ પર ચાલવાને બદલે આડીઅવળી શેરી ગલીમાં ચાલવાનો અભ્યાસ વધે છે. રેલી અને વરઘોડા રાજમાર્ગેથી જ પસાર થાય અને રેલી વખતે અથડામણ થાય કે વરઘોડો તો ઠીક, બીજા રાહદારી અને વાહનો પણ મોડાં પડે એ સામાન્ય છે. પછી અખબારમાં પરસ્પર વિરોધી નિવેદનો આવવાનાં છે એ પણ સમજી શકાય છે.

**સુબહ હોતી હૈ, શામ હોતી હૈ,**
**જિંદગી યૂં હી તમામ હોતી હૈ.**

આ શે'રમાં કવિએ કંઈ કહ્યું નથી, એવું વિવેચક કહેશે એ પણ ધારી શકાય એટલે વિવેચનમાં કશી થ્રિલ નથી રહેતી. કવિએ ગુસ્સો, ઉગ્ર આક્રોશ કેમ વ્યક્ત કર્યો નથી, એવું વિવેચક પૂછે એનુંય આશ્ચર્ય નહીં, એ એમ જ કહેશે એવું આપણે જાણીએ જ. સવાર-સાંજ આ શે'ર લખાયો ત્યારે કહે છે કે જુદી પડતી હતી! એટલે કે ત્યારની ઘરેડ ત્યારની હતી, હવેની ઘરેડ આજની છે — સરેરાશનું તત્ત્વ સૂત્રરૂપે હતું ને રહ્યું છે. સવારે ગાય ચરવા ઊપડતી, હવે સ્કૂટર ઊપડે છે અને સાંજે આવે છે. ત્યારે ભીંત-ઘડિયાળ સ્વતંત્રપણે ઘંટારવ કરતી એટલું ચમત્કારનું તત્ત્વ હતું તે

ટાળવા આપણે કલાક, અડધો કલાકના ટકોરા ન કરે એવી ઘડિયાળ રાખીએ છીએ. રેડિયો કે ટી વી. સાથે ઘડિયાળનો સમય મેળવી લઈએ છીએ — મિલનાં ભૂંગળાં હવે નથી વાગતાં એટલે એમ કરવું પડે એ તો દેખીતું છે.

લગભગ ધારી શકાય એવું બોલાય છે. મરણ અનિશ્ચિત છતાં તે અંગેના બધા ક્રિયાકાણ્ડ નિયમિત અને ઘરેડિયા નહીં, 'યોગણ-સરના' હોય છે! કોના મરણ વિશે રાષ્ટ્રપતિ શોકસંદેશ આપશે અને કોના મરણ વિશે આપણે જ શોક વ્યક્ત કરવા જવું પડવાનું છે એ નક્કી હોય છે.

જીવન રામનામની માળા ફેરવવા જેવું છે! ૧૦૮ મણકા પછી ફુમતું આવે ને એક માળા પૂરી થયાનું લાગે એમ દિવસ પૂરો થયાનું લાગે છે. આમ કંઈ જાણવા જેવું હોતું નથી, છતાં સવારે અવશ્ય છાપું જોઈએ છીએ, વિમાન તૂટી પડ્યું, આગગાડી ભટકાઈ, એવું સામાન્યપણે હોય જ એ માની લીધું છે. માત્ર છાપું મોડું આવે કે ન જ આવે એ આપણા માટે 'સમાચાર' બને છે. આપણામાં કશુંક ઉત્સુકતા જેવું જાગે છે! પણ પછી તો એનુંયે આશ્ચર્ય રહેતું નથી. આપણી સ્થિતિ પેલા સહદેવ જેવી હોય છે. ઘરે પહોંચીએ અને કોઈ પૂછે, ફલાણી જગ્યાએ તોફાન થયું? તો આપણે હા કહીએ! પૂછે તેને કહેવું એ સહદેવધર્મ પાળીએ છીએ! મહાભારત–યુદ્ધમાં શું થવાનું છે તે સહદેવ જાણતો હતો અને રોજિંદાં કામોય કરતો હતો — આપણું યે લગભગ એવું જ! આગ-ગાડીના ડબ્બામાં ઊભા રહેવું પડે, બોલચાલ થાય, એકાદ લાફો લાગી જાય કે મારીએ ને તેમ નહીં તો બોલીને મૂગા થઈ જઈએ અને સરકસમાં ખેલ કરતા હોઈએ એમ ભીડ વચ્ચે ઊભા રહીને કપ અને તેમાંની ચાને સલામત રાખીને તેનું પાન કરીએ એ પણ સામાન્ય છે. પછી રસ્તા વચ્ચે ટ્રેન ઊભી રહે, ખાસ્સી થોભે ત્યારે "શું થયું' એવું પૂછવું સામાન્ય અને વધારે થોભે તો ડબ્બામાંથી

ઊતરીને નીચે આંટા મારીએ, કાંઈ ચિંતા વ્યક્ત કરે તો ભાગીદાર થઈએ છતાં સહદેવ જેવી સ્વસ્થતા યે હોય. 'વહેલી રાત્રે મરેલાંને કયાં સુધી રડશો?' એવું અનુભવી વડીલો સ્ત્રિઓને કહેતા, 'હવે કયાં તો વડીલો રહ્યા નથી, કયાં લોકો કહ્યા વિના જ છાના રહેવાનું શીખી ગયા છે.

એક મુસ્લિમ મિત્ર સાંજે ઘેર આવે ત્યારે અખબારમાં પાઉં-રોટી લપેટીને લાવે. તે સાંજના અખબારમાંયે લપેટલી હોય! હવે મોટાં ગજવાંવાળા લાંબા કોટ લોકો પહેરતા નથી એટલે છાપામાં વીંટાળીને ઘણુંબધું લાવે છે. અને એ વીંટાળેલા છાપામાં સરેરાશ બને છે તે બધું વીંટાળેલું હોય છે. આપણો સાંપ્રત-સમય 'છાપેલો' હોય છે. ઘણુંબધું બન્યાનું એ કહે છે. વાતોડિયો માણસ એક કલાક વાત કરે અને એમાં કંઈ હોય નહીં અથવા હોય તે હોય એવું લાગે જ નહીં, એમ અખબારમાં ઘણુંબધું હોય પણ ન હોય એવું લાગે.

અખબારમાં દરરોજ ઝીણું ઝીણું કાળું ઘાસ ઊગે છે — એમાં 'ગુલે-પોલાંડ'માં આવતાં ઘાસિયાં મેદાનોમાંથી ઘોડા પર બેસીને લટાર મારવાનો આહ્લાદ નથી. આવડો મોટો સમાજ આખો દિવસ શું કરે છે? સવારના અખબાર માટે કાળું ઘાસ ઉગાડે છે – એમાં દુર્વા જેવું ઋજુ કોમળ કંઈ ખરું? તે તરફ કોણ ધ્યાન રાખે છે? પેલો રાવજી પટેલ કહે છે:

> હેડ ન્યૂઝના ફેંટા બાંધી,
> વ્યંઢળ બેઠા માથે જોને!

એ વ્યંઢળો પર જ નજર જાય છે. આપણા માથે વ્યંઢળો છે, એ ઓછું આશ્વાસન છે? કોઈ એલાન કરે છે, તો કોઈ શુદ્ધ હિન્દી હોવાથી 'ઘોષણા' કરે છે, અને પડકાર કરવા એ તો હોંશે હોંશે હાથતાળી આપવા જેવું હોય છે! આપણે ચા પીતાં ઘોષણા વાંચીએ છીએ. કોઈ કવિતા આંખ, કાન અને નાકની હોય છે, આ છાપકળા શેને માટે છે? નિવૃત્ત ન્યાયાધીશનું પંચ બેસાડવું,

ચડે. એ નિવૃત્ત ન્યાયાધીશ લાકડી લઈને બેચાર પેન્શનર મિત્રો સાથે વૈષ્ણવમંદિરે કે જાહેર બાગમાં સાંજ ગુજારવા જતા દેખાય એ કંઈ સારું નહીં. છાપું ઘણા ઉકેલો બતાવે છે!

આખું વિશ્વ આઠ કૉલમનાં કાળા ઘાસનાં ખેતરોમાં સમાઈ જાય છે. મારા ઘરે ચોરી થશે, તો એની જાણ મને અખબાર દ્વારા થશે. આ જગતનાં ઘણાં દૃશ્યો સુંદરી કે જુવાનથી શોભતી જાહેરખબરોમાં જોવા મળશે. મારી ટી.વી., ચા, સાબુ સૌની પસંદગી અને જાણ એનાથી જ થાય છે. **આધુનિક કવિતા એ હોય કે મારા બેસણા-ઉઠમણાંની અખબારમાં આવેલી જાહેરખબર વાંચવા હું આ જગતમાં નહીં હોઉં!** મારું જન્મવું, સાક્ષર થવું આમ નિષ્ફળ જવાનું છે, પણ મારું મૃત્યુ અખબારમાં કાળા ઘાસનાં થોડાંક તરણાં ઉગાડશે એટલું કલ્પી શકાય છે. હવે ઉત્તરક્રિયામાં એવી જાહેરખબર છપાવવાનો પણ સમાવેશ થઈ ગયો છે. સુબ્હ હોતી હૈ, શામ હોતી હૈ, સવાર-સાંજનાં છાપાં બહાર પડ્યા કરે છે...લ્યો, પેલી પડોશણ છાપાના કાગળ પર શિશુને 'છિ' કરાવી લીધા પછી, તેને વીંટાળીને શૌચાલયમાં ફેંકી દે છે... □

---

**તમે કાયમ પૂછો છો / ચાંગ હ્યુ હાંગ**

તમે મને કાયમ પૂછો છો
હું પ્રેમ-કવિતા કેમ નથી લખતી
પ્રેમ સ્વયં છે એક કવિતા
પણ એ એટલી સહેલી નથી
ઉત્સુક અને તપતી આંખે
તમે મને એકીટસે જુઓ છો
પણ હું બારી બહાર ઝાંખવા માંડું છું
ત્યાં છે પેલી બે લતા
એકબીજામાં એવી કસીને ગૂંથાઈ છે
કે એકને બીજાથી અલગ ઓળખાવવી મુશ્કેલ છે.

અને વિવેચકોના મનમાં પણ છે. ત્યારે સ્પષ્ટરૂપે એ જાણવું જરૂરી છે કે જેમ ટૂંકી વાર્તા અને લાંબી ટૂંકી વાર્તા એક–સ્વરૂપ નથી, જેમ લાંબી નવલકથા અને બૃહન્નવલ એક–સ્વરૂપ નથી. તેમ કદનું સામ્ય દેખાતું હોવા છતાં ટૂંકી/લઘુ નવલકથા અને લઘુનવલ બંને એક નથી. બંનેનાં પ્રયોજન અને કાર્યમાં ઘણું જુદાપણું છે. આ વાત આપણે દૃષ્ટાંતોથી સ્પષ્ટ રૂપમાં સમજીએ.

ગુજરાતી કથાસાહિત્યમાં પન્નાલાલ પટેલની 'મળેલા જીવ', ક. મા. મુનશીની 'પૃથિવીવલ્લભ', જયંતિ દલાલની 'પાદરનાં તીરથ', હરીન્દ્ર દવેની 'ગાંધીની કાવડ' અને રમેશ દવેની 'પૃથિવી' કદમાં ટૂંકી રચનાઓ છે અને એટલે એમને ઘણા સામાન્ય વાચકો લઘુનવલ સમજે છે. ગુજરાતના કેટલાક અભ્યાસીઓ પણ એમને લઘુનવલ સમજે છે અને એ સંજ્ઞાથી જ એમને ઓળખાવે છે! કદમાં ટૂંકી કે લઘુ હોવાને કારણે કોઈ રચના લઘુનવલ ન ગણી શકાય. જે ભૂલ થતી રહે છે તે લઘુનવલ અને લઘુનવલકથા એવી લગભગ સમાન જણાતી સંજ્ઞાઓને કારણે. નવલકથા ટૂંકી હોય કે લાંબી, આખરે એ નવલકથા છે; એ નથી લઘુનવલ; એ નથી બૃહન્નવલ.

લઘુનવલનું પ્રયોજન છે સમાજનિરપેક્ષ કોઈ એકાકી અને આત્મકેન્દ્રી માણસના જીવનમાં ઊભી થયેલી ભાવપરિસ્થિતિમાં તે માણસ મનઅંતરની ભૂમિકાએ કેવાં દ્વિધા, દ્વંદ્વ, સંઘર્ષ અનુભવે છે તે બતાવવાનું અને તેથી તેનું કાર્ય છે કોઈ અસાધારણ, વિલક્ષણ, પરિસ્થિતિમાં મુકાયેલા માણસના મનઅંતરમાં ઊઠતી પ્રતિક્રિયાઓનું આત્મલક્ષી ભૂમિકાએ આલેખન કરી તેના મનોગતનું મર્મદર્શન કરાવવું, આંતરસત્ત્વનો પરિચય કરાવવો, એ જે અસ્તિત્વમૂલક સંઘર્ષ અનુભવી રહ્યો હોય તેનું મનોવૈજ્ઞાનિક અથવા દાર્શનિક સત્ય/રહસ્ય પ્રગટ કરી આપવું.

જ્યારે નવલકથાનું પ્રયોજન છે સમાજની વચ્ચે રહી તેની સાથે સુમેળ, સમાધાન કે સંઘર્ષ સાધી માનમોભો પામતો માણસ પ્રગટ

કરવાનું. તેથી તેનું કાર્ય છે સામાજિક પરિપાર્શ્વમાં મુકાયેલા માણસના જીવનના અંદર-બહારના સંજોગોનું પ્રતિબિંબ, વાસ્તવિક ભૂમિકાએ આલેખન કરી તેના જીવનનું દર્શન કરાવવાનું. વ્યક્તિના જીવન સાથે સમીપતા કેળવી તેના જીવનનું અદલ અને યથાર્થ ચિત્ર રજૂ કરી તેના જીવનનું નિદર્શન અને પ્રતિવિધાન કરી માનવજીવનનો આસ્વાદ કરાવવાનું કામ છે. લઘુનવલ કોઈ વ્યક્તિના જીવનની ક્ષમતાપૂર્ણ એકાદ ભાવપરિસ્થિતિ (Single potential situation)-ની કળા છે તો લઘુનવલકથા કે ટૂંકી નવલકથા જીવનની રીતભાત અને નીતિમત્તાની કળા છે. લઘુનવલ જ્યારે કોઈ વ્યક્તિજીવનના ગૂઢ રહસ્યને આત્મલક્ષી મિજાજ વડે પ્રસ્તુત કરવા માટે અનુકૂળ સ્વરૂપ છે, તો ટૂંકી/લઘુનવલકથા માનવસંબંધ અને વ્યવહારની યથાર્થતા અને સંકુલતાને અમુક સ્વાભાવવિશેષ દ્વારા પ્રગટીકરણ કરવા માટે યોગ્ય સ્વરૂપ છે.

લઘુનવલનો fictional mode આગવા રૂપનો છે. એની પૂરી ઓળખ ન તો આપણા સર્જકને છે, ન તો ભાવક વિવેચકને. વળી શું અહીં કે શું પશ્ચિમમાં, આ સ્વરૂપનો અભ્યાસીઓ વિવેચકો વડે ખાસ અભ્યાસ કે વિચાર થયો નથી. આ કારણે કેટલીક રચનાઓ વિશે આપણા અભ્યાસીઓ હજુ દ્વિધામાં છે. દા.ત., કનૈયાલાલ મુનશીની 'પૃથિવીવલ્લભ' (૧૯૨૧),પન્નાલાલ પટેલની 'મળેલા જીવ' (૧૯૪૧) અને જયંતિ દલાલની 'પાદરનાં તીરથ'(૧૯૪૬)ને કેટલાક અભ્યાસીઓ લઘુનવલ તરીકે ઓળખાવે છે, કેટલાક નવલકથા તરીકે. સ્વરૂપ અંગેની ધૂંધળી સમજને કારણે આમ બને છે. આ સ્વરૂપની વિભાવના સ્પષ્ટ થયા પછી નિઃસંકોચપણે કહી શકાય તેમ છે કે આ ત્રણ પૈકીની એક પણ રચના લઘુનવલના સ્વરૂપની નથી.

'પૃથિવીવલ્લભ'માં મુનશીનો હેતુ મુંજની પૃથિવીવલ્લભતાને ઉપસાવવાનો છે. તેથી તેઓ મુંજનો પ્રભાવ તેજપ, તેની પ્રજ્ઞા

અને વિશેષ કરીને મૃણાલ પર કેવો પડે છે તેનું ચિત્ર આપવા પ્રયત્નશીલ રહ્યા છે. કથા છે મુંજની, પણ તેમાં વિગતે ચરિત્ર-ચિત્રણ થયું છે મૃણાલનું. જો તેઓ કેવળ મુંજ અથવા મૃણાલના ચરિત્રને લઈ તેની મનોભૂમિમાં ઊતર્યા હોત અને એનાં આંતર-સત્ત્વને એકાંતિકપણે અને તીક્ષ્ણતાથી પ્રગટ કરવા મથ્યા હોત તો આ રચના જરૂર લઘુનવલ બની હોત. એના બદલે મૃણાલનું જીવન-કારુણ્ય અને મુંજની પ્રભુતા ઉપસાવતી આ રચના એક નવલકથા બની છે.

પન્નાલાલ પટેલની 'મળેલા જીવ'નો કથાપટ અને સમયફલક ટૂંકો છે. પંદર માસની કથાઘટનામાં પૂરા પંદર બનાવો પણ બનતા નથી. પરંતુ એ રચનામાં એક વ્યક્તિના આંતરગહ્વરને અવલોકવાને બદલે સર્જકે કાનજી અને જીવી બેઉ પાત્રોના આંતરલોકનું અવગાહન કર્યું છે. જીવીને ચાહવા છતાં પરણી ન શકતાં, જીવનમાં જ્ઞાતિભેદ અને કૌટુંબિક કારણે ઊભી થયેલી એક વિશિષ્ટ પરિસ્થિતિમાં મુકાતાં કાનજી; ઉપરાંત જીવીના જીવનમાં ઊભી થતી ઘટનાઓ અને તેમાંથી સરજાતી ઉભયના જીવનની ટ્રૅજેડીને નિરૂપવા તરફ લેખકનું લક્ષ રહ્યું છે. એટલું જ નહીં, એ બંને પાત્રો જેનાં અંગભૂત ઘટકો છે એ ગ્રામીણ સમાજને લેખકે વેગળો રાખ્યો નથી. હીરો અને ભગત ભલે કાનજીના second self જેવાં પાત્રો છે, પણ એ સિવાયનાં પાત્રોની અને એ જાનપદી સૃષ્ટિના પ્રાકૃતિક સામાજિક પરિવેશની વાત કથામાં સારું એવું મહત્ત્વ ધરાવે છે. તેથી એ સમાજસાપેક્ષ કથા છે તેમાં scio-psychological realityનું ચિત્રણ છે અને માટે એ લઘુનવલ નહીં, નવલકથા છે.

જયંતિ દલાલની 'પાદરનાં તીરથ' પ્રજાલડતના એ બનાવનું લઘુફલક પર આલેખન કરતી રચના છે. બેતાળીસની લોકલડતમાં સામેલ થવા નંદપરા ગામના લોકોએ સ્ટેશન બાળી, પાટા ઉખેડી આંદોલનને પોતાને ત્યાં નિમંત્ર્યું. એ એક ઘટના એ નાના ગામની

જુદી જુદી કક્ષાના માણસોના જીવનમાં કેવા છાંટા ઉડાડયા તેની કથા તેમાં કહેવાઈ છે. સાત દિવસના સીમિત સમયાવધિમાં એ ઘટનાએ જે પરિસ્થિતિ ઊભી કરી તેનું એક જ સ્થળે તેમાં આલેખન કરવામાં આવ્યું છે. ગમે તેવી પરિસ્થિતિમાં વ્યક્તિ કેવું વર્તન દાખવે છે એ જોવા–જાણવાની ઇંતેજારીથી લેખકે એ કથા લખી હતી, તેથી તેમાં ઘણાં પાત્રો છે અને તેમાંનું એક પણ પાત્ર રચનામાં કેન્દ્રીયતા પ્રાપ્ત કરતું નથી. પાત્રો સારાં–નરસાં એવા વર્ગોમાં વહેંચાઈ જાય છે. વળી એ બધાં પાત્રોમાંથી ડૉક્ટર, જગુ, ફોજદાર વગેરેનાં પાત્રો કથામાં વિકસે છે. વ્યષ્ટિ કરતાં સમષ્ટિ પર નજર, એક કરતાં વધારે પાત્રોનો વિકાસ, પોલીસના અત્યાચાર અને ફોજદારના ભ્રષ્ટાચારનું છબીરાગી નિરૂપણ અને રચનાનિર્માણમાં વ્યક્ત થતો કર્તાનો આશય આ કૃતિને લઘુનવલ નહીં, નવલકથા ઠેરવે છે.

હરીન્દ્ર દવેની 'ગાંધીની કાવડ' એ રચના એના રાજકીય વિષય-વસ્તુને કારણે વાર્તારસિયા વાચકોનું જેટલું ધ્યાન ખેંચી શકે એમ છે તેટલું એની કલાત્મકતા કે સ્વરૂપસિદ્ધિને કારણે વિવેચકોનું ખેંચી શકે તેમ નથી. એનું મુખ્ય કારણ એક સારું વિષયવસ્તુ યોગ્ય માવજતના અભાવમાં રોળાઈ ગયું છે તે છે. આજના ભ્રષ્ટ વાતાવરણની ભીંસમાં અટવાઈ ખરડાઈ અને પતન પામતા એક સંવેદનશીલ માણસની વાત તેમાં રજૂ થઈ છે. કૃતિના લેખન સમયે લેખકના મનમાં લઘુનવલનું સ્વરૂપ રહ્યું જણાય છે. અનાત્મીકરણનો કૃતિવિષય પણ આ સ્વરૂપને અનુકૂળ છે છતાં ય આ રચના લઘુનવલ બની નથી. કેમ કે અહીં સંવેદનની ઘનતા હાંસલ કરવાને બદલે વાર્તારસની ખિલવણી વિશેષ થઈ જણાય છે. લેખકના પત્રકારી સ્વભાવે આ કૃતિને વણસાડી છે. રચનાના વસ્તુ–સંયોજન અને ભાષાપ્રયોજનમાં સઘનતા અને સૂક્ષ્મતાનો અભાવ છે.

રમેશ ર. દવેની 'પૃથિવી' લઘુનવલની એક સ્પર્ધા નિમિત્તે

લખાયેલી, તેમાં નોંધપાત્ર ઠરેલી, પ્રસ્તાવના–લેખક રઘુવીર ચૌધરી અને અન્ય સમીક્ષકો દ્વારા લઘુનવલ કહીને ઓળખાવાયેલી હોવા છતાં લઘુનવલ નથી! તેમાં સ્ત્રીપુરુષ સંબંધ નિમિત્તે માનવ-વ્યવહાર અને માનસસંબંધોની સમસ્યા નિરૂપવાનો ઇરાદો છે. પૃથિવી, અનિકેત અને સદન જેવાં ત્રણ મુખ્ય અને અન્ય કેટલાંક ગૌણ પાત્રો લઈ એક સ્ત્રીના બે પુરુષ સાથેના યૌનસંબંધોનું ચિત્રણ અહીં થયું છે. લેખકે પસંદ કરેલી સમસ્યા બહુપરિમાણી છે. એને સમાજિક, નૈતિક, કાનૂની વગેરે આયામો છે. એવી એ ઘણી નાજુક, જટિલ અને સંકુલ સમસ્યા છે. એનું સ્વાભાવિક અને પ્રતીતિકર નિરૂપણ કરવા જતાં લેખકને અનિવાર્યરૂપે ચરિત્ર, પરિ-વેશ, ભાષા અને સમયનાં ઘટકો સાથે એવી રીતે કામ લેવું પડ્યું છે કે એમાંથી માનવજીવનની જટિલતા, સંકુલતાનો ખ્યાલ નીપજે છે અને એ કામ લઘુનવલનું નથી, નવલકથાનું છે.

આમ, લઘુનવલ અને લઘુનવલકથા બંને એક વસ્તુ નથી. લઘુનવલકથા તત્ત્વતઃ નવલકથા જ છે, લઘુનવલ નવલકથાથી વ્યાવ-ર્તક, પોતાનું આગવું સંવિધાન ધરાવતું સાહિત્યસ્વરૂપ છે. ગુજ-રાતીની કેટલીક લઘુનવલકથાઓને એમના ટૂંકા કદને અનુલક્ષીને કેટલાક અભ્યાસીઓ લઘુનવલ ગણે છે એ બરોબર નથી. લઘુનવલ અને લઘુનવલકથા બંને જુદાં સ્વરૂપો છે, એમને એક સમજવાની ભૂલ કોઈએ કરવી જોઈએ નહીં. □

- સાચું બોલવાની હિંમત ભેગી થાય છે ત્યારે આપણે એકલા શેષ રહીએ છીએ.
- સદીઓથી ઊડતાં અસંખ્ય પક્ષીઓ થાકથી ચૂરચૂર, ઊતરે છે મારા મનમાં વિશ્રામ કરવા માટે.

—મંજુલ દીવાન

## એક અભિનેય લઘુઆલેખ / ડૉ. દીપક રાવલ

પ્રસ્તુત લેખમાં ડૉ. સતીશ વ્યાસની કૃતિ "કૅબિનની અંદરનો માણસ" વિશે વાત કરવાનોનો ઉપક્રમ છે, પરંતુ એ પહેલાં "એકાંકી" સંજ્ઞા વિશે થોડી વાત.

"એકાંકી" આપણે ત્યાં રૂઢ થયેલી સંજ્ઞા છે પરંતુ આજના વિકાસશીલ યુગમાં સમૂહમાધ્યમોનો પ્રભાવ વધ્યો છે, રંગભૂમિ પણ વિકસી રહી છે ત્યારે ઘણાં બધાંને લાગે છે કે આ સંજ્ઞા હવે અપ્રસ્તુત થઈ ગઈ છે. 'એકાંકી'ના વિકલ્પે અન્ય સંજ્ઞા શોધવાના પ્રયાસો તો પહેલેથી જ થતા રહ્યા છે. જયંતિ દલાલને અંગ્રેજી 'One act'નો ખ્યાલ આપી શકે તેવો પૂરો ગુજરાતી શબ્દ 'વેશ' અનુકૂળ લાગેલો. પણ એ સ્વીકારાયો નહીં. જયંત કોઠારીએ એમના સંપાદન 'એકાંકી અને ગુજરાતી એકાંકી'માં એકાંકીને બદલે 'લઘુ-નાટક' સંજ્ઞા પ્રયોજવા સૂચવ્યું હતું : "હા, તો 'એકાંકી' નહીં પણ 'લઘુ-નાટક.' 'એકાંકી' પોતાની રૂઢ સીમાઓને વટી ગયું હોય, એકાંકીને નાટકનું રચનાવિધાન હાથવગું થયું હોય, તો એને 'એકાંકી' કહેવું એ ખોટું નામાભિધાન છે. એનો પટ નાટકથી નાનો માટે એ લઘુનાટક ટૂંકમાં નાટકથી એનો સ્વરૂપગત કોઈ પાયાનો ફર્ક નહીં."

હિન્દી નાટ્યસાહિત્યમાં "લઘુનાટક" સ્વીકારાયેલી સંજ્ઞા છે. ડૉ. નેમિચન્દ્ર જૈને 'नये हिन्दी लघुनाटक' નામે સંપાદન પણ કર્યું છે. એ સંપાદનની પ્રસ્તાવનામાં એમણે કહ્યું છે કે "इस

बीच रंगमंच और नाटक-रचनाके बीच सक्रिय और जीवंत संपर्क फलस्वरुप नाटक और एकांकीके बीच विभाजन एक हद तक निरर्थक हो गया है। अब ऐसे कई नाटक लिखे जाते हैं जिनकी प्रदर्शन अवधि डेढ-दो या कई घंटेकी होने पर भी उनमें कोई अंक विभाजन नहीं होता और कार्यव्यापार शुरु से अंत तक अबाध चलता जाता है। इससे भिन्न कई छोटी अवधिके नाटक ऐसे हैं जिनमें कई-कई अंक या दृश्य जिनका कार्यव्यापार एक से अधिक स्थलों पर चलता है। ऐसे भी कई छोटे नाटक लिखे गये हैं जिनकी प्रदर्शन अवधि एक से डेढ़ घंटे के बीच ही होती हैं पर जिनमें कार्य-व्यापार अपनी सघनता और बहुस्तरीयता के कारण सम्पूर्ण नाट्यानुभव प्रस्तुत करता है।

इस दृष्टि से यह उपयुक्त लगाता है कि एकांकी की कोई अलग कोटि या वर्ग मानने की बजाय छोटी अवधि के नाटकोंको लघुनाटक ही कहा जाय।"

ડૉ. ઉત્પલ ભાયાણીએ 'નાટકોનો જીવ'માં 'એકાંકી' અને 'લઘુનાટક' સંજ્ઞાઓથી થોડી આગળની વાત કરી છે. એમણે કહ્યું છે કે "'એકાંકી' સંજ્ઞાનું આજે આગવું મહત્ત્વ કેટલું? અલબત્ત, આ મુદ્દો નવો નથી. ઘણા સમકાલીનોએ આ વિશે ચર્ચા કરી છે. અને 'એકાંકી'ના વિકલ્પે 'લઘુનાટક' જેવી સંજ્ઞાનો પણ વિચાર કર્યો છે. પરંતુ લાંબા નાટકથી છૂટા પાડતા તાંત્વિક ભેદની મુશ્કેલીનો આથી ઉપાય મળતો નથી. ઇષ્ટ પરિસ્થિતિ માત્ર 'નાટક'થી અટકી જવામાં છે." ૧૯૮૩નાં એકાંકીઓ વિશે વાત કરતાં એ ૮૪ પુસ્તકમાં ઉત્પલ ભાયાણી કહે છે કે "'૧૯૮૩નાં એકાંકીઓની વાત કરતાં પહેલાં યાદ રાખવું જોઈએ કે ભલે હજી આપણે એકાંકીને કે રેડિયો કે ટેલિવિઝનના નાટકને જુદાં પાડીએ, અને પ્રસ્તુત લેખમાં 'એકાંકી' સંજ્ઞાનો જ ઉપયોગ થયો છે, પણ આવા કોઈ

પ્રકારનું ચોક્કસ લક્ષણોવાળું જુદું પાડી શકાય એવું સ્વરૂપ આજે રહ્યું નથી.''

ઉત્પલ ભાયાણીની વાતમાં તથ્ય છે. આજે એકાંકી એના સ્વરૂપના રૂઢ થયેલા ખ્યાલોને ઓળંગી ગયું છે ત્યારે અન્ય કોઈ સાર્થક સંજ્ઞા વિશે વિચારવું પડે. ડૉ. સતીશ વ્યાસે 'નાટક'ને બદલે 'આલેખ' સંજ્ઞાનો પ્રયોગ કર્યો છે એ અંગે વિચારવા જેવું છે. ડૉ. સતીશ વ્યાસ એમના નાટ્યવિવેચનસંગ્રહ "નૂતન નાટ્ય-આલેખો"ના ટૂંકા નિવેદનમાં કહે છે કે "આ રચનાઓ માટે મેં 'આલેખ' સંજ્ઞા સહેતુક પ્રયોજી છે. જ્યાં સુધી નાટકનું મંચન થતું નથી ત્યાં સુધી એ પરિપૂર્ણ બનતું નથી. નાટ્યપ્રયોગ માટે સર્જાયેલી આ બધી રચનાઓ એ દૃષ્ટિએ પ્રત કે આલેખ છે.'' અહીં નાટકના મંચન પર ડૉ. વ્યાસે યોગ્ય રીતે જ ભાર મૂક્યો છે. નાટક તો ભજવાય ત્યારે નાટક. આલેખ તો નાટકનું એક અંગ માત્ર છે. અભિનેતા અને પ્રેક્ષકો નાટક માટે અનિવાર્ય છે. આલેખની મદદ વિના પણ નાટક ભજવી શકાય છે. ઇમ્પ્રોવાઈઝેશનના એવા પ્રયોગો થયા છે જેમાં નાટક પહેલાં ભજવાયું હોય અને પછી લખાયું હોય. એ અર્થમાં નાટ્યયોગ માટે નાટકનું લિખિત સ્વરૂપ એ માત્ર આલેખ છે. વળી એક જ આલેખનું મંચન થાય, રેડિયો-પ્રસારણ થાય કે દૂરદર્શન પર એને પ્રદર્શિત કરવામાં આવે ત્યારે એનાં જુદાંજુદાં રૂપ પ્રત્યક્ષ થાય છે ત્યારે એકાંકી કે ત્રિઅંકી જેવી સંજ્ઞાઓ નિરર્થક બની રહે છે. 'આલેખ' સંજ્ઞા પ્રયોજવાથી મંચનનું કે પ્રસ્તુતિનું મહત્ત્વ આપોઆપ સ્પષ્ટ થઈ જાય છે માટે 'આલેખ' સંજ્ઞા સ્વીકાર્ય લાગે છે. સમયનું પરિમાણ સ્પષ્ટ કરવા માટે લઘુઆલેખ કે દીર્ઘઆલેખ સંજ્ઞા પ્રયોજી શકાય.

પ્રસ્તુત લેખમાં 'કેબિનની અંદરનો માણસ' કૃતિ માટે લઘુ-આલેખ સંજ્ઞા પ્રયોજી છે.

આ લઘુઆલેખનાં પ્રારંભમાં પડદો ખૂલે છે ત્યારે મંચ પર

સરકારી ઑફિસ પ્રત્યક્ષ થાય છે. એની ડાબી બાજુની વીંગમાં એક કેબિન છે. કેબિનમાં પ્રકાશ જણાય છે. એ વખતે જ તાળું ખૂલવાનો અવાજ સંભળાય છે અને હાથમાં ચાવીનો ઝૂડો રમાડતો પટાવાળો પ્રવેશે છે. કેબિનમાં પ્રકાશ જોઈ પટાવાળાને સહેજ આશ્ચર્ય થાય છે. એને થોડો ભય પણ લાગે છે. એ સાવધાનીથી કેબિનમાં જાય છે અને તરત જ જાણે કોઈએ 'ખદેડચો' હોય તેમ બહાર આવે છે. વિમાસણમાં ઊભો રહે છે, થોડીવાર બેસે છે. પછી પાણીનો પ્યાલો ભરી આવી ટ્રેમાં લઈને કેબિનમાં જાય છે. ક્ષણવાર પછી બહાર આવે છે. કેબિનની બહાર વિચારમાં ઊભો રહે છે. ત્યાં સુલેમાન વોરાનો પ્રવેશ થાય છે. ભીખો પટાવાળો સુલેમાનને સાહેબના આવી ગયાની જાણ કરે એ પહેલાં જ સુલેમાન ઑફિસમાં મસ્ટરમાં સહી કરવા જાય છે અને સાપના રાફડા પર પગ મુકાઈ ગયો હોય અને તરત પાછો ખેંચી લઈએ તેમ બહાર આવે છે. સુલેમાન વોરા પછી ઑફિસના અન્ય કર્મચારીઓ મનસુખ પટેલ, રશ્મિ શાહ, મોહનકાકા, સગર્ભા મિસિસ મેઢ આવે છે, કેબિનમાં માસ્ટરમાં સહી કરવા જાય છે અને તરત જ બહાર આવે છે. સૌને એ વાતનું આશ્ચર્ય છે કે ઑફિસને તાળું હતું, ચાવી ભીખા પાસે હતી છતાં સાહેબ કેબિનની અંદર કેવી રીતે હતા? સૌને એ પણ પ્રશ્ન થાય છે કે વહેલા કેમ આવ્યા હશે? એ અંગેના તર્ક સૌ સૌની રીતે કરે છે. એમના પછીના સંવાદોમાંથી બે બાબતો સ્પષ્ટ થાય છે: (૧) બધાં કર્મચારીઓ સાહેબથી ડરે છે (૨) સાહેબનો ચહેરો કોઈએ જોયો નથી. કેબિનની અંદરની પ્રકાશરચના જ એવી છે કે સાહેબનો ચહેરો દેખાય જ નહીં! એટલે હવે સૌને સાહેબનો ચહેરો કેવો હશે એ જાણવાની ઇચ્છા થાય છે. એક મુલાકાતી આવે છે. એ મુલાકાતી કેબિનમાં જઈને બહાર આવે ત્યારે મનસુખ એમને પૂછે છે "સાહેબનો ચહેરો જોયો છે?" મુલાકાતી ઉત્તર આપે છે "એવી નવરાશ કોને છે?" અને

એ ચાલ્યો જાય છે.

મનસુખને સાહેબ કેબિનમાં બોલાવે છે. રશ્મિ, મોહનકાકા, સુલેમાન મનસુખને 'લેમ્પને જરા સાહેબના ચહેરા તરફ ફેરવતા આવવા' કહે છે. પરંતુ કેબિનમાંથી મનસુખ નરમ થઈને જ બહાર આવે છે. અલબત્ત એ ડર્યો નહીં હોવાનો દેખાવ કરે છે પણ એની વાતચીત અને એના હાવભાવમાં ડર વ્યક્ત થાય છે જ. એવામાં સાહેબની દીકરી અને પત્ની ઑફિસમાં પ્રવેશે છે. પ્રારંભની ઔપચારિક વાતો પછી મેઢબહેન સાહેબની દીકરીને પૂછે છે "બહેન હમણાં અમારી વચ્ચે વાત ચાલતી હતી, આપણા સાહેબ કેવા દેખાય છે?" યુવતીને આશ્ચર્ય થાય છે. એ કહે છે "એ તો હેન્ડ-સમ છે હેન્સમ! એટલે તો મમ્મીએ લવમેરેજ કરેલાંને, મમ્મી?" સાહેબની પત્ની સાહેબનો ફોટો હંમેશાં પર્સમાં જ રાખે છે. પર્સમાંથી એ ફોટો કાઢે છે. બધા ટોળે વળીને ફોટો જુએ છે. સુલે-માન કહે છે "વાહ! સાહેબ તો સૂટ–ટાઈમાં હીરો લાગે છે!" યુવતીની વાતોથી સ્પષ્ટ થાય છે કે સાહેબ હેન્ડસમ છે. અપ–ટુ–ડેટ કપડાં પહેરે છે. સ્ફૂર્તિથી ભરેલા છે. કદી ગુસ્સો નથી કરતા અને ઘરમાં સતત બોલ બોલ કરે છે. યુવતી જ્યારે જાણે છે કે ઑફિસમાં એના પપ્પા મોઢું ન દેખાય એવી વિશિષ્ટ પ્રકાશવ્યવસ્થા રાખે છે ત્યારે એ કેબિનમાં જઈ લેમ્પ પપ્પાના મોં તરફ ફેરવવા તૈયાર થાય છે. મિસિસ મેઢ પણ એની સાથે જાય છે. થોડી વારે કેબિનમાં પ્રકાશ વધે છે. એક મોટી ચીસ સાથે યુવતી ડઘાયેલી, ભયત્રસ્ત 'પાછા પગલે' આવે છે. એની પાછળ લથડતી ચાલે મિસિસ મેઢ પણ બહાર નીકળે છે. એમનાં અધોવસ્ત્રમાંથી લોહીની ધારા વહેતી દેખાય છે. એ તમ્મર ખાઈને નીચે પડવાની તૈયારીમાં હોય છે અને બધાં કર્મચારીઓ એની ફરતે કેબિનની ચાર દીવાલ બની વીંટળાઈ વળે છે.

કોઈ પણ વ્યક્તિના 'અંદર'ના વ્યક્તિત્વને પામવાનું મુશ્કેલ

હોય છે. સતત સાથે રહીને કે પાસે રહીને પણ ખરા અર્થમાં કોઈ વ્યક્તિનો પરિચય મેળવવાનું અઘરું હોય છે. આધુનિક વ્યક્તિના આંતરબાહ્ય વ્યક્તિત્વ વચ્ચે બહુ મોટું અંતર સર્જાયેલું છે. એટલે જ જ્યારે તદ્દન પાસેની વ્યક્તિના 'અંદર'ના ખરા વ્યક્તિત્વનું દર્શન થાય છે ત્યારે આઘાત લાગે છે. ડૉ. વ્યાસે આ જ વસ્તુનો આધાર રાખીને આ આલેખનું સર્જન કર્યું છે. જો કે આ આલેખમાં ડૉ. વ્યાસે જે પ્રયુક્તિ ખપમાં લીધી છે તે પ્રથમ દૃષ્ટિએ કોઈને અશક્ય લાગવાનો સંભવ છે. વિશિષ્ટ પ્રકાશ-આયોજનથી 'સાહેબ' પોતાનો ચહેરો છુપાવીને કેટલો છુપાવે ? ઑફિસમાં વર્ષોથી નોકરી કરતા કર્મચારીઓને સાહેબને મળવાના અનેક પ્રસંગો ઑફિસ બહાર પણ આવ્યા જ હોય. અને ધારો કે એવો પ્રસંગ આવ્યો જ ન હોય તો આટલાં બધાં વર્ષો સુધી કોઈનેય સાહેબના ચહેરા વિષે પ્રશ્ન જ ન થાય એવું બને ખરું ? આ કારણે જ આ પ્રયુક્તિ અસ્વાભાવિક લાગે. પરંતુ જરા ઊંડાણથી જોઈએ તો તરત જ સમજાય કે અહીં વાત 'કૅબિનની અંદરના માણસ'ની છે, રોજ મળતા સાહેબની નહીં. સાહેબની પત્નીએ અને સાહેબની દીકરીએ તો સાહેબને જોયા જ છે, અને તેમને રોજબરોજનો પરિચય છે તેમ છતાં સાહેબના કૅબિનની અંદરના વ્યક્તિત્વની જાણ થતાં બંનેને આશ્ચર્ય અને આઘાત લાગે છે. સાહેબ એમની કૅબિનમાં લગભગ અંધારું જ રાખે છે એ જાણીને સાહેબની પત્નીને આશ્ચર્ય થાય છે. "નવાઈ કહેવાય ! એમને અંધારું જરાયે ગમતું નથી. ઘરની બધી લાઇટો મોડે સુધી ચાલુ જ રાખે. રાતે પણ ભાગ્યે જ ઘરમાં અંધારું હોય !"

સાહેબના વ્યક્તિત્વ વિશે ગૌરવથી બોલતી સાહેબની દીકરી કૅબિનમાં અંદરથી ચીસ પાડીને ભયત્રસ્ત બનીને બહાર આવે છે. એનો સ્પષ્ટ અર્થ એ જ છે કે રોજ એણે જે એના પિતાનો સોહામણો ચહેરો જોયો છે એના કરતાં જુદો જ, કદાચ ડરામણો

ચહેરો, એને અંદર જોવા મળ્યો. આ બાબતો સૂચવે છે કે લેખક વાત કેબિનની અંદરના માણસની જ કરે છે અને આલેખમાં કુશળતાપૂર્વક એ અંગેના સંકેતો મૂકયા જ છે.

'કેબિન'નું પ્રતીક સાહેબનાં અંદરના અને બહારના વ્યક્તિત્વના અંતરને વ્યકત કરવા માટે સફળતાપૂર્વક પ્રયોજાયું છે. સાહેબે કેબિન દ્વારા જ પોતાના અંદરના વ્યક્તિત્વને સુરક્ષિત રાખ્યું છે. આલેખને અંતે મિસિસ મેઢ તમ્મર ખાઈને પડવાની તૈયારીમાં હોય છે ત્યારે બધા કર્મચારીઓ એમની ફરતે જાણે કેબિનની ચાર દીવાલ બનીને વીંટળાઈ વળે છે, એમાં પણ કેબિનના આકારમાં ગોઠવાઈને કર્મચારીઓ દ્વારા સાહેબના 'અંદર'ના સ્વરૂપને જાણે ઢાંકવાનો જ પ્રયાસ છે.

પ્રસ્તુત આલેખનું પ્રત્યેક પાત્ર સતત સક્રિય રહે છે. આરંભથી અંત સુધી આલેખમાં કયાંય શિથિલતા જણાતી નથી. પ્રત્યેક પાત્રને લેખકે આગવી વ્યક્તિતા આપવાનો પ્રયત્ન કર્યો છે. દરેક પાત્રને એની વિશિષ્ટ બોલી છે, વિશેષ ગુણ-અવગુણ છે. આને કારણે કયાંય એકવિધતાનો અનુભવ થતો નથી. આ આલેખમાં સૌથી મહત્ત્વનું અને સૌથી વિશિષ્ટ પાત્ર 'સાહેબ'નું છે. 'સાહેબ'નું પાત્ર ઑફિસના કર્મચારીઓની અને સાહેબનાં પત્ની અને દીકરીની વાતો તેમજ તેમના ભાવ-પ્રતિભાવોમાંથી જ ઊપસે છે. એક પાત્રને મંચ પર લાવ્યા વિના જ એના આંતર-બાહ્ય વ્યક્તિત્વના સર્જનમાં જ લેખકની સર્જક તરીકેની ક્ષમતાનો પરિચય મળે છે. એટલી જ ક્ષમતાથી લેખકે કર્મચારીઓના સંવાદો દ્વારા જ ઑફિસનાં વાતાવરણને હૂબહૂ સર્જી આપ્યું છે. ઑફિસમાં ચાલતી વાતો, મજાક-મશ્કરી, દ્વિઅર્થી શબ્દ-પ્રયોગો આ આલેખમાં ખૂબ જ સાહજિકતાથી આલેખાયાં છે. અલબત્ત રશ્મિના પાત્ર દ્વારા બોલતો "કાંદા" જેવો શબ્દ અસ્વાભાવિક લાગે છે અને રસક્ષતિ કરે છે.

નાટક માટે સંઘર્ષ અનિવાર્ય છે. એટલે જ કહેવાયું છે કે: "No conflict, no drama!" પરંતુ આ કૃતિમાં સંઘર્ષ નથી અને તેમ છતાં આ એક સફળ કૃતિ છે. આ કૃતિમાં સંઘર્ષ નહીં પરંતુ કુતૂહલ કેન્દ્રમાં છે; સાહેબના ચહેરા અંગેનું કુતૂહલ. કોઈ ખાસ મનોમંથન કે સંઘર્ષ જન્માવે તેવી પ્રયુક્તિનો પણ લેખકે ઉપયોગ કર્યો નથી અને તેમ છતાં આ સફળ કૃતિ છે. આ માટે લેખકની માધ્યમ-સભાનતા અને રંગભૂમિની સૂઝને જ કારણભૂત ગણવી પડે. લેખકે આરંભથી અંત સુધી આલેખ ચુસ્ત દેહવાળો બને તેની કાળજી લીધી છે. તદ્ઉપરાંત આ આલેખની મુખ્ય-વિશેષતા છે એની અભિનેયતા. આ આલેખ અભિનયની ભરપૂર શક્યતાથી ભર્યોભર્યો છે. દરેક પાત્રને એની વિશિષ્ટ બોલી અને વિશિષ્ટ ટેવો છે, એમાં તો અભિનયની શક્યતા છે જ પરંતુ કૌંસમાં મુકાયેલ નોંધો પણ અભિનયની કેટલી બધી શક્યતાઓ સૂચવે છે તે જોવા જેવું છે. આ આલેખનાં પ્રારંભમાં જ કૌંસમાં મુકાયેલી નોંધ જુઓ: પટાવાળાનું હાથમાં ચાવી ઝૂલાવતાં પ્રવેશવું. કેબિનમાંના પ્રકાશને જોઈ આશ્ચર્ય પામવું, પછી ડરવું. ચીવટ દાખવી કેબિનમાં જવું, કોઈએ ખદેડયો હોય એમ બહાર આવવું, વિમાસણમાં ઊભા રહેવું, કેબિન પાસેના સ્ટૂલ પર બેસી પડવું, વળી ઊભા થઈ વીંગ બહારથી પાણી લાવી કેબિનમાં જવું, ક્ષણવાર પછી બહાર આવવું, કેબિન બહાર વિચારમાં ઊભા રહેવું. બે ડગ આગળ ચાલવું, પાછા ઊભા રહેવું અને તે વખતે જ સુલેમાનનું પ્રવેશવું – આ બધી પ્રક્રિયાઓમાં અભિનયની કેટલી બધી શક્યતાઓ છે! પ્રારંભથી જ લેખક પ્રેક્ષકોમાં કુતૂહલ જન્માવવામાં સફળ રહે છે.

આ આલેખના મંચનને વૈવિધ્યપૂર્ણ બનાવવા માટે લેખકે મૂકેલી પ્રકાશ–આયોજનની સૂચનાઓ પણ ખૂબ જ મહત્ત્વની છે. આરંભમાં જ પટાવવા ભીખાને અનુસરતી સ્પોટ લાઈટ પ્રેક્ષકો પર

પક્કડ મેળવવામાં સહાયભૂત બને છે. કેબિનમાં સાહેબ અને મનસુખની વાતચીતમાં સાહેબનાં ક્રોધ અને મનસુખની નરમાઈને લાઈટની વધઘટ દ્વારા જ વ્યક્ત કરવામાં આવી છે. કૃતિને અંતે સુવતી જ્યારે કેબિનમાં જાય છે ત્યારે પણ પ્રકાશ વધતો બતાવ્યો છે. એ દ્વારા જ 'સાહેબ'ના 'અંદર'ના વ્યક્તિત્વની પ્રતીતિ સુવતીને અને મિસિસ મેઢને થઈ છે, એ સૂચવાયું છે. આમ પ્રકાશ–આયોજન દ્વારા આ આલેખનું મંચન વધુ પ્રભાવક બને એની લેખકે કાળજી લીધી છે.

છેલ્લાં કેટલાંક વર્ષોથી આપણે ત્યાં નાટકની કોઈ નિશ્ચિત દશા કે દિશા રહી નથી એમ કહેવાતું રહ્યું છે. નાટકો ઓછાં ભજવાય છે એવી પણ ફરિયાદ છે. સાચી છે. કેટલાક મિત્રો કહે છે કે ભજવી શકાય એવાં નાટકો લખાય છે ક્યાં? આ બંને પરિસ્થિતિઓ આપણા દારિદ્ર્યને જ વ્યક્ત કરે છે. નાટ્યસર્જન માટે લેખન અને મંચન બંને એકબીજાની પૂરક પ્રવૃત્તિઓ છે. નાટક ભજવવાનાં થાય તો નાટ્યલેખનને પ્રોત્સાહન મળે અને અભિનયક્ષમ આલેખ મળતા થાય તો ભજવનારાઓનો પણ ઉત્સાહ વધે. પણ દુર્ભાગ્યે આમ થતું જણાતું નથી. આવા સમયે જે કેટલાક જૂજ સર્જકો સક્રિય છે એમાં ડૉ. સતીશ વ્યાસનું પણ નામ છે. નાટ્યલેખન, નાટ્યવિવેચન અને નાટ્યદિગ્દર્શન એમ ત્રણેય ક્ષેત્રે તેઓ સક્રિય છે અગાઉ "નો પાર્કિંગ" નામનો લઘુ આલેખસંગ્રહ એમણે આપ્યો છે. એમનાં 'આધુનિક એકાંકી' અને 'નૂતન નાટ્યઆલેખો' એમ બે નાટ્યવિવેચનનાં પુસ્તકો પણ પ્રગટ થયાં છે. અને દિગ્દર્શન ક્ષેત્રે તો તેઓ લગભગ છેલ્લાં વીસેક વર્ષની સક્રિય છે. એટલે એમની પાસે આપણે નાટ્યક્ષેત્રમાં વિશેષ અપેક્ષાઓ રાખી શકીએ.

□

## ડાયરી / નરોત્તમ પલાણ

### ૧ એપ્રિલ ૧૯૯૧, સોમ

સૌરાષ્ટ્ર યુનિવર્સિટી અને પ્રાધ્યાપકોને લગતા ત્રણ સમાચારો આજના 'ફૂલછાબ'માં છે. પરીક્ષા દરમિયાન જામનગરના પ્રાધ્યાપકોને માર પડચો, બધાએ હવે પછી સુપરવિઝન માટે ના પાડી, આથી ઊભા થયેલા પ્રશ્નો, સિન્ડિકેટની ચૂંટણી અને સેનેટની બેઠકમાં ધમાલ — આ ત્રણે બાબતો, ઉત્તરોત્તર વધુ ને વધુ ગંદા બની રહેલા શિક્ષણ-ક્ષેત્રની ગવાહી આપે છે. આ પક્ષે કે તે પક્ષે જે કોઈ આગેવાની કરી રહેલ છે તે બધા જ ગુનેગાર જણાય છે.

*

મણિલાલ હ. પટેલ દ્વારા 'દસમો દાયકો' નામનું ત્રૈમાસિક શરૂ થયું તેનો પહેલો અંક આજે જોઈ ગયો. અનિવાર્ય લાગે એવું કશું અહીં નથી. એમણે નામ સારું શોધ્યું છે. આના તો વધુમાં વધુ ચાલીશ અંકો જ નીકળે! આ મર્યાદા પણ સારી જ છે. મણિલાલમાં સ્પર્ધાનો જુસ્સો છે એટલે એ કામ તો કરશે જ. નવું સામયિક કોઈ નવી હવા ઊભી કરે અને નવી કલમોને બહાર લાવે તો જ એનો જન્મ સાર્થક ગણાય. મણિલાલ આ રીતે પ્રામાણિક છે અને તેથી આશાસ્પદ.

*

સદીનો જેમ જેમ અંત આવતો જાય છે તેમ તેમ માનવ-અહંકાર જાણે માઝા મૂકતો અનુભવાય છે. નવા નવા પૈસાદાર

બનેલા માણસો કેવી બેજવાબદારીથી વર્તે છે! શિક્ષણ અને સાહિત્યના ક્ષેત્રે પણ 'હુંપણા'ની ટકરામણ છે. જાહેર જીવનને કલુષિત થતું અટકાવવા માટે સમર્થ આત્માઓએ, આવા સમયમાં, પ્રત્યક્ષ નિષ્ક્રિયતા સ્વીકારી લીધાના દાખલા છે. એમ લાગે છે કે આ સમય, શ્રી અરવિંદની માફક એક બાજુ બેસીને અંદર ઊતરવાનો સમય છે.

**૨ એપ્રિલ ૧૯૯૧, મંગળ**

આજે આંગડિયા સાથે ભુજથી 'પ્રિય પન્નાળ સાથેની નિસબત' લખીને ધીરેન્દ્ર મહેતાએ પોતાનો કથાવિવેચનનો સંગ્રહ ભેટ મોકલ્યો છે. મોટા ભાગના લેખો સમાજશાસ્ત્રની દૃષ્ટિએ ગુજરાતી નવલકથાને તપાસે છે, જ્યારે છેલ્લા બે લેખો નવલકથામાં વાસ્તવ અને ટેકનિક વિશેના છે તે આજે વાંચી ગયો. આ પહેલાં હમણાં જ જયંત ગાડીતનો નવલકથા વિશેનો એક મનભર લેખ 'પરબ'માં વાંચવા મળેલો. ધીરેન્દ્ર પણ નવલકથાના એક જબ્બર અભ્યાસી છે. એમનાં સ્વાધ્યાય, સભાનતા અને સ્વસ્થતા, અહીં સુખડની મંદ સુગંધ જેવાં સર્વત્ર છે, પરંતુ ક્યાંક વાક્યરચના અથવા વિચાર – એકબીજાની સામે પડતાં કે પડઘટતાં લાગે છે. 'વાસ્તવનાં રૂપો'નો આ પહેલો ફકરો: આ જગતમાં જે કંઈ ઇન્દ્રિય-પ્રમાણિત છે તે સઘળું વાસ્તવિક તો છે, પરંતુ એથી કરીને કંઈ એ સઘળું નવલકથાની સામગ્રી બની શકતું નથી. વાસ્તવનું વિશિષ્ટ સંદર્ભમાં પ્રતીત થવું આવશ્યક છે. એક રીતે આ વાસ્તવને વાસ્તવિકતામાં પલટવાની વાત છે, એટલે કે જે ઇન્દ્રિય-પ્રમાણિત છે તેને બુદ્ધિ-પ્રમાણિત બલકે અનુભવ-પ્રમાણિત કરવાની વાત છે. વાસ્તવને નક્કર રૂપ આપવાની આ પ્રક્રિયા છે, આમાં સુવર્ણમાં તાંબુ ઉમેરવું જરૂરી બને છે." (પૃ. ૨૫૪) જે કંઈ ઇન્દ્રિય પ્રમાણિત છે તે સઘળું શા માટે નવલકથાની સામગ્રી ન બની શકે? 'વાસ્તવ'નું પ્રતીત થવું એટલે શું? પ્રતીત થાય છે માટે જ તો તે વાસ્તવ છે! ઇન્દ્રિય-પ્રમાણિત અને બુદ્ધિ-પ્રમાણિત એકમેકનાં વિરોધી છે? વાસ્તવને

નક્કરરૂપ આપવાની પ્રક્રિયાને વળી સોનામાં તાંબુ ઉમેરવાની પ્રક્રિયા શા માટે કહેતા હશે?

વાસ્તવ વિશેનો આ લેખ ધીરેન્દ્રથી બહુશ્રુતતા જરૂર રજૂ કરે છે, પણ રઘુવીરની બાબતમાં સમતોલપણું સ્હેજ આમ થઈ જતું લાગે છે.

'નવલકથામાં ટેક્નિક'ની ચર્ચા સારી બની આવી છે, પણ 'શીરીન મડમ'ને નવલકથા ગણી (પૃ. ૨૮૩) તેની ચર્ચા હજુ પણ થાય છે તેનું આશ્ચર્ય થયું! મધુસૂદન પારેખે શીરીન મડમનું નામ ફરામજી દાદાભાઈ પાંડે આપ્યું તે માહિતી પણ પાછળનાં શોધ-કાર્યોથી ફરી છે.

એમ લાગે છે કે ધીરેન્દ્ર માટે વિવેચન, બીજી પસંદગી છે. મૂડ હોય તો સર્જન અને સામાન્ય હાલતમાં વિવેચન, પરિણામે અહીં ભાષા પણ ઠંડી છે.

*

'નિસબત'માં નજર ઝુકાવું ત્યારે એક અને ઉઠાવું ત્યારે ઘર સાથેની નિસબત, આજે આખો દિવસ બીજો રંગ દાખવતી રહી છે. જમતી વખતે બેના અને વીલુના પ્રશ્નો લઈને રસીલા તૂટી પડી: 'તમારા ભાઈ મારા છોકરાના કારણે મોઢું બતાવી નથી શકતા તો એના પોતાના છોકરાના પ્રશ્નો થયા ત્યારે શું થયેલું?"/"તમે બીજા વિશે આટલું જાણો છો તો જેની સાથે સંસાર જોડવો હતો તેના વિશે કેમ કંઈ જાણ્યું નહિ?"

સવારથી સાંજ પુનિત અને પુનિતે ભરેલાં પગલાંની આજુ-બાજુ ઘરમાં ગરમી રહી છે. હું મનોમન ધીરેન્દ્રને પૂછું છું: "આંતરજ્ઞાતીય લગ્ન અને તેનાથી કુટુમ્બમાં ઊભા થતા સંઘર્ષની કથા, આપણી કેટલી બધી નવલકથાઓનો વિષય છે, કેમ?"

**૩ એપ્રિલ ૧૯૯૧, બુધ**

વેરાવળની આઈસ ફેક્ટરી માટે સંતાનો બધા પૈસા તાણી

જાય છે. આજે સિઝનના ઘઉં આવ્યા તેના એક હજાર અને પુનિતે લીધેલી રમકના વ્યાજ પેઠે નવસો ચૂકવ્યા. સેન્ટર ફોર સોશ્યલ સ્ટડીઝ, સૂરતને સભ્ય ફીના અઢીસો; રમેશ પારેખ અભિવાદન સમિતિ, અમરેલીને દોઢસો; સાહિત્ય અકાદમી દિલ્હીને એનાં બન્ને સામયિકો માટેના ત્રણ ત્રણ વર્ષના એકસો પાંસઠ તથા પંચોતેર રૂપિયા 'ગદ્યપર્વ'ને આગોતરા કાવ્યસંગ્રહ માટે ભર્યા ત્યાં આ માસની બચત પૂરી થઈ ગઈ છે. નોકરિયાતની આવક નક્કી હોય છે, જ્યારે સંતાનો, ભવિષ્યની આવકના કાલ્પનિક ખ્યાલથી ખર્ચા કર્યે જાય છે.

મને કે રસીલાને પૈસાદાર થવાની કોઈ ઇચ્છા નથી. અમે અમારી આવકમાં સંતુષ્ટ છીએ પણ પુનિત અને પપ્પુ ધરતીથી ઊંચા ઊડે છે. એમની આવતી કાલ માટે અમે અમારી આજને કરકસરથી જીવીએ છીએ. કબાટનાં બારણાં બાકી છે, ઉપરની બે ટ્યૂબ ઊડી ગઈ છે, ઘરવપરાશની અમુક વસ્તુઓ જે પહેલાં આખા વર્ષની સાથે આવતી તે હમણાં છૂટક લઈએ છીએ, સંજવાળી-પોતું હવે રસીલા હાથે જ કરી લે છે. કદાચ દરેક મધ્યમવર્ગીય ઘરમાં આમ બનતું હશે. સંતાનો માટે માબાપે શું વેઠ્યું એની ખબર જ્યારે સંતાનોને થાય છે ત્યારે 'આ દાદા-દાદી' એવા શબ્દો સાથે માબાપની તસવીરો સુખડનો હાર પામતી હોય છે!

**૪ એપ્રિલ ૧૯૯૧, ગુરુ**

આવી રહેલા શ્રીમહાપ્રભુજીના પ્રાકટ્યોત્સવ નિમિત્તે પાઠશાળા તરફથી સાંસ્કૃતિક કાર્યક્રમો ગોઠવવા વિચારણા થઈ રહી છે. મારો ઉત્સાહ અંદરથી ભાંગી પડેલો છે, પણ પાઠશાળાની બહેનોનો ઉમંગ જોઈને એમની પાછળ ઘસડાઉં છું. મહારાજશ્રીના હજુ કોઈ સમાચાર નથી પણ બહેનોની ઇચ્છા છે તો રાસ-ગરબા ભલે કરે.

એક વિદ્યાર્થીને શ્રીમહાપ્રભુજી વિશે વ્યાખ્યાન તૈયાર કરાવતાં આજે લગભગ આખો દિવસ ગયો. ગુજરાત પૂરતી બેઠકો અને ત્યાં

સર્જાયેલાં સાહિત્ય વિશે ઉમેરણ કરવાની ઇચ્છાથી થોડાં પુસ્તકો ફેરવ્યાં. આ તો શક્ય ન બન્યું પણ એક નવી વાત નજરમાં આવી: શ્રીમહાપ્રભુજીના જીવન સાથે કેટકેટલી લોકવાર્તાઓ, ચમત્કારોનું રૂપ ધારણ કરીને વણાઈ ગયેલી છે। સૂરતમાં તાપી નદી અને ભરૂચમાં નર્મદા, નારીનું રૂપ લઈને કથા સાંભળવા આવે – મૂળમાં આ લોકવાર્તાઓ (નદી કથા) છે। લોકવાર્તાની તરતી રહેલી પરંપરાને આવી રીતે જે તે ધર્મસંપ્રદાયના કથાસાહિત્યમાં વાળી લેવામાં આવેલ છે. બધી જ ધર્મકથાઓ અને સંતમહંત–ધર્મગુરુ–આચાર્ય સાથે સંકળાયેલી ચમત્કારકથાઓ અસલમાં લોકવાર્તા હોવાની સંભાવના છે.

*

આપણી લોકવાર્તાઓમાં નદીકથાનો એક વિશાળ વર્ગ છે. એક બાજુથી નદીને દેવીરૂપે કલ્પી તેની પૂજા થાય છે અને મંદિરો બંધાયાં છે તો બીજી બાજુથી નદીને નારી રૂપે કલ્પી કોઈ સમર્થ પુરુષ સાથે તેને પરણતી બનાવી છે. અમુક નદીઓ શાપિત અપ્સરાઓ છે, તો અમુક નદીઓની આજુબાજુ રોમાંચક પ્રેમકથાઓ પણ છે. બ્રહ્મા વિષ્ણુ મહેશ સૂર્ય શનિ જેવા દેવોની પુત્રી તરીકે અનુક્રમે સરસ્વતી, વિણોઈ, નર્મદા, તાપી, સસોઈની નદીકથાઓ છે, સૂર્યપુત્રી ભાદર શ્રીકૃષ્ણને પરણી, ગોમતી દ્વારકાધીશને તો મેમતી એક ચારણને ગળે વળગે છે 'સાગરને મળતી નદીઓ 'પરણેલી' મનાય છે, તો નહિ મળતી નદીને 'કુંવારકા' કહે છે। બે નદીઓને પરસ્પર માદીકરી, બે બહેનો, દેરાણીજેઠાણી, સાસુવહુ કે શોક્ય માનીને તેની કથા છે. જૂનાગઢ જિલ્લાની નોળીનદી, પ્રેમકથાનું ભગ્નપાત્ર છે તો જામનગર જિલ્લાની સસોઈ અને પુનુ, સિન્ધની સરસી–પુન્નુની સમાંતરે વહેતી પ્રેમકથા છે. નાગમતી સાથે જેસલમેરના રાજકુમારની કરુણ પ્રેમકથા, જેની યાદમાં નાગપંચમીનો મેળો પણ ભરાય છે.

પૌરાણિક કથાસાહિત્યનાં ઘણાં પાત્રો પણ નદી રૂપે લોક-માનસમાં જીવે છે: જામનગર જિલ્લાની રેણુકા, પરસુરામની માતા, એની રેતી લાલ છે, કારણ કે સહસ્રાર્જુનના સૈન્યના સંહારથી એમાં લોહી વહેલું! જૂનાગઢ જિલ્લાની મચ્છુન્દ્રી તો કહે છે કે પ્રસિદ્ધ નાથયોગી મચ્છેન્દ્રનાથની કામરુદેશની ગણિકાથી થયેલી પુત્રી છે, મચ્છેન્દ્રનાથનો મોહભંગ કરવા ગોરખનાથે તેના પગ પકડીને પછાડીને પછાડીને મારી નાખી હતી! ગીરની પિંગળા જે વેશ્યા છે અને દત્તાત્રેયની ગુરુ છે! ઋગ્વેદમાં હાથપગ બાંધીને આપઘાત કરવા નદીમાં પડતા વસિષ્ઠને નદી બહાર કાઢી નાખે તેથી નદી 'વિખ શા' કહેવાય, એવી જ કથા બાપનું વેર લેવા તલસતા કિશોર ગોડિયાને, શત્રુથી બચાવવા નદી સામે પાર મૂકી દે અને તેથી નદીનું નામ 'ગેડી' પડે!

અજબગજબનું છે નદીઓનું આ કથાસાહિત્ય! લગભગ દરેક ધર્મગુરુ સાથે તેના અંશો મળે છે. શ્રી મહાપ્રભુજી સાથે તાપી, નર્મદા, ગોમતી તો સહજાનંદ સાથે ઘેલો અને આપા ગીગા સાથે આંબાઝર! આશ્ચર્ય છે કે આવી નદીકથાઓ જગતભરમાં મળે છે! સ્ટિથ થોમસન પોતાના 'મોટિફ ઇન્ડેક્ષ'માં નદીકથાનાં મોટિફો પણ આપે છે. આપણે હજુ આ દૃષ્ટિએ પ્રાપ્ત ભિન્ન ભિન્ન સાંપ્રદાયિક કથાઓનો અભ્યાસ કર્યો નથી. કોઈ યુનિવર્સિટીએ 'ગુજરાતનું નદી-સાહિત્ય' ઉપર કામ કરવા જેવું છે.

**૫ એપ્રિલ ૧૯૯૧, શુક્ર**

સ્વાધ્યાય અને સંસારના આજના રંગ આ પ્રમાણે રહ્યા: 'સંજયદૃષ્ટિ'નાં પ્રૂફ જોવામાં સારો એવો સમય ગયો. આમતેમ ઘણું વાંચન ચાલ્યું પણ યાદ રહી ગયું છે દિલ્હીની સંગીત નાટક અકાદમીના અધ્યક્ષ તરીકે આવેલા ગિરીશ કર્નાડનું આત્મકથન! ગિરીશ કર્નાડ સુપ્રસિદ્ધ અભિનેતા ઉપરાંત કન્નડ સાહિત્યકાર પણ છે અને ખાસ કરીને હિન્દી, કન્નડ અને અંગ્રેજીમાં એક નાટ્યલેખક તરીકે પણ

એમનું નામ છે. અત્યાર સુધીમાં સ્વતંત્ર નાટકો અને ઇતર સાહિત્ય-કૃતિઓનાં એક ડઝન પ્રકાશનો એમનાં નામે છે. તેમનો જન્મ ૧૯૩૮માં માથેરાનમાં અને ગણિત સાથે ધારવાડથી બી.એ. તથા અર્થશાસ્ત્રમાં ઑક્સફર્ડના એમ.એ. છે. નાટકનો શોખ, માતાપિતા તરફથી વારસામાં મળ્યો અને એ. કે. રામાનુજના સંપર્કથી વિકસ્યો. પોતે વિદ્યાર્થી હતા ત્યારે રામાનુજનની અંગ્રેજી કવિતા 'ચીકલી'માં વાંચતા અને જ્યારે ઑક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસના ક્ષેત્રીય વ્યવસ્થાપક બન્યા ત્યારે રામાનુજનનો કાવ્યસંગ્રહ ઑક્સફર્ડથી પ્રકાશિત કરાવ્યો. પોતાને પ્રભાવિત કરનાર પુસ્તકોમાં તે યુ. આર. અનંતમૂર્તિની નવલ-કથા 'સંસ્કાર'ને પ્રથમ ગણાવે છે, પાછળથી 'સંસ્કાર' નામથી તેની ફિલ્મ પણ બનાવી.

નાટ્યસર્જનમાં પહેલી રચના મિથનો આશ્રય લઈને બનાવી તે 'યયાતિ', ઇતિહાસના આધારે 'તુગલક' અને લોકકથાનો આધાર લઈને 'હયવદન' મુખ્ય મૌલિક નાટકો છે. વૈદિકકથા પર આધારિત 'બલિ' નાટક લખવામાં તેમણે પંદર વર્ષ લીધાં! કોઈ પણ નાટક ચાર-પાંચ વર્ષની મથામણ વિના તો નથી જ લખાયું! નાટક પૂરું લખાઈ ગયા પછી 'જાણે હું ખાલી થઈ ગયો હોઉં' એવો અનુભવ કરે છે.

ગિરીશ કર્નાડનું આ આત્મકથન વાંચતાં, મને વારંવાર આપણા નાટ્યલેખકો સ્મરણે ચડતા રહ્યા છે. આપણા મિત્રો કેટલી ઝડપથી નાટક લખી નાખે છે! ગુજરાતીમાં જાણે કોઈ પણ સાહિત્યસ્વરૂપ પ્રતિ સાધના નથી.

* * *

ઘરમાં આજે કડવા-મીઠા બે પ્રસંગો બન્યા. સવારે દર્શનને શાક લેવા મોકલ્યો. તે એકદમ ઝડપથી શાક લાવી ચાલ્યો ગયો! રસીલાએ 'ટમેટાં નથી લાવ્યો'નો કકળાટ કર્યો. મને પણ દર્શનની ઉતાવળ અને બેધ્યાનપણું કઠતાં હતાં. કાન્તાબહેનને પાંચ હજાર

આપવા અગિયાર વાગ્યા પહેલાં પહોંચવાનું હતું પણ સાડા દસ સુધી દર્શન દેખાણો નહિ. રસીલાને સુપરવિઝનમાં જવાનું હતું તે બબડતી રહી. મેં પણ મારું કામ છોડીને દર્શનને શોધવા બહાર ચક્કર માર્યું. ન મળ્યો એટલે ગુસ્સે થયો : 'જો બે તમાચા ઠોક્યા હોય તો સીધો રહે.' મારું વાક્ય હજુ પૂરું પણ ન થયું અને રસીલા ઉછળી! એ આમ દર્શન ઉપર ચીડ કાઢતી હતી અને આમ મારો વિરોધ કરતી હતી! પુનિતની વચ્ચે પણ તું જ આવી હતી નહિતર આપણો છોકરો આપણા કીધામાં શા માટે ન હોય?' અને રસીલા જમતી જમતી ઊભી થઈ ગઈ! એનો ચહેરોમહોરો, શરીરનાં વળાંક ફરી ગયા અને એક ઝંઝાવાતની જેમ રસોડાની બહાર ભાગી! હું અનુભવતો હતો કે આ એના સ્વભાવથી જ દુઃખી થઈ રહી છે, પણ ઉપાય ન હતો! એ જમ્યા વિનાની લગભગ ધા થઈને ગઈ!

થોડીવારે મેં પાછળની ગલીમાં અવાજ સાંભળ્યો. દર્શન અને એનો એક મિત્ર ગલુડિયાં રમાડતા હતા! "એલા, ઘરમાં આટલી ગાજવીજ થઈ અને તેં સાંભળી નહિ?"

અઢી વાગ્યે રસીલા આવી ત્યારે વાંચવાનું છોડી, એની પાછળ પાછળ ફરી એને મનાવી લીધી. જોકે હું મનાવવાના મૂડમાં છું એ જાણીને એ થોડી મોંઘી થઈ હતી! સ્ત્રીની આ ખૂબી છે: આપણે મૌન રહો કે સામા થાવ તો એ કાબૂમાં આવે પણ રંક બનો તો એ બેફામ બને! □

- મૂગો થવા માટે હું દર્પણ પાસે જાઉં છું અને રડી પડું છું.
- લગ્નની વીંટીમાંનો નાનો હીરો પેલા યુગો જૂના નક્ષત્ર જેવો જ, એકધારો કેમ ઝળહળતો રહેતો નથી?

—રતિલાલ 'અનિલ'

## એકલ નૃત્ય / એન. એન. ફિલિપ્સ

એ લાંબા સમયથી ઘેર ગઈ નહોતી. એના પિતાનું કૅન્સરનું ઑપરેશન થયું ત્યારે એ ઘેર ગઈ હતી. દર બીજા દિવસે એ હૉસ્પિટલ જતી અને કલાકો સુધી એમના પલંગ પાસે બેસી રહેતી. પિતા એને બુઝાતા દીવાની ચંચળ જ્યોત જેવા લાગતા. એ દરમ્યાન એ બહુ દૂબળા પડી ગયા હતા. એમના પગની ચામડી પાતળા કાગળ જેવી પારદર્શી લાગતી.

એને યાદ આવ્યું કે જ્યારે એ ગુસ્સે થતા ત્યારે કહેતા, 'બસ, હવે સહન નથી થતું.' કોઈ વાર મજાકમાં પણ કહેતા, 'હે ઈશ્વર, હવે બસ. હવે સહન થતું નથી.' જોકે એકદમ કહેતા નહીં. પણ જે કંઈ કહે, એની પાછળ આ ઉદ્‌ગાર હોય જ. એ એના પિતાને એમની તંદુરસ્તીની મંગળ કામનાનો પત્ર વાંચી સંભળાવતી હતી. એ માના પિયેરથી આવ્યો હતો.

'ચાલો, એમાં એનો શો દોષ.' એ બોલ્યા. એમનો સંકેત એની મા સાથે બે વર્ષ પહેલાં તલાક તરફ હતો.

એ દરમ્યાન એણે હૉસ્પિટલના ગ્લાસમાં સાબુનું ફીણ બનાવી દીધું હતું. હવે શેવ કરવા માટે એમને મદદ લેવી પડતી હતી. પાણીથી ભીના કરીને આંગળીઓથી પાછળના વાળ સરખા કર્યા. છ સપ્તાહ હૉસ્પિટલમાં રહેતા પિતાના રૂપેરી વાળ વધી ગયા હતા. એણે ટેકો દઈને તકિયાના આધારે સુવામાં મદદ કરી. લાંબા થઈને એ હાંફતા રહ્યા. 'હવે તો મારું થોડું વજન વધી જાય એની રાહ

જોઉં છું. એમ થાય તો કોર્ટના આંગણે કૂતરાના બચ્ચા પેલા વકીલને બે લાફા મારી શકું...હાંફને રોકતા એ બોલ્યા, તલાક અપાવનાર વકીલને એ ભૂલી શક્યા નહોતા.

એ બેઠી બેઠી એમને જોતી રહી. એમના ગાઉન પર ઘોડા અને અસ્તબલની રેલિંગ છાપેલી હતી. એક દિવસ એના નૃત્ય-શિક્ષકે એને પોતાનો એક પગ સીધો સાવ માથાની અડોઅડ સપાટ કરતાં શીખવ્યું હતું. એણે પ્રથમ વાર પગ સાવ સીધો ઊંચો કરીને માથા પાસે દીવાલ પર ટેકવ્યો અને શિક્ષક સામે જોયું. એણે શિક્ષકની લુખ્ખી આંખમાં જોવાનો પ્રયત્ન કર્યો હતો – મનમાં એ બોલતી હતી–મને દર્દ થતું નથી, જરાયે નહીં.

પિતા હાથ મસળતા હતા. 'હવે તારી મા કેવી છે?' પૂછ્યું 'એ એકલી રહેવા ચાહતી હતી ને! લે, હવે પોતે જ એકલી રહેશે.'

□

## ચૂંબન / લૂપિંગ

બે અનુરૂપ ગોળાકારથી પૈડાંની ગાડી બનાવી
એક પુરાતન કથા આપોઆપ પ્રગટ થવા લાગી
માને કહ્યા વિના
પ્રેમનું મધુ મેં ચાહીને પીધું, એકલા
હું ત્યારે ઉકેલી રહી હતી
નક્કર જ્યોમેટ્રીની એક સમસ્યા
એવી રીતે!

## વ્યક્તિ પહેલાં, પ્રજા પછી / મહાત્મા થોરો

સરકારના સ્વરૂપના નિર્ધારણનું એક વ્યવહારુ કારણ એ છે કે સત્તા જ્યારે લોકોના હાથમાં આવી જાય છે તો બહુમતની વાત ચાલે છે. બહુમતીવાળા લોકોની સરકાર લાંબો સમય ચાલે છે. એનું કારણ એ નથી કે બહુસંખ્યક લોકો અલ્પસંખ્યક લોકો પ્રત્યે ન્યાયપૂર્ણ નીતિઓ અપનાવે છે, બલ્કે બહુસંખ્યક શારીરિક અને ભૌતિક રૂપે સર્વાધિક શક્તિશાળી હોય છે. બહુમતીથી બનેલી સરકાર સર્વાંશે ન્યાય-આધારિત નથી હોતી – લોકો સમજે છે એટલા ન્યાય પર પણ નહીં. શું કોઈ એવી સરકાર હોઈ શકે છે, જેમાં બહુમત સત્ય અને ગલતના નિર્ણય કરનારું તત્ત્વ ન હોય, બલકે નિર્ણાયક તત્ત્વ હોય આત્માનો અવાજ? એમાં બહુમતથી એટલું જ નક્કી કરી શકાય કે, એવા કયા પ્રશ્નો છે, જેના પર અનિવાર્ય નિયમનની વ્યવસ્થા લાગુ પાડવામાં આવે. શું કોઈ નાગરિકને એક ક્ષણને માટે પણ પોતાના આત્માના અવાજનો એક અંશ પણ સાંસદ કે ધારાસભ્ય પર છોડી દેવો જોઈએ? જો હા, તો પ્રત્યેક વ્યક્તિને પોતાના આત્માનો અવાજ હોય છે જ શા માટે! હું સમજું છું કે આપણે વ્યક્તિ પ્રથમ હોવું જોઈએ, પ્રજા પછી. કાનૂન પ્રત્યે એટલો જ આદર હોય, જેટલો અધિકાર પ્રત્યે હોવો જોઈએ, એ વાંચ્છનીય નથી. મને એ માનવાનો અધિકાર છે કે પોતાના અધિકાર પ્રત્યે મારું દાયિત્વ એટલું જ હોય કે કોઈ સમયે હું જે ઉચિત અને યોગ્ય સમજું તે કરી શકું. □

# ઇકબાલી મુક્તકો



અંજુમ વાલોડી

# કંકાવટી

ઓગસ્ટ : ૧૯૯૧




નાસિર કાઝમી
હેમંત ધોરાડા
અંજુમ વાલોડી
હિમાંશુ પટેલ
સંસ્કૃતિરાણી દેસાઈ
લૂ-હાઈ છયાઓ
રતિલાલ 'અનિલ'
જયન્ત કોઠારી
ચતન્ય દેસાઈ
ઇલા નાયક
ભરત મહેતા
પરવિન શાહિર

# કંકાવટી

ઑગસ્ટ ૧૯૯૧

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

**વર્ષ ૪૦ : અંક ૩૮૧ : મૂલ્ય : ૪ રૂપિયા**

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

## વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૩૦, બે વર્ષના રૂા. ૫૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તુરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ' ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫૦૦૨ સરનામે જ કરવો.

*

તંત્રી–મુદ્રક–પ્રકાશક

**રતિલાલ મૂ. 'અનિલ'**

માલિક : આર. આર. રૂપાવાળા

ફોન : ૪૫૦૨૮

*

**પ્રકાશનસ્થળ** : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨

**મુદ્રણસ્થાન** : ૧૯, ભગવતી મુદ્રણાલય, દૂધેશ્વર રોડ, અમદાવાદ–૪

તેરે આનેકા ધોખા સા રહા હૈ
દિયા સા રાતભર જલતા રહા હૈ

અજબ હૈ રાતસે આંખોંકા આલમ
યે દરિયા રાતભર ચઢતા રહા હૈ

સુના હૈ રાતભર બરસા હૈ બાદલ
મગર વો શહર, જો પ્યાસા રહા હૈ

વો કોઈ દોસ્ત થા અચ્છે દિનોંકા
જો પિછલી રાતસે યાદ આ રહા હૈ

કિસે ઢૂંઢોગે ઉન ગલિયોં મેં 'નાસિર',
ચલો, અબ ઘર ચલે, દિન જા રહા હૈ

□ નાસિર કાઝમી

ભારે થયેલા શ્વાસ હવામાં ઉછાળીએ
આંખોમાં ભરીએ આભ તણખલાંઓ ચાવીએ



વીતે ન એક ઘડીથી એક ક્ષણથી ક્ષણ
હું ઓગળી ન જાઉં અને રાત પણ કઠણ



ઊઘડતા હોઠના સ્પંદનમાં વિસ્તરી જાઉં
તને ચૂમું તો હું વાતાવરણ બની જાઉં

□ હેમંત ધોરડા

રક્તમાં જાણે તપે તારી બપોર,
લાલ માટી પર ખરેલાં ગુલમહોર.

જાણે અંજાવું જલનનું રાતભર,
ધીમે ધીમે આંખમાં ફૂટે પહોર.

પળ, પ્રતિપળ એક ઉઝરડો સાથસાથ,
તારું હોવું પણ ન હોવું પણ નહોર.

દાઝવાનું, દાઝતા રહેવાનું બસ,
એકદા ચંપાયલી કાઠીની દોર.

ખીલનું ફૂટી નીકળવું મુખ ઉપર,
રક્તમાં જાણે તપે તારી બપોર.



રેતીમાં દટાવાનું ગળા લગ,
બપોર તમારી તપે શિર પર.

પથ્થર વધુ મોટા થતા લાગે,
એવામાં નજર આવો તમે પણ.

લંબાયા કરે થોરના કાંટા,
હમણાં અડી, હમણાં અડી પાંપણ.

રગરગ કે ઊઠયા સોળ તરસના,
ભિંજાવે ભીના હોઠની અટકળ.

શું દાહનું ચોમેર ઉમટવું,
શું એક શીતળ નામનું વાદળ.

ઇકબાલી મુક્તકો / અંજુમ વાલોડી

સાદ દઈને કહે છે શાંત સ્થિર પર્વત :
મર્મ જીવનનો છે કરાર મહીં !
પણ કહે છે આ કાર્યરત કીડી :
છે મઝા ઓર આ લટાર મહીં !



છે કઠિન એવો પ્રેમનો મારગ,
જ્યાં નથી કોઈ કોઈનો સહચર;
કિન્તુ જો હોય આરઝૂ ઉત્કટ,
જઈ શકાય એની શક્તિના બળ પર.



કેટલોયે હો વિકટ મારગ ભલે;
પહોંચશે નિઃશંક તે નિજ મંઝિલે;
ઘોર કાળી રાતમાં જે માનવી
દીપડાની આંખથી પણ કામ લે !



શું ખબર, દરિયાના મોજાને નથી
કે, વસે છે મોતી પણ પેટાળમાં ?
તોય કાંઠે લાવીને મૂકે છે એ
માત્ર કચરો ને નકામાં છીપલાં !



ડૂબકી મારીને નિજ અંતર મહીં
ભેદ આ જીવનના પામી જા બધા;
ના થવું જો હોય મારો, તો ભલે
પણ ભલા માણસ, પોતાનો તો થા !

## વરસાદ સાથે / હિમાંશુ પટેલ

પાણી સાથે પાણી
અથડાઈ, ફૂલી, ફાટી શાંત થાય છે,
નાદ અવાજ વગર
પવન સાથે ઢસડાઈ
સપાટી પર થરથરી લસરી જાય છે,
ખાલીપો
માર્ચના ઉજ્જડ વૃક્ષમાં
વરસાદ સાથે હચમચી
ટીપે ટીપે ખર્યા કરે છે.



## GODOTISM / હિમાંશુ પટેલ

આ દરેક રસ્તા શાંત છે.
દરેક ગલીઓ, ખૂણા,
દરેક બારણાં તથા પગલાં
એક જ દિશામાં ફંટાય છે,
પ્રત્યેક શ્વાસોચ્છ્વાસમાં
આપણે મૃત્યુ પામીએ છીએ.
હું મને પાછળ મૂકી ચાલ્યા કરું છું,
પછી પાછો ફરી મને જોઉં છું :
હું ત્યાં જ છું,
હું ત્યાં જ હતો,
હું ત્યાં જ હોઈશ
દરેક શ્વાસોચ્છ્વાસમાં આપણે મૃત છીએ.

## જિંદગીના 'વેઇટિંગરૂમ'માં / સંસ્કૃતિરાણી દેસાઈ

જિંદગીના 'વેઇટિંગરૂમ'માં બેઠાં આપણે
'નેક્સ્ટ કનેક્શન' મળવાની રાહ જોતાં
એક મંઝિલથી આવ્યા ને પહોંચવાનું બીજી મંઝિલે.
જોડે બેઠેલ વ્યક્તિઓ સાથે કરી દઈએ એટલો ઘરોબો કે
કનેક્શન મળતાં છોડી નથી શકતાં તેમને !
ફસાઈએ, ફરી ક્યારેય નહીં મળે તેવી વ્યક્તિઓ કરતાં
વધારે સમૃદ્ધ થવાની મહેચ્છાનાં ચક્કરમાં,
ને એનાથી જુદા તરી આવી, ગર્વ અનુભવીએ આપણે.
શું આપણે જિંદગીનાં 'વેઇટિંગરૂમ'ને
મંઝિલ તો નથી સમજી બેઠાં ને !

## આકાશના ખડિયામાં / સંસ્કૃતિરાણી દેસાઈ

આકાશના ખડિયામાં
રાત્રિની શાહીમાં બોળીને
લખું છું હું કવિતા.
ખાલી થવાનો નથી કોઈ દિવસ ખડિયો
ને ઝાંખી પડવાની નથી શાહી.
એટલે જ કોરાકટ્ટ સફેદ કાગળ ઉપર
ધારદાર કાળી શાહીથી લખેલી
સ્ફટિક સમાન રહેશે યાદ
દિવસની ભૂરી શાહી કરતાં
રાત્રિની કાળી શાહી
ગમે છે મને વધારે.

# ગિટારનું સ્વપ્ન / લૂ હાઈ-છયાઓ

મારી કાયમ એવી ઇચ્છા રહી છે કે મારી પત્ની આચન માટે એક ગિટાર ખરીદું.

એ આ ગામમાં પોતાની સાથે કાંગચઓમાં ગિટાર ખરીદી લાવી હતી – ત્યાં અમને શિક્ષિત યુવાનો તરીકે વસાવવામાં આવ્યાં હતાં. રાત્રે એકાંતમાં, પોતાના ઓરડામાં એ વગાડતી. કદી સઘન, કદી શિથિલ સરગમ સ્વચ્છ ઝરણાની જેમ વહી આવતી. એ કેટલી કર્ણપ્રિય હતી! સાચું કહું તો આચન પ્રત્યેનો મારો પ્રેમ એ સંગીતને કારણે જ જાગ્યો હતો.

પછી એક દિવસ એના બૉસે એને બોલાવી અને ભારે ઠપકો આપ્યો. એની ગિટાર જપ્ત કરી લેવામાં આવી, એના કટકેકટકા કરી નાખવામાં આવ્યા કારણ કે સાંસ્કૃતિક ક્રાન્તિ પહેલાં એ લોકપ્રિય સંગીતની બહુ શોખીન હતી. એણે એ વાત અનેક વાર ખૂબ કડવાશથી કહી પણ હતી અને એમ લાગતું હતું કે એને માટે એ વ્યાકુળ હતી. મેં 'લાગતું હતું' એટલા માટે કહ્યું કે એણે ક્યારેય એમ ખુલ્લેખુલ્લું કહ્યું નહોતું કે મારે કશું જોઈએ છે, કદાચ એને લાગ્યું હોય કે પતિને એ અટપટું લાગશે, અને હું પણ કદાચ જ કહી શકતે કે બે હૃદયોના મિલનનું સંગીત એ સંગીતનો વિકલ્પ ન બની શકે – જે અત્યારે આપણી આસપાસ નથી, જો કે ઠીક ઠીક કહું તો પોતાના પ્રેમ અને વિચારમાં એવી ભાવનાનું હું સ્વાગત જ કરતે.

છતાં, એ નાનકડી ઇચ્છા પણ પૂરી ન થઈ. અમારા લગ્નનાં શરૂઆતનાં વર્ષોમાં તો એ વાત સાવ અશકય જ લાગતી હતી. ત્યારે અમે ગામમાં જ રહેતાં હતાં. તે પછી અમે જિલ્લાના શહેરમાં ચાલ્યાં ગયાં. એ કપડાંની ફેકટરીમાં કામદાર હતી અને હું પ્રાથમિક શાળામાં શિક્ષક. એવી ગુલાબી કલ્પનાઓની કોઈ ગુંજાયશ જ નહોતી. ૬૫ ટવાન(૧ ટવાન લગભગ ૪ રૂપિયા)નો માસિક પગાર. એમાંથી અમારે સૌથી પહેલાં ચરૂી, ગંજીફ્રાક અને રોજિંદી જરૂરિયાતની ચીજો ખરીદવાનો વિચાર કરવાનો હતો. સમય પસાર થવા સાથે ગિટાર ખરીદવાનું અમારું સ્વપ્ન ધીરે ધીરે અદૃશ્ય થઈ ગયું.

એ પછી કોઈ એક મહિના પહેલાં જિંદગીએ એક નવો, સારો વળાંક લીધો. આચનની ફેકટરીમાં ચીજોનું નવીનીકરણ શરૂ થયું. દિવસે એ કપડાં પર ઈસ્ત્રી કરતી, અને કપડાં પર બટન ટાંકવાનું કામ એ રાત્રે કરવા લાવતી. એ દિવસરાત લગનીથી કામ કરતી. મહિનાની આખરે એ ૧૦૧ ટવાન લાવી.

'હવે આપણી પાસે સાડા આઠ ટવાન બચ્યા છે', એણે રાજી થઈને કહ્યું. ઉધારી ચૂકવી દીધા પછી એણે પૈસા સામે મૂકયા, 'હવે તમે આપણે જેને માટે ઝૂરીએ છીએ એ ચીજ લઈ આવો.' એણે કહ્યું.

એણે એ વાત યુવાનીસહજ એવી નજાકતથી કહી કે જાણે એ મારી વફાદારીની પરીક્ષા ન લેતી હોય! મેં ખરીદી કરવાનું સ્વીકારી લીધું.

બહાર હું ગિટાર વિશે વિચારતો હતો. સ્ટેશનરીની દુકાને હું શાહીનો ખડિયો ખરીદવા ગયો ત્યાં કન્સેશન દરે એક મેંડોલિન વેચવા માટે મૂકી હતી – માત્ર ૮ ટવાન કિંમત હતી.

હું ગિટાર લઈને પાછો ફર્યો ત્યારે આચન કપડાં પર બટન ટાંકવામાં તલ્લીન હતી. મેજ અને નેતરની બે ખુરશી પર અર્ધ–પારદર્શી લાલ વસ્ત્રોનો ઢગલો પડયો હતો. જેવી એની નજર ગિટાર પર પડી તો એ ઉછળીને ઊભી થઈ ગઈ.

'એક ધૂન સંભળાવને આચન?' મેં કહ્યું, 'તું એટલું સરસ વગાડે છે કે તે સાંભળવાની ઇચ્છા થાય છે. લાંબા સમયથી મેં કોઈ ધૂન સાંભળી નથી. હવે આપણે રાત્રે કોઈ કોઈ વાર સંગીતનો આનંદ લઈ શકીશું.

'જરા જોઉં તો ખરી!' એ ઘૂરકી, 'હવે આ રીતે સમય બરબાદ કરવા ચાહો છો?'

'મને લાગ્યું કે તને એની જરૂર હતી!' મેં ગભરાઈને કહ્યું.

'શું કોઈ વાર મેં તમને એ વિશે કહ્યું હતું ખરું? બનવાજોગ છે કે ક્યારેક કહ્યું પણ હોય, પણ એ તો વર્ષોજૂની વાત છે! મને અત્યારે જેની ખાસ જરૂર છે, એક સારા, મજબૂત ગુણપાટની એક મોટી સારી ગુણ, જેમાં હું બટન ટાંકવાનાં વધારે કપડાં ભરીને લાવી શકું. રાત્રીના ફાજલ સમયમાં વધારે કામ કરી શકું. અને એટલા પૈસા તો કમાઈ લઉં કે આપણી તરફ કોઈ 'બિચારા ગરીબ'ની નજરે જોઈ ન શકે. મારે એક ગુણપાટ જોઈએ. કોઈ વાર મારે કપડાં ભરવા માટે થેલો ઉછીનો માગવો પડે છે, ત્યારે બહુ ખરાબ લાગે છે. મેં ઘણી વાર એ માટે તમને યાદ દેવડાવ્યું છે, પણ તમે સાંભળો તો ને!'

'એકસો ટવાન મળ્યા પછી પણ તું અસંતુષ્ટ છે?'

'સો ટવાન વળી શું હોય છે? કંઈ નહીં!' એણે ફરીને જવાબ આપ્યો, મારી પાળીમાં ૧ મહિને દોઢસો ટવાન કમાનારા પણ છે. ફેક્ટરીએ નિર્ણય કર્યો છે કે જે બટન ટાંકશે તે જ કપડાં પર ઇસ્ત્રી કરશે. દરેકના પતિ અને બાળકો એમના એમના કામમાં મદદ કરે છે. પણ તમે તો તમારામાં જ મસ્ત છો!' એટલું કહીને એ ડૂસકાં ભરવા લાગી.

'એટલે કે હું તારે માટે મોટો થેલો ખરીદી લાવું અને હું મારા ભણાવવાના વિષયોનો અભ્યાસ કરવાને બદલે તને બટન ટાંકવામાં મદદ કરું, બરાબર ને?'

'તમે ઉદાસ મૃત્યુની જેમ લખવા–વાંચવામાં ચોંટેલા રહેશો, કેમ? કોણ જાણે કેટલાં વર્ષોથી તમે એ કરો છો, એથી તમારું શું ભલું થયુ? બટન ટાંકશો તો તરત એનું ફળ જોશો!'

સામાન્યપણે સાવ ઓછું બોલનારી, બલકે મોટા ભાગે ચૂપ રહેનારી પોતાની પત્નીના મોઢે આવો વિસ્ફોટ—મને જરાયે ગમ્યો નહીં, મને ક્યારેય એવી આશા નહોતી. દેખીતું છે કે પોતાની તકલીફો પોતામાં જ સમેટીને રાખી. મેં ડોલિનનો સોનેરી આકાર અને આચનના ચહેરા પરનો થાક અને નિરાશા જોઈને મને તકલીફ થઈ. મેં વિચાર્યું: અમારા બંનેના હૃદયમાં આવી ગેરસમજ શી રીતે આવી? શું હું નકામો છું કે પછી એ બદલાઈ ગઈ છે? જ્યારે અમે ગરીબી દૂર કરવામાં મશગુલ છીએ, તો શું એનો અર્થ એ છે કે અમે ગરીબીની સાથે બીજી ચીજોને પણ દફનાવી દઈએ? જેમ કે, ગિટારનું સ્વપ્નું? □

## સંવેદનશૂન્યતા એટલે ઘટનાલોપ / રતિલાલ 'અનિલ'

આ આકાશ પણ ઋતુઓના આગમનને કારણે આકાશ છે, નિત્યનૂતન આકાશ છે, જીવન્ત આકાશ છે. એમાં સૂર્ય ઊગે છે, એનો પ્રકાશ દિશાઓને ભરી દે છે, ક્ષિતિજને ચમકાવી દે છે, એટલે જ એ માત્ર આકાશ નથી, એ સદાય એકસરખું ભૂરું હોત તો આકાશ હોત? ના, એ એક અતિવિસ્તારી પોત હોત, આપણી આંખો એ પોત તપાસવાનું કદાચ છોડી દેત...આપણે ક્યારેક ભીંત ધોળવાનું વિચારીએ છીએ, ધોળેલી ભીંત પર કંઈક શોભા કરવાની મથામણ કરીએ છીએ, કેમ કે ઘટનાવિહોણું જીવન, નીરસ અનુભવાય છે. સપાટ ભીંત પર કશુંક લટકે છે અને એ એક ઘટના બને છે. એવી લટકેલી ચીજને આપણે કાયમ ત્યાં રાખતા નથી, કાયમ; કાળે કરીને ઘટના મટી જાય છે, એક નિર્જીવ વાસ્તવિકતા બની જાય છે.

એક કેલેન્ડર આખું વરસ ભીંત પર સહ્ય બને છે, એના પર ઋતુચિત્ર હોય છે એટલે. આ પૃથ્વી કેવડું મોટું લૅન્ડસ્કેપનું આલબમ હતી! પારસીઓના ઘરે એમની ભીંત પર લટકતા લૅન્ડસ્કેપચિત્ર જેવો દૃષ્ટિનો પ્રત્યેક ખૂણો હતો. માણસે સંસ્કારી થઈને શું કર્યું? એણે લૅન્ડસ્કેપચિત્રોનો વિલય કર્યો! આપણી ચારે બાજુ લૅન્ડસ્કેપ હતાં. એમાં વૃક્ષો હતાં. વૃક્ષોની પાછળ લંબાયેલી ધરતી અને આકાશ હતાં. ઋતુઓ આવી આવીને એમાં નવા નવા રંગ ભરતી અને લૅન્ડસ્કેપ નિત્યનૂતન બની રહેતાં.

આપણે માણસોએ આપણા જગતમાંથી લૅન્ડસ્કેપ ગુમાવ્યાં છે અને આસપાસ માનવસર્જિત ડિઝાઈનો ઊભી કરી છે. સપાટ ધરતી પર આપણે સ્વસર્જિત ચિત્રો નહીં, ડિઝાઈનો રચી છે. પણ ડુંગરો આજેય અજેય છે. ત્યાં તમે ગમે તેવી રચના કરો પણ ડુંગરો સાથે જોડાયેલાં લૅન્ડસ્કેપ દૂર કરી શકો નહીં. હા, એને બોડા બનાવો ત્યારે તે ઉદાસ લૅન્ડસ્કેપ બની રહે છે. માણસ ડુંગરાળ પ્રદેશોમાંથી લૅન્ડસ્કેપો દૂર કરી શક્યો ત્યારે એ પ્રદેશને બોડો બનાવવાનું દુ:સાહસ આરંભ્યું અને ઋતુઓ પણ ડુંગરવાટ ભૂલી જતી હોય એમ લાગ્યું. ઊંચા ઊંચા પર્વતો પર ઋતુઓ સહેલાઈથી પહોંચી જાય છે. સપાટ મેદાનોમાં જવા માટે હવે એના પગ જ ઊપડતા નથી...શહેરમાં આવતાં પહેલાં જ એ વગડામાં બેસી પડતી હોય એવું લાગે છે.

જીવનની ગતિ એ ઋતુચક્રની ગતિ છે! ઋતુઓ આવતી નથી ત્યાં જીવન સપાટ, સ્થિર, નિર્જીવ થઈ ગયેલું છે. માનવના જીવનમાં અને સમયના જીવનમાં ઋતુચક્રની જ ગતિ છે, એટલે એ જીવન્ત, પરિવર્તનશીલ લાગે છે. આમ તો વેપાંગણિતની સરળતાથી ટાઢ, તાપ અને વરસાદ કહીને ઋતુચક્ર સમાપ્ત કરી દઈએ છીએ, પણ એ તો ઋતુઓના ત્રિદેવ છે. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ છે. ઋતુઓને કારણે જ જીવનમાં અને પ્રકૃતિમાં ઘટના છે. જીવન અને પ્રકૃતિ સ-રસ છે.

વૃક્ષની ટોચે વિજયોત્સવની કલગી જેવી રતુમડી કૂનગી મલકી રહી છે એ ઘટના છે. પાસે એક પક્ષી આવીને બેઠું, ટહુક્યું, એ એક ઘટના છે. નવી ઋતુ જ મોસમના પક્ષીને નોતરી આવી એ ઘટના છે. સંજે વૃક્ષો આખા દિવસ ઊભાં રહ્યાનો થાક તેમની ગંધરૂપે છોડે છે એ ઘટના છે. પેલું રમતું બાળક ઘટનાને ઓળખે છે. ચકલી આવે છે, તો તરત એ તરફ જુએ છે. ઘટનાને બાળક ઓળખે છે અને એ ભૂલવા માટે એ ઉંમરે મોટો થતો જાય છે.

એ જન્મદિવસની ઉજવણીની ઘટના પ્રયોજે છે, એને ઘટના પ્રયોજવી પડે છે. અનાયાસપણું એને પોતાના કર્મયોગનું વિરોધી લાગે છે.

રણમાં પવન જ માત્ર ઘટના છે. ત્યાં ઋતુ નથી એટલે એ ઘટનામા વૈવિધ્ય નથી, રંગદર્શિતા નથી. ત્યાં લૅન્ડસ્કેપ બદલાતા નથી. પવન રેતીનો ટેકરો એક સ્થાનેથી ખસેડી બીજે ઢગલો કરે છે, પોતાના ચીલા ભૂંસી નવા ચીલા રેતી પર આંકે છે. એ રમત પછી એ થાકી જાય છે—એને ભાન થઈ જાય છે કે ઋતુના સહકાર વિના પરિવર્તન અશક્ય છે. એકના એક સિક્કાની જુદી જુદી ઢગલી કરી બહુ તો ગણિતની કરામતનો શોખ પૂરો કરી શકાય, પણ એથી પરિવર્તન સિદ્ધ થતું નથી. પ્રબળ પુરુષાર્થ પછી પણ પવન રણનું લૅન્ડસ્કેપ બદલી શકતો નથી. રણની ધરતી જ નહીં, એનું આકાશ પણ દુર્ભાગી છે. ત્યાં આકાશમાં આવેલો પૂનમનો ચન્દ્ર પણ પોતાને એકાકી અનુભવે છે. ત્યાં ચાંદની છે, પણ એનું ગીત બનતું ન હોવાથી એ ઘટના બનતી નથી.

અરે, પણ અહીં તો ધરતી છે, માટી છે, છતાં અહીં ઋતુ નથી આવતી! એમ કેમ? શહેરને દરવાજા હોત તો ત્યાં જઈને જોઈ આવત કે, દરવાજા બંધ તો નથી? પણ હવે તો આખું શહેર ઓપન છે—છતાં ઋતુ આવતી નથી! કોઈએ શું ઋતુની ધરપકડ કરી છે? રાહમાં કોઈએ ફોસલાવીને એને રોકી રાખી છે કે પછી એના પગે કોઈએ બેડી નાખી છે? **આ શહેર ઋતુઓની પેદાશોની આયાત કરે છે, પણ ઋતુને શહેરની બહાર રાખે છે!**

બેસતા વર્ષે લૅન્ડસ્કેપના દૃશ્યવાળાં અભિનંદન કાર્ડ આવે છે અને આસપાસથી ગુમ થયેલા લૅન્ડસ્કેપની કરુણ યાદ આવે છે. લૅન્ડસ્કેપને કારણે વાતાવરણમાં અનાયાસપણે ઘટના બન્યા કરતી હતી તે બંધ પડી અને લૅન્ડસ્કેપ–કાર્ડ આવ્યાની ઘટના બને છે!

કેલૅન્ડર કહે છે કે નવેમ્બર ચાલે છે, અને માથે ઇલેક્ટ્રિક પંખો ફરે છે! પાપડી રંધાતી હોય છે તેની ગંધ આવે છે અને મગજ કચરાય છે. કશી ઘડ બેસતી નથી. કશુંક ઊલટફેર થઈ ગયું છે.

ઋતુઓએ આકાશને કરુણાળુ બનાવ્યું છે. નર્યું વ્યાપક આકાશ ચિરંતન ભવ્ય બની શકતું નથી. ખોડા પહાડની યાત્રાએ જવું ગમતું નથી, તે યાત્રા નથી બનતી એટલે. આકાશ કરુણાનો વિસ્તાર છે. એ ઝાકળ વરસાવે છે, વર્ષાનાં છાંટણાં કરે છે, સૂર્ય જેવા સૂર્યને ભીનેવાને કરી મૂકે છે. એ વાદળોને તેડે છે. વીજળીને તેડે છે. ઘટનાનો ઉત્સવ મંડાય છે. સૂર્ય સંતાકુકડી રમે છે. ગાયના ધણ જેવાં સફેદ વાદળાં નિરાંતે આરામ કરે છે. ક્યારેક કોઈ તેડાં–નોતરાંની જાણ થતાં ઝડપભેર દોડે છે અને ઉત્સાહમાં અધમાર્ગે જ વરસી પડે છે. નિરભ્ર આકાશ પણ જીવનની એક સ્થિતિ નિર્દેશે છે, અને ઋતુચક્ર કહે છે કે એ કાયમી નથી, એ આશ્વાસને ઉનાળો વીતે છે અને આકાશ ઘટનાભરપુર બની રહે છે. દ્રવિત આકાશમાં વળાંક લઈને પાંખ વીંઝતું, કિલકાર કરતું પક્ષી એ કવિતા છે. એ પોતે પણ એક ઘટના બને છે. કરુણા અને શાંતિ સિવાય કોઈ ઘટના બનતી નથી. 'ઘટનાલોપ' શબ્દ સુરેશ જોષીએ આપ્યો ત્યારે કેટલાકે ટિખળ કર્યું, ટિખળ ઠેકડી સુધી યે પહોંચ્યું. સુરેશ જોષીએ ગુજરાતી સાહિત્યની એક ઘટના હતી એનો ઇન્કાર કરવાનો મોટો ચાળો થયો, પણ સુ. જો. ગયા પછી ગુજરાતી સાહિત્યમાં કોઈ ઘટના બને છે એવું લાગે છે? વ્યવહાર અને રીતાચાર, ઔપચારિકતા તો ચાલ્યા કરે છે, પણ કોઈ ચેલેન્જ જેવી ઘટના બને છે? ગુજરાતી સાહિત્યમાં કોઈ નવી જીવન્ત ઋતુ ચાલતી હોય એવું અનુભવાય છે? સ્ટુડિયોમાં ગોઠવેલા ચીતરેલા લૅન્ડસ્કેપ જેવો ગુજરાતી સાહિત્યનો સમગ્ર દેખાવ છે.

અહીં કોઈ અસ્તિત્વનો અહેસાસ કરાવે એવી ઘટના બનતી નથી, અને વિશ્વસાહિત્યમાં યે કોઈને સાહિત્યનું નોબેલ પ્રાઈજ

મળ્યાના સમાચાર મળે છે, ઘટના બનતી નથી – કારણ કે એ સર્જકની કોઈ ઔપચારિક ચર્ચા પણ નથી થતી ! આ 'ઘટનાલોપ' વિશે શું કહેશો ? જીવન્ત સહૃદયતા, વ્યાપક સંવેદનના અભાવે ઘટના બને છે છતાં માણસે એનો લોપ કરી દીધો હોય છે – એટલે બને છે તેય, આપણને માટે બનતું નથી ! પંજાબ, કાશ્મીરમાં દરરોજ હત્યાઓ થાય એનું કશું આશ્ચર્ય-અરેરાટી થતાં નથી—આ ઘટના-લોપ નથી તો શું છે? મૃતસંસારનું ભાન પણ દુર્ઘટના બને છે પણ આપણને સંવેદન જ નથી રહ્યું એટલે ક્યાંય કોઈ ઘટના જ રહી નથી ! રણમાં પવન રેતીને રેતી સુધી પહોંચાડ્યા કરે છે, એને તમે રોજિંદી ઘટના સમજી એની નોંધ લેતા નથી—એ ઘટનાલોપ આપણી સુન્ન ચેતનાએ સર્જ્યો છે. સંવેદનલોપ એ જ ઘટનાલોપ છે. ક્યાંય કોઈ ઋતુ છે ?

ઋતુસંહારમાં સંહાર પણ ઘટના બનતી નથી ! આપણા પર અકર્મણ્યતાનો દોષ ન આવે, આપણી આળસ ઉઘાડી ન પડે તે માટે આપણી સુપ્ત સંવેદનાને જાગ્રત કરવા આપણી સંવેદનના આકાશ જેવી વ્યાપક અને ઘટનાપ્રચુર બનાવવા માટે કોઈ આવે છે ત્યારે આપણી ચેતના નહીં, આપણો ભય જાગી પડે છે અને પ્રતિકારકશક્તિ પ્રવૃત્ત થાય છે, અને કહેવાતો ભય મટી ગયા પછી આપણી આળસ પોતાના અનુકૂળ દરમાં આરામ કરવા માટે પાછી ફરી છે. પછી બેસણાં, ઉઠમણાં અને ઉજવણીનો વ્યવહાર ચાલે છે. એવું અટકી પડે તે વહેવારીઆઓ માટે ઘટના નહીં, દુર્ઘટના બને છે ! ચેતના અટકી પડે તે નહિ, રીતાચાર અટકે તે વહેવારીઆ માટે દુર્ઘટના બને છે !

ઋતુઓ માત્ર કેલેન્ડરમાં આવે છે, આપણા સંવેદનશૂન્ય જીવનમાં આવતી નથી. આવો, આવો, જે મૃત અમારા અસ્તિત્વને વળગી રહેલું છે, નવી કુંપળને અવરોધતું વળગી રહ્યું છે, તેને ખંખેરી નાખવા માટે ઝંઝાના હે દેવ, આવો ! □

૧૭-૧૧-'૯૦

## કવિતા અને હું / જયંત કોઠારી

રઘુવીર ચૌધરીએ એક વખતે નવીન વિવેચકોમાં મને અગ્રસ્થાને મૂકવા સાથે એમ લખેલું કે "કવિતાની નજીક જતાં એ થોડોક સંકોચ અનુભવે છે."[1] મારી વિવેચનપ્રવૃત્તિ જોતાં કોઈ પણ આમ જ કહે અને મને જોતાં, કોઈ પણ, કદાચ, એમ જ કહે કે આ કવિતાનો માણસ નથી, ગદ્યાળુ માણસ છે.

રઘુવીરે અજાણતાં જ મારા એક નાજુક પ્રકૃતિલક્ષણ પર આંગળી મૂકી આપી છે. એમને કહેવું તો એટલું જ હતું કે જયંતભાઈ કવિતાનું કંઈક ઓછું વિવેચન કરે છે. પણ આવું સાદુંસીધું વાક્ય લખે તો એ રઘુવીર શાના? સ્મૃતિમાં જડાઈ રહે અને ઉદ્ધરણક્ષમ બને એવાં વાક્યોમાં એ માનનારા. એટલે એ જાણે મારા સ્વભાવની વાત કરતા હોય એમ એમણે છટાપૂર્વક લખી નાખ્યું, "કવિતાની નજીક જતાં એ થોડોક સંકોચ અનુભવે છે."

મારાં વિવેચનોમાં કવિતા વિશેના લેખો ઓછા છે ને સર્જાતી કવિતા વિશેના તો એટલાબધા ઓછા કે 'થોડોક સંકોચ' એ વિવેકભરી અલ્પોક્તિ લાગે, વધારે તીખા વિધાનને પણ અવકાશ રહે. ગુજરાતી સાહિત્ય પરિષદ પ્રકાશિત સાહિત્યના ઇતિહાસના ગ્રંથોમાં મારે બે કવિઓ વિશે જ લખવાનું આવ્યું – એક મધ્યકાળના ઉત્તમ કવિ પ્રેમાનંદ અને બીજા અર્વાચીન કાળના ઉત્તમ કવિકાન્ત – પણ એ તો એક અકસ્માત હતો. સંપાદક ચિમનભાઈ

---

૧. ઉદ્ગાર, સપ્ટે. ૧૯૭૧

ત્રિવેદીને ભીડ પડી ને મારે મિત્રદાવે સંકટસમયની સાંકળ બનવું પડ્યું હતું. (મને સોંપાયેલો વિષય તો, હું ભૂલતો ન હોઉં તો, પ્રવાસસાહિત્ય હતો, ત્યાં સુધી તો એ ગ્રંથશ્રેણી પહોંચી જ નહીં.) કૉલેજમાં કાવ્યસંગ્રહો ભણાવવાના ઘણી વાર આવ્યા, પણ એ તો સાથીઓ નવલકથા-વાર્તા પસંદ કરી લે પછી મારે માટે બચેલી વસ્તુ હતી. કવિતા ભણાવવામાં કે એના વિશે લખવામાં મને રુચિ નહોતી એવું તો નહોતું જ, પણ એ વસ્તુ મારી પાસે આવેલી હતી એમ કહેવાય, હું એની પાસે ગયો હતો એમ ન કહેવાય. એટલેકે એ પ્રાપ્ત કર્તવ્યો હતાં.

એમ તો કવિતા સિવાયનું ઘણું વિવેચન પણ પ્રાપ્ત કર્તવ્ય લેખે જ થયું ગણાય. 'ગ્રંથ' શરૂ થયું અને એણે મને વિવેચનના ગ્રંથો અવલોકનાર્થે મોકલવા માંડ્યા. અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ સંપાદિત 'ઝવેરચંદ મેઘાણી' જેવી કોઈ ચોપડી તૈયાર થતી હોય તો મને વિવેચનપ્રવૃત્તિ વિશે જ લખવાનું કહેવામાં આવે. આમ વિવેચનનું વિવેચન એ જાણે મારો ઇજારો થવા માંડ્યો. પછીથી કેટલીક વાર એમાંથી છૂટવાની કોશિશ પણ કરવી પડી. ખરેખર તો વિવેચનક્ષેત્રે કે અધ્યાપનક્ષેત્રે જ નહીં, મારી કારકિર્દીમાં અને જીવનમાં પણ, મેં મારા પ્રયત્નથી ઘણું ઓછું ઊભું કર્યું છે, ઘણુંખરું એમ જ ઊભું થતું આવ્યું છે.

કવિતાનું વિવેચન ઓછું કર્યું હોય તેથી કંઈ કવિતાનો રસ ઓછો છે એમ નક્કી થતું નથી. વસ્તુતઃ કવિતાનો રસ ન અનુભવ્યો હોય, કવિતાથી અસ્પૃષ્ટ રહ્યો હોય એવો કોઈ માનવી હોઈ શકે? મને શંકા છે. માણસને કોઈ ને કોઈ પ્રકારના કવિતા/ગીત/સંગીત વિના ચાલતું નથી – પુરાતન કે અદ્યતન, પરંપરાગત ભજન, લોકગીત કે છેવટે ફિલ્મી ગીત પણ. એ કવિતા ગાય નહીં તો ગણગણતો તો હોય છે. ગણગણવું એટલે હૃદયના તારનું રણઝણવું અને

હૃદયના તારનું રણઝણવું એટલે હૃદય હોવાની સુખદ અનુભૂતિમાં સરવું. કવિતાનો સંબંધ હૃદય સાથે છે.

મેં તો, તમે ભડકો નહીં તો જણાવું કે, કવિતા ગાઈ છે ને લખી છે પણ ખરી. કિશોરવયે ગાયેલાં તે તો મેઘાણીનાં, સ્વાતંત્ર્ય-સંગ્રામનાં, લોકસાહિત્યનાં ને પાઠ્યપુસ્તકોમાં આવતાં ગીતો. ફિલ્મી ગીતો તો હોય જ. પછીથી ગાવાનું મનોમન જ થતું ગયું અને એમાં સુંદરમ્‌ના 'એક સવારે' જેવાં ગીતોનો પણ સમાવેશ થયો. મનગમતાં કાવ્ય-ગીતની નોટ બનાવવાની આદત કિશોરવયથી જ હતી તે ઠીકઠીક વરસો સુધી રહી. એમાંની સામગ્રી, અલબત્ત, બદલાતી ગઈ. હવે તો ઘણા વખતથી આ બધું છૂટી ગયું છે.

રાજકોટમાં અમારું નવવિધાન મિત્રમંડળ હતું તેનું હસ્તલિખિત સામયિક 'નવવિધાન' નામે અમે પ્રગટ કરતા. આ 'નવવિધાન'માં કવિતા આપનારા, 'નવવિધાન'ના અંતરંગ મંડળમાંથી અમે બે જ — જયંતીભાઈ દવે અને હું. અમારા શિક્ષક ને માર્ગદર્શક ઇન્દુકુમાર વૈદ્ય ખરા, પણ એ તો અમારા વડીલ. બીજાં કાવ્યો તો અમારે બહારથી ઉઘરાવવાં પડતાં. જયંતીભાઈ, બેશક, મારા કરતાં સારા કવિ, પણ એ પૂરેપૂરા કવિમિજાજના. મારા પર તો એ વખતેયે વિવેચકબુદ્ધિ થોડીક સવાર થઈ ગયેલી. એટલે એમનાં કાવ્યોમાં લય, શબ્દ, ભાવ વગેરેની દૃષ્ટિએ દોષો જોવાનું અને એમની પાસે સુધરાવવાનું ને કેટલીક વાર સુધારી પણ આપવાનું કામ મારું. આ સેવા પછીથી પણ ઓછીવત્તી ચાલુ રહી છે. કવિતા કંઈ 'નવવિધાન'ને માટે જ લખાતી હતી એવું નહોતું, એનો સહજ રસ મારામાં હતો. એટલે 'નવવિધાન'માં પ્રગટ ન થઈ હોય એવી કવિતાઓ પણ હતી જ, જે આજે પણ ક્યાંક સચવાયેલી પડી હશે.

કૉલેજમાં અધ્યાપક થયા પછી વિવેચકબુદ્ધિનો વિકાસ થતો ગયો અને મારી જેવીતેવી સર્જકબુદ્ધિનો હું જ કડક પરીક્ષક બનતો ગયો. કવિતાનો આયાસ તો ગયો જ, પણ કવિતા કંઈ હૃદયનો

કઅજો છોડે? 'નવવિધાન'માં કવિતા સિવાયના કેટલાક સાહિત્ય-પ્રકારો ખેડેલા – ચરિત્ર, વાર્તા, હાસ્યલેખ વગેરે. પણ એ તો જાણે 'નવવિધાન'ને માટે. 'નવવિધાન'ની સાથે જ એ પ્રકારના લેખનનો અંત આવ્યો. પણ કવિતાની વાત જુદી હતી. પ્રસંગોપાત્ત અંદરથી ધક્કો આવતો રહ્યો, કંઈકંઈ લખાતું રહ્યું અને કોલેજોનાં મેગેઝિનોનું સંપાદન હું કરતો હતો તેમાં મારી રચનાઓને છદ્મનામોથી હું મૂકતો રહ્યો – કોલેજ-મૅગેઝિનને યોગ્ય એ ગણાય એવા ખ્યાલથી જ. પછીથી તો આ જેવી-તેવી કાવ્યલેખનપ્રવૃત્તિ પણ વિલય પામી ગઈ. માત્ર ગુજરાતી સાહિત્ય પરિષદમાં હતો ત્યારે એક વખત કંઈક આવેશ આવી ગયો અને કવિતા જેવી કેટલીક રચનાઓ થઈ ગઈ. મેં એ વખતના મારા સાથી કવિમિત્ર ચંદ્રકાંત શેઠને એ સમર્પિત કરી દીધી – નકલ પણ રાખ્યા વગર. એ રચનાઓએ ચંદ્રકાંતને ઠીક કૌતુકાનંદ આપેલો – માત્ર કૌતુકાનંદ.

મુગ્ધ વયે ને પછી પ્રસંગોપાત્ત કાવ્યરચનાઓ કરનાર મારામાં સર્જકતા હોવાનો અહેસાસ મને થયો નથી. એ આછીપાતળી કાવ્ય-લેખનપ્રવૃત્તિ સ્વાન્તઃસુખાય – મનની એક જરૂરિયાત લેખે જ ચાલી છે. એથી જ આ કાવ્યનામી રચનાઓને સાહિત્યની દુનિયામાં મૂકવાનો ઉત્સાહ મેં કદી અનુભવ્યો નથી.

કવિતા સાથેના આ અલપઝલપ બાહ્ય કે વ્યક્ત સંબંધની કથા એટલા માટે કહી છે કે જોનારને એમાં કવિતા સાથેના અવ્યક્ત આંતરસંબંધનો, કવિતા પ્રત્યેના મારા ગૂઢ આકર્ષણનો સંકેત દેખાશે. કવિતા સાથેનો મારો આંતરસંબંધ કંઈક વિલક્ષણ પ્રકારનો રહ્યો છે. એક બાજુથી સારું ચિત્ત કવિતાનું ગૂઢ આકર્ષણ અનુભવે છે – સુંદર કવિતા મારા ચિત્તને જેવું ભરી દે છે એવું ભાગ્યે જ બીજી કોઈ સાહિત્યિક રચના ભરી શકે છે. પણ બીજી બાજુથી રઘુવીરે નોંધ્યું છે તેમ, કવિતાનો હું કંઈક સંકોચ પણ અનુભવું છું, જેમ સ્ત્રીઓનો સંકોચ અનુભવવાનું મારા સ્વભાવમાં છે. પણ

પછીથી સંકોચભેદ થતો રહ્યો છે અને સ્વજનસમુદાયની સ્ત્રીઓ, સહાધ્યાયી અને સહકાર્યકર બહેનો તથા વિદ્યાર્થિનીઓમાંથી ઘણાંના વિશ્વાસ અને સ્નેહના ભાજન બનવાનું સદ્‌ભાગ્ય મને સાંપડ્યું છે તેમ કેટલીક કવિતા સાથે હૃદયસંબંધ બંધાયાનું સુખ પણ મને પ્રાપ્ત થયું છે. આ સંકોચભેદમાં મારી પહેલવૃત્તિ ભાગ્યે જ. કોઈ ને કોઈ નિમિત્તોએ કામ કર્યું. અને યશ આપવાનો હોય તો બહુધા સામા પક્ષને જ આપવાનો થાય. ભણતો હતો ત્યારે ગુજરાતી વિષયમાં વિદ્યાર્થિનીઓ જ વધારે અને એ જ વર્ગમાં વધારે નિયમિત તથા અભ્યાસનિષ્ઠ. ભણાવવાનું આવ્યું ત્યારે ઘણાં વર્ષો તો બે ગર્લ્સ કૉલેજોમાં જ કામ કરવાનું થયું ને એક કૉલેજમાં તો અધ્યાપકોમાં પણ બહેનોની સંખ્યા મોટી. કંઈક એવી પ્રવૃત્તિઓ, જવાબદારીઓ સ્વીકારવાની આવી કે સૌની સાથે સંપર્કમાં આવવાનું થાય. આ પરિસ્થિતિઓ જેમ સ્ત્રીઓ પરત્વેના મારા સંકોચને ભેદવામાં નિમિત્ત બની, તેમ આગળ નોંધ્યું તે મુજબ કૉલેજમાં મધ્યકાલીન-અર્વાચીન કવિતા ભણાવવાના પ્રસંગો ઊભા થયા તેથી કવિતા સાથે ઘરોબો બાંધવાની તક ઊભી થઈ.

અધ્યાપનના (કે વિવેચનના કે એવા કોઈ) નિમિત્ત વિના આખા કાવ્યસંગ્રહમાંથી પસાર થવાનું મને બહુ મુશ્કેલ લાગે છે. સામયિકનાં પાનાં ઉથલાવતાં-ઉથલાવતાં કવિતા વાંચવાનું મને બહુ ફાવતું નથી. કવિતાનું વાચન નિરાંતની પળો અને ધૈર્ય વિના ન થઈ શકે એમ મને લાગે છે. રઘુવીરના વિધાનના અનુસંધાનમાં એક વખતે મેં લખેલું તે ઉદ્‌ધૃત કરું તો, “કવિતાને ઊભી બજારે અલપઝલપ મળવાનું મને ફાવતું નથી, એની છેડતી કરવાનું મને ગમતું નથી. કવિતાને હું સમજીને પામવા ઇચ્છું છું. એટલે કવિતા સાથે ઓળખાણ કરવામાં હું ધીમો હોઉં છું અને પ્રમાણમાં ઓછી કવિતા સાથે હું ઘનિષ્ઠ સંબંધ કેળવી શકું છું. કવિતાનો આનંદ લેવાની આ ખરી રીત છે એવું નથી, પણ એ મારી રીત છે. એના

કેટલાક લાભ છે, કેટલાક ગેરલાભ છે."[2]

કેટલીક કવિતા અવશ્ય એવી હોય છે કે જે વાંચતાંવેંત મનમાં વસી જાય. પણ ઘણી કવિતા એવી હોય છે કે જે પહેલે વાચને આપણી સમક્ષ ઊઘડે નહીં. વાંચતાંવેંત મનમાં વસી જતી કવિતાનો સઘળો અર્થબોધ ને સૌન્દર્યબોધ પણ કંઈ એ જ વખતે સ્ફુટ થતો નથી હોતો. મને હમેશાં એમ લાગ્યું છે કે કવિતા વનિતા જેવી છે. એનું હૃદય સંવનન વિના ઊઘડતું નથી. કવિતાનું સાન્નિધ્ય સેવવાનું હોય છે, એને સર્વાંગે હળુહળુ સ્પર્શવાની હોય છે. ત્યારે જ પોતાના આંતર-ઐશ્વર્યનો એ આવિષ્કાર કરે છે. માટે જ કવિતાની પ્રીતિ એ તો એકાંતપ્રીતિ. અને ઉત્તમ કવિતાનું આંતરઐશ્વર્ય અખૂટ હોય છે. એને તમે જ્યારેજ્યારે સ્પર્શો ત્યારે કશોક નવીન રસ, કશીક નૂતન સૌન્દર્યાનુભૂતિ આવિષ્કૃત થાય છે.

કવિતા સૌ રચનાપ્રકારોમાં સૌથી વધુ સઘન રચનાપ્રકાર છે. એ અનેકપાર્શ્વી રચના છે. એમાં વર્ણ, શબ્દ, વાક્ય, લય, શ્લોક, ચિત્ર, ભાવ – વગેરેનાં પોતપોતાનાં સંયોજનો હોય છે અને એ સંયોજનો પરસ્પરોપકારક બની એક અખંડ પુદ્ગલ રચતાં હોય છે. કવિતા જેટલી ઘૂંટાયેલી, એટલી આપણે પણ એને મનમાં ઘૂંટવાની રહે છે. એમ થાય ત્યારે જ આપણે એનો પરિપૂર્ણ રસાનંદ અનુભવી શકીએ છીએ. કવિતાને અલપઝલપ, ઉતાવળે મળવાથી તો એનો પાલવ પકડીને આપણે પુલકિત થઈએ એવું બને. એની ખરી રસછટાઓથી આપણે દૂર જ રહીએ.

કાવ્ય વિશે લખવા માટેની પહેલી શરત મને એ લાગે છે કે કાવ્ય મનમાં ઘૂંટાયેલું હોવું જોઈએ, એનો ખરો અને ઊંડો અનુભવ આપણી પાસે હોવો જોઈએ. ફરમાયશી આસ્વાદ લખવાનું મારે માટે મુશ્કેલ હોય છે. એમાં તો ખેળખેળે રસ નિચોવવાની સ્થિતિ

---

૨. વ્યાસંગ, પૃ.૧૩૦

આવે છે. બલવંતરાયની શતાબ્દી વખતે 'શાંતિ' કાવ્ય વિશે લખવાનું મને કહેવામાં આવ્યું ત્યારે મેં જણાવેલું કે આ કાવ્ય મારા મનમાં ઘૂંટાશે પછી યોગ્ય લાગશે તો લખવાનું હું સ્વીકારીશ. કાવ્ય પ્રસિદ્ધ હતું પણ મારો ગાઢ અનુભવ કેળવાયો નહોતો. નિરંજન ભગત સાથે આ વાત થઈ એટલે એમણે તરત કહ્યું, "ખરી વાત છે. યૂ મસ્ટ બી પઝેસ્ડ. (તમે કાવ્યને વશ થયેલા હોવા જોઈએ.)" મેં ઉમેરેલું, "ઍન્ડ યૂ મસ્ટ પઝેઝ ઇટ. (તમે કાવ્યને પામેલા હોવા જોઈએ.)" 'શાંતિ' કાવ્યને મનમાં વાગોળ્યા પછી એના અનુભવમાં મુકાયા પછી જ મેં એના વિશે લખવાનો ઉદ્યમ કર્યો. 'નરસિંહ મહેતા: આસ્વાદ અને સ્વાધ્યાય' (સંપા. રઘુવીર ચૌધરી) માટે તેમજ સુરેશ દલાલના કાવ્ય માટે તો મારે લખવાની ના કહેવાના પ્રસંગ આવ્યા. સંપાદકે મોકલેલા ગમે તે કાવ્ય વિશે હું એમ જ એકાએક કેમ લખી શકું?

કવિતાનો અનુભવ લેવો, આસ્વાદ કરવો એ એક વાત છે ને એ અનુભવ કે આસ્વાદનો આલેખ આપવો, કવિતાનું વિવેચન કરવું એ બીજી વાત છે. આસ્વાદનો આલેખ આપવામાં તો આપણા અનુભવને આપણે ખોદવાનો હોય. છે. કવિતાનો અનુભવ, એક અનુભવ લેખે, અવ્યાકૃત હોય છે. એને આપણે વ્યાકૃત કરવાનો હોય છે. આપણા જ અનુભવને આપણે સમજવો પડે છે, એને તાર્કિક પીઠિકા આપવી પડે છે. આ માટે કવિતાનો ફરીને મુકાબલો કરવાનો આવે છે ને એમ કરતાં આપણો અનુભવ ચકાસાતો હોય છે, બદલાતો હોય છે અને વધુ સમૃદ્ધ પણ બનતો હોય છે.

મને પોતાને આસ્વાદનો આલેખ આપવાની આ ક્રિયા સર્જનાત્મક લાગી છે – ભાવયિત્રી પ્રતિભાને સંકારનારી, કવિતાની સંનિકટ લઈ જનારી અને એનો ઉત્કટ પ્રત્યક્ષબોધ કરાવનારી. અવ્યાકૃત અનુભવ વ્યાકૃત બન્યાનો ચમત્કાર પણ અનુભવાય છે. કોઈ વાર એમ પણ લાગે છે કે ઉત્તમ કવિતાનો આપણો આસ્વાદ તીક્ષ્ણ-

તીવ્ર બને એ માટે એનું જેમ પુનઃપુનઃ સેવન કરવું જોઈએ તેમ એ આસ્વાદને શબ્દબદ્ધ કરવાની કોશિશ પણ કરવી જોઈએ.

સુન્દરમ્‌નું નાનુંસરખું કાવ્ય 'મેરે પિયા' વસી તો વર્ષોથી મનમાં ગયું હતું. સુન્દરમ્‌ના કોઈ કાવ્ય વિશે આસ્વાદલેખ કરવો એમ વિચાર્યું એટલે આ કાવ્ય જ પહેલું યાદ આવ્યું. પણ થયું કે આવડાક અને આવા સાદાસીધા કાવ્ય વિશે શું લખાય? વળી થયું કે જો ન લખાય તો કાવ્યના મને થયેલા પ્રગાઢ અનુભવનું શું? ચાલો, કોશિશ તો કરીએ જ. લખવાનું શરૂ કર્યું ત્યારે કોઈ નકશો મારી પાસે નહોતો. એક તૃપ્તિકર અનુભવ અને એકબે સર્વસામાન્ય વિચારબિંદુઓ સિવાય ભાગ્યે જ કશું મારી પાસે હતું. લખતો ગયો તેમ વિચારતો ગયો કે કાવ્યનો મારો આ અનુભવ ખરેખર શું છે, એ શાને આભારી છે? કાવ્યનો એકેએક શબ્દ ને એકેએક પંક્તિ મારા મનમાં કેમ રમી રહે છે? એમાં એવું શું ભર્યું છે? કાવ્ય ચમત્કારિક રીતે ઊઘડતું આવ્યું, એના અંતરતમમાં પ્રવેશ થતો ચાલ્યો અને અનનુભૂત કશુંક-કશુંક જાણે ઉદ્‌બુદ્ધ થતું આવ્યું. અંતે એમ થયું કે કાવ્યનો પૂર્વે મેં કરેલો અનુભવ શું આ જ હતો?

મારી પદ્ધતિ કાવ્યનો સીધો અને નક્કર મુકાબલો કરવાની છે. કાવ્યના અનુભવમાં દાખલ થયા વિના એની આજુબાજુ ઘૂમવું, કાવ્યને નિમિત્ત બનાવીને વિચારવિહાર કે કલ્પનાવિહાર કરવો કે અંગત લાગણી વહાવવી, કાવ્યથી ઊફરા ચાલ્યા જવું – એ મારા સ્વભાવમાં નથી. સમગ્ર આસ્વાદનું કેન્દ્ર તો કાવ્ય જ, એ કેન્દ્ર તો ન જ ચુકાવું જોઈએ અને કાવ્યના અંશેઅંશને આસ્વાદમાં સ્થાન હોવું જોઈએ એવો આગ્રહ. પણ કાવ્યનો અંશેઅંશ હમેશાં આપણી પકડમાં આવે એવો નથી હોતો. તેથી કાવ્યના આસ્વાદનો આલેખ આપવાનું ક્યારેક કપરું પણ બની જાય. ફરીને મેં અગાઉ લખેલું તે યાદ કરું તો, "કવિતાની અડોઅડ જવું એ વિષ્ય

વળોટવા જેવું કામ નથી શું? એમાંયે કવિતારસમાં ડૂબવું એ એક વાત છે. એમાં તો કવિતા જ પોતાનું કામ કરે. પણ કવિતાનું વિવેચન કરવા બેસીએ ત્યારે કવિતા અક્કડ, અણનમ થઈને ઊભી રહે. એક શિખર પછી બીજું શિખર માથું ઊંચું કરતું આગળ આવે. કવિતાનું વિવેચન, એક સાહસયાત્રા બની રહે."[3]

છતાં આ સાહસયાત્રાનો અદ્ભુત આનંદ છે. કવિતાની જેટલા અડોઅડ જઈ શકાય તેટલાનો પણ રોમાંચક અનુભવ હોય છે. કવિતાને અનેક બાજુઓ હોય છે અને બધી બાજુથી કવિતાની અડોઅડ જવાનું આ વિવેચનયાત્રામાં હમેશાં શક્ય હોતું નથી. તો જે બાજુથી જેટલા અડોઅડ જઈ શકાયું તેટલાની પણ તૃપ્તિ અનુભવી શકાય છે. કાવ્યના ભોગીઓ માટે આ સદ્ભાગ્ય પણ ઓછું નથી. અને કોઈ કાવ્યનો આસ્વાદ આપણે કરીએ પણ એ આસ્વાદનો આલેખ આપવાનું અશક્યવત્ રહે, કાવ્યનો અનુભવ શબ્દબદ્ધ થવાનો ઇનકાર કરે તો એમાંયે કાવ્યપ્રેમીઓ કવિતાનો મહિમા લેખી એ ઘટનાને પોતાને શિરે ચડાવવાના અને કાવ્યના રસબોધમાં મસ્ત રહેવાના.

કાવ્યના વિવેચનના પ્રયાસો કરવા છતાં, ને વિવેચનની કાવ્યના રસબોધમાં ઉપકારકતા પ્રમાણવા છતાં એ સમજ તો હમેશાં રહી છે કે કાવ્યના રસબોધથી ઊંચું કશું નથી. વિવેચન દ્વારા અને વિવેચન પછી પણ કાવ્ય પાસે જ આપણે પહોંચીએ એમાં એ વિવેચનની સાર્થકતા છે.*

જયંત કોઠારી

૯ જુલાઇ ૧૯૯૧



---

૩. વ્યાસંગ પૃ.૧૩૦

* ટૂંક સમય પ્રસિદ્ધ થનાર પુસ્તક 'આસ્વાદ અષ્ટાદશી'નો ભૂમિકાલેખ.

## અન્ડર ધ સેન્ટ્રલ બંકર / પ્રા. ચૈતન્ય દેસાઈ

'અરે કેટલો સામાન લઈશ તું? આપણે જીવ બચાવવાનો છે. જગતને નથી બચાવી શકવાના, આપણે! ચાલ જલદી કર...'

'હા, હા, પણ મારે હાલ લેવાની દવાઓ વિના તો દુનિયાના કોઈપણ પડમાં થોડું જ ચાલવાનું છે? અને નવાગંતુક માટે બનાવેલાં આ ઝભલાં—ગોદડી જ અહીં રહી ગયાં તો બંકરમાં હું મૂર્ખી ઠરીશ...'

'આ તમેય કેટલાં થોથાં ભર્યાં છે, પપ્પા! બંકરમાં આ બધું સમાશે કે માણસો? ચાલો, તમે જીપ સ્ટાર્ટ કરો. હું સામાન મૂકવા માંડું છું. સાયરન વાગ્યાને પંદર મિનિટ થઈ ગઈ છે.'

અને યુદ્ધના ભયત્રસ્ત વાતાવરણને ચીરતી તેમની જીપ દોડવા માંડી. બોમ્બવિસ્ફોટથી જ્યાંત્યાં રસ્તાઓ ઉપર ખાડા પડી ગયા હતા. બધાંને જ જીવ બચાવવા બંકર ભણી ભાગવાનું હતું તેથી ખૂબ સંભાળીને ડ્રાઇવિંગ કરવું પડતું હતું. નગરના મુખ્ય ચોક પાસે પડેલું મિસાઈલનું શબ જીપસવારોના અંગમાં ભયનું લખલખું પ્રસરાવી ગયું. ઘણાં મકાનો, માર્ગો, મહાલયો વિનાશ વેઠી ચૂક્યાં હતાં. સૌથી રળિયામણા શહેરને સૌથી ઘાતક રીતે ખતમ કરવાનો જાણે યુદ્ધનો ઇરાદો હતો. નગરની જીવંતતાને તો લકવો થવાની શરૂઆત થઈ જ હતી. જોકે હવાઈ યુદ્ધે અત્યાર સુધી માનવજીવનને ઝાઝું હણ્યું નહોતું. પણ હવે તો ભૂમિયુદ્ધના ભારે ભણકારે કટોકટી જાહેર કરાઈ હતી. આકાશમાં વખતવખતે તેજના

લિસોટા ચમકી જતાં વાયુમંડળ ધૂમાડિયું બની જતું હતું અને એમનો હાથ સ્ટીયરીંગને વધુ મજબૂતીથી પકડયે જતો હતો.

યુદ્ધ જાહેર થયું ત્યારથી જ રાષ્ટ્રીય વિજ્ઞાન અનુસંધાન પરિષદના આ મંત્રી ડૉ. અબ્દુલ હુસેનના જીવને ચેન નહોતું. વિજ્ઞાન વિનાશ કે વિકાસ માટે હોઈ શકે? આમ તો વિકાસ માટે જ, પરંતુ તેનો વિનાશક પક્ષ જ્યારે બિહામણો બની, માનવ ઉપર મોત વરસાવે છે ત્યારે સંવેદનશીલ વૈજ્ઞાનિકને આવી વ્યથા થાય જ. વિજ્ઞાન મૂળે તો માનવીનાં સુખ, સુવિધા, સમૃદ્ધિ માટે જ હોય – પ્રયોગશાળામાં પ્રયોગ કરતાં કરતાં કેવા ઋજુ અને સૌમ્ય ભાવો મારા મનમાં ઘડાતા હતા! કંઈ નવીન પ્રક્રિયા, સમીકરણ શોધાતું ત્યારે મારા આનંદનો પાર નહોતો રહેતો. વૈજ્ઞાનિક શોધની જન્મની પળ ઋજુ અને હર્ષવર્ધક હોતી હશે જ. તો પછી એવા વિજ્ઞાને આ સંહારક વળાંક કેમ લીધો હશે? વિશ્વમાં કે કુદરતી ક્રમમાં યા નિયંતાની વ્યવસ્થામાં કંઈક ખામી હશે – કે શરૂઆતની ઋજુતા આગળ જતાં રુક્ષતામાં પરિણમે છે! સ્ટીયરીંગ ઉપરના પોતાના હાથની કરચલીઓ ઉપર તેમનું ધ્યાન ગયું. અનાયાસે જ હાથ અન-શેવ્ડ દાઢી ઉપર ફર્યો. આ યુદ્ધકળાઓ પણ વિજ્ઞાન ટેકનોલોજીના વિકાસની મદદથી પોતાનો વિકાસ સાધી લે છે પરંતુ તે વિજ્ઞાનની વિકાસપ્રક્રિયાનું પણ ગળું ઘોંટી દે ત્યારે? મનુષ્ય માટેનું વિજ્ઞાન, મનુષ્યનો જ કોળિયો કરવા ધસે ત્યારે માર્ગ શો? વર્ષોથી તેમને સતાવતી આ વ્યથા આજે સાક્ષાત જાણે દેહ ધારણ કરી તેમની સામે ઊભી હતી. છતાં એમાંયે વિજ્ઞાનની શોધખોળને તો અટકાવી દેવાય નહિ! મનુષ્યની સાથે સાથે માનવપેઢીઓએ જે જ્ઞાન અર્જિત કર્યું છે તેને સાચવવાની પણ તેમને એટલી જ તીવ્રતા હતી. તેથી જ તેઓએ પ્રયોગશાળાઓ, પુસ્તકાલયો શૈક્ષણિક–સંશોધન સંસ્થાઓએ ફરી ફરીને અતિ કીમતી સામગ્રી, સંદર્ભો, ગ્રંથો બંકરમાં રખાવવાની જહેમત તેમણે ઉઠાવી હતી. આ દિશામાં હજી ઘણું

કરવાનું બાકી હતું. પોતાના પરિવારને બંકરમાં ઉતારી ડૉ. અબ્દુલ હજી ગ્રંથો લેવા દોડવાના હતા.

ધણધણાટી બોલાવતું વિમાન માથેથી પસાર થઈ ગયું. ને સૌનાં રૂંવાટાં ઊભાં થઈ ગયાં. અબ્દુલે જીપના કાચમાંથી ક્ષિતિજે નજર નાખી તો આકાશ ધૂંધળું થઈ ચૂક્યું હતું. આ દૃશ્યે તેનું દિમાગ પણ ધૂંધળું કરી મૂક્યું. ઝાહિરાની નાજુક ઘડી અને પોતાની પ્રયોગશાળાની, ગ્રંથાલયની અમૂલ્ય સાહિત્ય-સામગ્રી બંકરમાં પહોંચાડવાની ચિંતા! જીવ તાળવે હતો. પોતાનું વસાવેલું જગત ચપટીમાં રાખ થવાની તૈયારીમાં લાગતું હતું બધાંને. ઉબડખાબડ રસ્તાઓ કાપીને જીપ આખરે નગર બહાર આવેલા બંકર ગેઈટ આગળ ઊભી. ત્યાં તો કીડીયારું...! બારસો-પંદરસો માણસોને સમાવવાની જ તેની ક્ષમતા. બે કલાકમાં નગર ખાલી કરવાની ચેતવણી પ્રસારિત થઈ ચૂકી હતી. ઘરમાં ખાલી ડબ્બાનો અવાજ થતાં જેમ ઉંદરો દર તરફ ભાગે તેમ લોકો ભાગી બંકર આગળ ભેગા થયા હતા. ઘર છોડી ભૂ-ઘરમાં ભરાઈ જવાનું હતું. ધરતીના લાલે ધરતીને લાલ કરી નાખી હતી અને ભાંડુઓ બેહાલ થવાની તૈયારીમાં હતાં, ત્યાં જાણે ધરતીમાતાએ તેને સમાવવા પેટાળ ખોલ્યું હતું. ડૉ. અબ્દુલે બંકરમાં પ્રવેશવા માટેનું આઇડેન્ટીટી કાર્ડ સલામતી અધિકારીને બતાવ્યું. પ્રવેશ મેળવ્યો. અંદર પણ પડાપડી. સંભાળીને તેમણે વી. આઈ. પી. લૉન્જમાં થઈ ઝાહિરાને મેટરનીટી વૉર્ડમાં ઉતારી બેડ ઉપર સુવડાવી. સમગ્ર પરિસ્થિતિથી તે ઘણી જ ભયભીત હતી. થોડું આશ્વાસન તથા સૂચનાઓ આપી અબ્દુલ રવાના થવા માગતો હતો. ઝાહિરાએ તેમની પાસે પાણી માગ્યું. અબ્દુલે બેડની પાસે સ્વીચ દબાવવાથી ઝૂલતી એક ટ્યૂબ-માંથી પાણી અને બીજીમાંથી પ્રવાહી આહાર આવશે એવું સમજાવ્યું. ઘન ખાદ્યપદાર્થો બેડ નીચે સ્ટોરેજમાં તથા અન્ય જરૂરિયાતો તેને બતાવી દીધી. અબ્દુલ બંકર-નિર્માણમાં પોતાની સેવાઓ આપી

ચૂક્યો હતો તેથી પરિચિત હતું બધું એને. બસ, હવે જલદી પોતાના મિશન માટે ભાગવું છે એને. દીકરા–વહુએ ખૂબ વીનવ્યા, જીદ છોડીને જલદી અંદર આવી જવા માટે, પરંતુ વિજ્ઞાનપ્રેમીને જંપ નહોતો. પિતાજીને વંદન, ચરણસ્પર્શ કરી તેઓ ભારે હૈયે ઊભાં! લોચન અશ્રુભીનાં! કદાચ, કદાચ મિલન...?

અને તેમની જીપ ધૂળના ગોટા પાછળ અદૃશ્ય થઈ ગઈ. મનમાં સતત રૉબર્ટ ફ્રોસ્ટ રમે...Miles to go before I sleep...Miles to go before I sleep! તન ધરતી ઉપર, મન ધરતી ભીતર!

તેણીની તબિયત તો અંદરના વાતાવરણમાં સારી રહેશેને? દાક્તરી સહાય યથાસમય મળશેને? ખૂબ નાજુક તબિયતે બિચારી અંદર ગઈ છે. પેલો બરાબર સંભાળતો હશે કે? હવે તો ખટરાગ નહિ રહ્યો હોય તેમની વચ્ચે...બધા એને સહકાર આપશે તો આ જોખમી ક્ષણ પણ હેમખેમ પસાર કરી જવાશે તેણીથી...હે પ્રભુ, કૃપાનિધાન, હે ધરતીમા, માતા બનવાના એના આ પ્રથમ પ્રસંગને સુખરૂપ પાર પાડજો...આનંદોત્સવ મનાવીશું...બબલુ કોના જેવું આવશે? કેવું રડશે? હુલ્લુ...લુ...લુ...લુ!! તેના નાજુક નાજુક હાથપગ, મુલાયમ મુલાયમ ચહેરો...! અહા, ઘણાં વર્ષોથી પ્યાસી છે આ આંખો, એવા બાળરૂપને પોતાનામાં ભરી લેવા માટે! હું તેના ફૂલ–શા હાથોમાં ફૂલ પકડાવીશ. પણ બંકરમાં બગીચો ક્યાંથી? પોતાના બંગલાનાં ફૂલોનો તાજો ગુલદસ્તો જીપના ફ્લાવર–વાઝમાં શોભતો હતો. આ નાનીશી ખીલતી કળી જેવી જ તેની આંખો હશે. પાતળાં ગુલાબી પોપચાંમાં ભૂરી ભૂરી કેશવાહિનીઓ જાણે નજાકતનું કાવ્ય! હું ઝાહિરાને પૂછીશ, 'બેટી, બાળક બોલતાં કેટલા મહિને શીખે છે?' કદાચ તે કહેશે, 'મને શું ખબર, અત્યારે આ તો મારો પહેલો જ અનુભવ!' 'લે કર વાત! આજ સુધી કોઈનાં બાળકોનેય જોયાં કે રમાડ્યાં તો હશે જ ને? જો ..જો

...એના હોઠ જાણે હમણાં બોલું બોલું કરે છે...અને એની આંખની ચમક તો જો !'

અચાનક આકાશે એક તેજલિસોટો...! અને...ધણુણુણ...ધમ્મ ! ઈકબાલ ચોકમાંથી પસાર થઈ ગયા બાદ અબ્દુલે પાછળ જોયું તો મિસાઈલ ત્રાટકી હતી. માણસોની ચિચિયારીઓ...ભાગમ-ભાગ દૃષ્ટિસીમાની અંદર જ માણસોનાં હવામાં ફંગોળાતાં અંગો જોયાં ! જાણે માટલાં ફૂટીને તેની ઠીકરીઓ વેરાતી હોય...! ઘવાયેલાં કણસતાં માણસો...તેમનાં તૂટેલાં, છૂટાં પડેલાં અંગો... અરેરે કમકમાટી ! ડૉ. અબ્દુલે તેમને મદદ કરવા જીપ રીવર્સ લેવાનું વિચાર્યું ત્યાં પાછળ એમ્બ્યુલન્સ જણાઈ. આથી પુનઃ પોતાના મિશન પ્રતિ વળ્યા.

આ ચિચિયારી પણ માનવઅવાજ જ ! ભયત્રસ્ત, મરણોન્મુખ ...! પણ મારા કાન તો તરસે છે 'દાદા' શબ્દ કાલીઘેલી જબાનથી બોલાતો સાંભળવા માટે. હું તો એની પાસે પહેલો શબ્દ 'દાદા' જ બોલાવીશ. મારી 'દાદાગીરી,થી નહિ પણ 'દાદાપણા'ના વહાલ-વર્તનથી તેને નવરાવી નાખીશ. એને ખૂબ રમાડીશ. એ મારા એકલવાયાના આધાર ! જલદી મળું તને ! અરે, મારો હાથ ફેર-વીશ હું તારા ઉપર...સ્ટીયરીંગની આંગળીઓએ પકડ વધુ મજબૂત બનાવી. તારી ઋજુતાને જાળવીશ હું, કેળવીશ હું...તારી જન્મગત કોમળતા કાળક્રમે કદાચ ન જળવાય તોયે મૃદુભાવો, સૌજન્યપૂર્ણ વ્યવહાર, સૌમ્ય વાણી, શાંત-સ્થિર-સ્વસ્થ ચિત્ત તો ઘડી શકાય છે ને ? તને એક આદર્શ વ્યક્તિ તરીકે ઘડીશ. કુંભાર એક માટીના નરમ લોંદાને મનગમતા ઘાટ આપે છે તેમ. વિજ્ઞાનીનું જ્ઞાન તારામાં આવવું ઘટે, આ યુદ્ધખોરોની ક્રૂરતા નહિ. તું જ્ઞાનપિપાસુ હશે, રક્તપિપાસુ નહિ. પ્રકૃતિના કે વિશ્વક્રમના એ અગમ્ય રુક્ષપક્ષને હું તારામાં ખૂલવા જ નહિ દઉં ને ! જોઈએ મારું વિજ્ઞાન એમાં સફળ થાય છે કે નહિ ! બસ, હવે તારા આગમનનો જ ઇન્તજાર !

તેઓ પણ બંકરમાં મારો ઇંતજાર કરતાં જ હશે. કદાચ સ્ક્રીન ઉપર ધરતીનાં દશ્યો જોતાં પણ હશે. હું યે જઈને ભૂમિ પરની હિલચાલો જોતો રહીશ, નિહાળીશ મારી માતૃભૂમિને વેદનાથી કણસતી, અને જોતો રહીશ લાચાર બનીને બંકરમાંથી! બસ, હવે મારું મિશન પૂર્ણતાને આરે જ છે. આ યુદ્ધ કેટલું ચાલશે તેનો તો ભરોસો નથી. મહાસત્તાઓ વાટાઘાટો તો કરી રહી છે, પણ કોઈ ને કોઈ મુદ્દે તેમના અહમ્ ને સ્વાર્થો ટકરાઈ જાય છે. અને હવાઈયુદ્ધ લંબાતું જાય છે. ભૂમિયુદ્ધની ધમકી પણ અપાઈ ચૂકી છે છતાં હજી કોઈ શત્રુના સૈન્યની ટેન્ક આપણા પ્રદેશમાં પ્રવેશી નથી, એવું લાગે છે છતાં એનો ભરોસો નહિ. સલામતી સાયરન થઈ છે તો ગંભીરતા હશે જ.

જીપના સ્પીડોમીટરના કાંટાથી યે ફાસ્ટ તેમના વિચારમીટરનો કાંટો ફરતો હતો. ભાદર્યો ભૂતકાળ, વિષાદગ્રસ્ત ને વેદનામય વર્તમાન અને ભેંકાર ભાવિની પરિધિમાં! જિજીવિષા અને નિષ્ઠાના ઝોન વચ્ચે ટકરાયા કરતો'તો એ કાંટો! રાષ્ટ્રીય વિજ્ઞાન અનુસંધાન પરિષદની ઑફિસેથી ખૂબ મહત્ત્વની ફાઈલો લીધી તેનો થેલો પોતાની કમરે જ કસીને બાંધ્યો. વળી મિસાઈલની વર્ષાની કલ્પના કરતાં જીપમાં લટકતું ગેસમાસ્ક પણ પહેરી લીધું. હવે આગળ સેન્ટ્રલ લાયબ્રેરીએ જાઉં કે આટલું પહેલાં બંકરમાં પહોંચાડું? જતો રહીશ તો જીવ બચશે, પરિવાર મળશે. પરંતુ હજી બે જગ્યાએ જવાનું છે તે છોડી દઉં? ના...ના...ભલે એક વૈજ્ઞાનિક જશે, પણ હજારો વૈજ્ઞાનિકોની મહેનત – જ્ઞાનસંચય – તો જળવાઈ ગયાનો સંતોષ સાથે હશે.

અને એક યમદૂત સમી ટેન્ક દૂ...રથી આ તરફ ધસતી દેખાઈ. તેમના ભયનો કાંટો, જીપના મીટરના કાંટાની સ્પર્ધા કરવા લાગ્યો. તેમણે બંકર ભણી ટર્ન લઈ જ લીધો. બીજી થોડી મોટરગાડીઓ પણ તે તરફ ભાગતી હતી. એક તોપમારાથી વાતાવરણ ધણધણી

ઊઠયું. ધરતીકંપ-શો આંચકો અનુભવ્યો. પણ કદાચ તેની પ્રહાર-સીમાથી તેઓ બહાર હતા તેથી બચી ગયા. ચાર-પાંચ વળાંકો પસાર કરી, ટેન્કનું ધ્યાન ચુકાવી બંકરનો મુખ્ય માર્ગ તેમણે પકડ્યો. વળી બંકરની ગુપ્તતા પણ જોખમાય નહિ તે ય જોવાનું હતું. અરે ગમે તે ઘડીએ જીપ ગમે ત્યાં છોડીને છુપાઈ જવું પડે કે ભાગવું પડે તેનીયે માનસિક તૈયારી અબ્દુલે કરી લીધી હતી. અસાધારણ સ્પીડે સ્ટીયરીંગ બેકાબૂ થવાનોયે ભય હતો. બસ, બધે નાસભાગ...શત્રુસેનાઓએ નગરને ઘેરી લીધું લાગતું હતું. ડૅા. અબ્દુલનો આસિસ્ટન્ટ અફઝલ નજીવી સામગ્રી સાથે ભાગતો દેખાયો. અબ્દુલે ગાડી રોકી રીવર્સ લઈ તેને સાથે લીધો. તેમણે ગંતવ્ય-સ્થાને ઝડપથી પહોંચવું હતું.

અને અચાનક...ધડા...મ...!! એક વિનાશક પેટ્રોલ મિસાઈલ તેમની જીપને અગનજ્વાળામાં લપેટી ગયું. બન્ને જીપમાંથી માંડ જીવ બચાવી બહાર નીકળ્યા. પણ આગથી તેઓ બચી ન શક્યા. દઝાયેલા, કણસતા તેઓ ધરતી પર આળોટયા, સળગેલાં વસ્ત્રો બુઝાયાં, ને તેઓ બંકર ભણી ઘસડાયા. અબ્દુલના પગ ભયંકર દાઝી ગયા હતા, અફઝલને છાતીમાં માર લાગ્યો હતો. અન્ય મોટરગાડીઓના પણ ફુરચેફુરચા ઊડી જતા તેમણે જોયા હતા. અબ્દુલને તેનું અડધું અંગ નિશ્ચેતન થઈ રહ્યું હોવાનું લાગ્યું. તેઓ બંકરથી હજારેક ફૂટ દૂર પડ્યા હતા. તેણે હાથ ઊંચો કરી સંત્રીને બોલાવવા ઇશારો કર્યો પણ વ્યર્થ. અફઝલ, કંઈક ઘસડાઈને પણ જઈ શકે તે હાલતમાં હતો. તેને ફાઈલનો થેલો બંધાવી બંકરમાં જતા રહેવા અબ્દુલે ઇશારો કર્યો. બંકર સલામત હોવાનો સંતોષ તેને હતો. અફઝલને તે તરફ જતો તેની આંખો નિહાળી રહી. જરા ઊંચું માથું કરી બંકરને નજરમાં સમાવી લેવા એવો અંતિમ પ્રયત્ન કર્યો. ઝટકાથી ઊભા પણ થઈ જવાની પણ કોશિશ કરી.

બુઝાતા દીપકનો આ આખરી ઝબકાર હતો...ઊભા થવા ગયા પણ તરત જ ધરતી ઉપર ઝીંકાયા...આંખો આકાશ ભણી...ને નયન સદાકાળ માટે બિડાયાં !!

આકાશની આંખો ખુલ્લી હતી. તેણે જોયું. પર્ણહીન શીમળાના ઝાડ ઉપર લાલ ફૂલ...કોમળ કોમળ !! 

વિશેષણો મેકઅપ કર્યા વિના જાહેરમાં આવતાં નથી !



સાંકળ એ કડીઓના સંબંધનું ગીત નથી.



વૃક્ષો ઘાસની બહુમતીની ઇર્ષ્યા કરતાં નથી.



ઘેટાંને એકબીજા વચ્ચે અંતર રાખવું ગમે નહીં.



ગરીબની હોળીમાં કચરો બળે અને કચરો પડે !



એકની ગતિ બીજાની આંખનો ઘસરકો ન બને !



બધાં જ સૌન્દર્યો બધા જ અરીસાની બહાર છે.



ઘરેલુ વાતમાં ગોખલાના દેવ પણ આવી જાય !



રતિલાલ 'અનિલ'

# અનુઆધુનિકતાનો પરિવેશ રચતી સહજસરલ અભિવ્યક્તિ / ઇલા નાયક

આધુનિક ગુજરાતી ટૂંકી વાર્તાના લગભગ નિઃશેષ થયેલા સ્વરૂપને ફરીને અનુપ્રાણિત કરવાના પ્રશસ્ય પ્રયત્નો કરનારા અનુ-આધુનિક વાર્તાકારોમાં બહાદુરભાઈ જ. વાંક એમના 'પીછો' વાર્તાસંગ્રહથી કેટલાકનું ધ્યાન ખેંચ્યું હતું. ટૂંકી વાર્તાના સ્વરૂપ–નિખારમાં એમના બીજા વાર્તાસંગ્રહ 'વિનાયકવિષાદયોગ'નું પ્રદાન પણ નોંધપાત્ર છે. આ વાર્તાસંગ્રહ એમાંની તથ્યાંતર્ગત મનોઘટનાની વિલક્ષણતા દાખવતી કૃતિઓને કારણે વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત કરે છે. કોઈ પણ પ્રકારનાં ગૃહિતોનાં વળગણથી મુક્ત એવી તેમની વાર્તાઓ ઘટનાની બાદબાકી કરતી નથી કે પ્રયોગોની સભાનતા દર્શાવતી નથી. તેમની આ સ્વાયત્તતાએ કેટલાંક લાક્ષણિક પરિમાણો અને કલાપરિમાણો નિપજાવ્યાં છે. તેની પ્રતીતિ આ સંગ્રહની કેટલીક વાર્તાઓ કરાવે છે. આ રચનાઓમાં ઘટનાને નિમિત્ત બનાવી પાત્રોનાં મનોગત રહસ્યોને સૂચિત કરવાનો ઉપક્રમ કેન્દ્રસ્થ હોય એમ જણાય છે. એમાંનાં રોજબરોજની સામાન્ય જણાતી ઘટનાઓના અંતસ્તલમાં પડેલાં માનવમનનાં તથ્યો આપણને વિસ્મયચકિત કરે છે. આમ એમની વાર્તાઓનું રસબિંદુ ઘટનામાં નહીં પણ પાત્રોની આંતર-ક્રિયાઓમાં રહેલું જણાય છે. અને આ આંતરક્રિયાઓમાં પાત્રોની સંકુલ ચેતના પ્રતિબિંબિત થતી જોવાય છે

આ દૃષ્ટિએ 'વિનાયકવિષાદયોગ', 'લેફ્ટ...રાઈટ...લેફ્ટ...',

'એક ન કહેવાયેલી વાત' વિશેષ આસ્વાદયોગ્ય છે. 'વિનાયકવિષાદ-યોગ' રોગભ્રમી (Hypochondriac) વિનાયકની વિક્ષિપ્ત ચેતનાની કથા છે. શારીરિક તકલીફોથી પીડાતા વિનાયકના રોગનું કોઈ ચોક્કસ નિદાન ડૉક્ટરો કરી શકતા નથી. કોઈ ડૉક્ટરની દવા અસરકારક નીવડતી નથી. મનોચિકિત્સક પણ ખાસ મદદરૂપ થઈ શકતા નથી. આથી કંટાળેલો, વિષાદગ્રસ્ત થયેલો વિનાયક આત્મહત્યા કરવા ઇચ્છે છે પણ મૃત્યુભય તેને આત્મહત્યા કરવા દેતો નથી. તેથી અંતે પંખા સાથે નાઈલોનની દોરીથી ખચકાવીને ગળેથી બાંધેલી પ્લાસ્ટિકની ઢીંગલી લટકાવી પોતે માથે ચાદર ઓઢીને શબની જેમ સૂઈ જાય છે. ઢીંગલી પર આત્મહત્યાનું પ્રક્ષેપણ કરવાની આ ઘટનામાં જ વાર્તાનો અંત છે. અહીં જણાય છે કે વિનાયકની માંદગી મનોદૈહિક (Psychosomatic) છે. સંવાદોને આગળ કરતી એકાધિક સ્તરો પ્રગટાવતી આ વાર્તામાં આત્મરતિ, ભય, લઘુતા, હતાશા જેવી ગ્રંથિઓથી ઘેરાયેલા વિનાયકની અનભિજ્ઞ ચેતનાની સંકુલતા જ આસ્વાદનો વિષય બને છે. વિનાયકનાં વાણીવર્તનમાં પ્રચ્છન્નપણે નિર્દેશિત થતાં મનોગત રહસ્યો એના વિષાદયોગને સરસ ઉપસાવે છે. ઇપ્સિતની અપ્રાપ્તિને કારણે ઉદ્ભવેલા વિષાદનો સંકેત વિના-યકના સ્વપ્નમાં મળે છે. વિનાયકની ડૉક્ટરની મુલાકાતો, કેસકાગળોની ચોકસાઈભરી ફાઈલની વિગતો, હંસા સાથેના સંવાદોમાં પ્રગટ થતી અકળામણ વગેરે દ્વારા વિનાયકની મૂંઝવણ, કંટાળો, ભય, અધીરાઈ, હતાશા જેવાં સંવેદનો આછા વ્યંગવિનોદ સાથે સ્પર્શક્ષમ બન્યાં છે. અન્ય વાર્તા 'લૅફ્ટ...રાઈટ...લૅફ્ટ...'માં વ્યતીતની ક્ષણોમાં જ જીવતા ડી. એસ. પી. પ્રેમસિંઘનો નિવૃત્તિ પછીનો સઘળો જીવન-વ્યવહાર અતીતને પકડી રાખવાના ઉધામા સ્વરૂપે નિરૂપાયો છે. એનું આ પ્રકારનું વર્તન એના ભીતરી પ્રદેશોને અનાવૃત્ત કરી આપે છે. પ્રેમસિંઘનો ડી. એસ. પી. તરીકેનો ઠસ્સો, રોફ, રૂઆબ, માન-સન્માન, અધિકાર, ધાક, વર્ચસ્વ – બધું જ નિવૃત્ત થતાં ખરી પડે

છે પણ એની અસરમાંથી તેઓ નિવૃત્ત થતા નથી. એમના મનની નિરાશા પત્ની-બાળકો સાથેના સઘળા વ્યવહારમાં ગુસ્સા દ્વારા પ્રગટ થાય છે. સત્તાચ્યૂતતાની કટુ વાસ્તવિકતા સ્વીકારી ન શકાતાં વર્તન વિપરીત બને છે. અંતે ધ્વજવંદન કરતાં કરતાં પત્ની શાંતાને માથેથી સરી પડેલી સાડી સરખી કરતી જોઈને તેઓ ઘરે આવી તેને તમાચો ચોડી દે છે એ ઘટના વાસ્તવિકતા સાથે સમારાધન ન સાધી શકાતાં ઉત્પન્ન થયેલી મનોવિકૃતિની દશાનું સૂચન કરે છે. 'એક ન કહેવાયેલી વાત' આ સંગ્રહની ઉત્તમ વાર્તા છે. અહીં કશાય ઊહાપોહ કે ઘોંઘાટ વિના અમલદારશાહી(burequcracy)નો ભોગ બનનાર નાયકની નગણ્યતા કલાત્મક માવજત પામી છે. અમલદારશાહીનું બીભત્સ રૂપ અહીં ઝીણી ઝીણી વિગતોમાં પ્રતિબિંબિત થયું છે. એક બાજુ પોતાની નાનીસરખી વાતને વ્યક્ત કરી શકવા અસમર્થ એવો લઘુનાયક છે તો બીજી બાજુ તુમારશાહીનો પ્રતિનિધિ એવો અધિકારી છે. આ બન્નેની સહોપસ્થિતિ નાયકના જંતુવત કરુણ અસ્તિત્વને કળામય રીતે પ્રગટ કરે છે. નાયકનું કોઈ વિશેષ નામ ન આપીને કથાકારે તેની હસ્તીની તુચ્છતા દઢાવી છે. નાયકનાં ન કહેવાયેલાં આંતરસંવેદનો વાર્તાકારની સર્ગશક્તિનો અચ્છો પરિચય કરાવે છે. સાહેબની ચેમ્બરની બહાર બેઠેલા નાયકની અંદર જવાની પ્રતીક્ષા, ચેમ્બરમાં પ્રવેશ્યા પછી સાહેબના ઉશ્કેરાટનો અનુભવ, વચ્ચે વચ્ચે આવતા ફોનનો વિક્ષેપ, બીજા અધિકારીનો અચાનક ચેમ્બરમાં પ્રવેશ, ફરીથી પ્રતીક્ષા, ફરી અંદર જવું અને છેવટે સાહેબના, 'સોરી મિસ્ટર, હું આજે તમને સાંભળી શકું એમ નથી.' એ વાક્યથી રોળાઈટોળાઈ જતી પ્રતીક્ષા, અંતે સાહેબની મોટરને ધક્કો મારવામાં જોડાવું...આ બધી ક્ષણોમાં ઝિલાયેલી નાયકચિત્તની ગતિવિધિની ચિત્રણાથી જ આ વાર્તાનું ગઠન થયું છે. 'એક ન કહેવાયેલી વાત' દ્વારા 'એક કહેવાયેલી વાત'ની વેધકતા ભાવકને તળેઉપર ન કરે તો જ નવાઈ.

'અપહરણ' વાર્તામાં ઑફિસમાં સહુ ઉપરીઓના હુકમો ઉઠાવતો છતાં સહુનો ઠપકો સાંભળતો મગન પટાવાળો પોતાની આ પરિસ્થિતિથી ક્ષુબ્ધ થયેલો છે. તબિયત સારી ન હોવાથી રજા મંજૂર થવાની વાત તો દૂર રહી પણ ઇન્સ્પેકશનને કારણે રાતે પણ આવવું પડે એમ હતું. ઑફિસેથી ઘરે આવે છે ત્યારે, 'તો થાવું'તુંને ફોજદાર' જેવું પત્નીનું, મેણું સાંભળવા મળે છે. અંતે દવા લેવા જતાં, 'હવે કોઈની તાબેદારી સહન નથી કરવી, રજા ના આપે તો એમને એમ જ ગેરહાજર રહેવું છે...' વગેરે વિચારમાં ને વિચારમાં તે દવાખાનાને બદલે ઑફિસના દરવાજે આવી પહોંચે છે ત્યારે તેને લાગે છે કે કોઈએ તેનું અપહરણ કર્યું છે. સંપ્રજ્ઞાત અને અસંપ્રજ્ઞાત મનની ખેંચતાણના પરિણામસ્વરૂપ આ અંત ચમત્કૃતિપૂર્ણ અને તેથી રસપ્રદ બને છે. 'બળાત્કાર' પોતાની ઓળખ ગુમાવી બેસતા વિરૂપ શાહની વિક્ષિપ્ત ચેતનાની કથા છે. પણ વાર્તાકાર અહીં કશું વિશેષ નિપજાવી શક્યા નથી. અંતે પત્ની સાથે સહશયનની સવારે જાણ થતાં નાયકની 'તું રાક્ષસણી છે, રાત્રે તેં જ મારા ઉપર બળાત્કાર...' ઉક્તિ ચાતુરીભરી કૃતક ચમત્કૃતિ જ બની રહે છે. 'ગોખવું'માં કિશોરવયે ઉદ્ભવતા સ્ત્રી-પુરુષસંબંધો અંગેના કુતૂહલનું સંવેદન જિજ્ઞેશની ક્રિયા-પ્રતિક્રિયામાં અસરકારક રીતે વ્યક્ત થયું છે. પુત્રના અકસ્માતનો તાર આવતાં ધીરુભાઈ 'નોનસ્ટોપ' બસમાં બેસી નોનસ્ટોપ ગતિએ વિચારોમાં અટવાય છે તેની વાત 'નોનસ્ટોપ' વાર્તામાં રજૂ થઈ છે. અધીરાઈભરી પળોમાં અંતે બસના વ્હીલમાં પંક્ચર પડવાની ઘટના નિરૂપી ચીલાચાલુ અંતનો દોષ લેખકે વહોરી લીધો છે. બાલ્યવયમાં લડતાંઝઘડતાં ભાઈ-બહેન, બહેનની સગાઈ થતાં એકબીજા માટે અજાણી વ્યક્તિ બની રહે છે, એવું ભાઈ-બહેનનું સ્નેહસંવેદન 'અજાણી વ્યક્તિ'માં કલાછાપ ઊપસાવતું નથી. તો 'મંથન' વાર્તામાં પત્નીના મૃત્યુ પછી બીજી વાર લગ્નોત્સુક અનિલનું મંથન મંથન બન્યું નથી. અને 'વાતો'નો

